# ફુરસદનો ઉપયોગ.




લખનાર

રતનબાઇ ફ. પાવરી.



સુરત.

ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ.

---

૧૯૨૪

કિંમત રૂ૦ ૧-૪-૦

# બે બોલ.

આ ચોપડીનો દીબાચો લખવાનું મારે ફાળે આવેલું હોવાથી મને ચિંતા થાય છે કે, તેને જોઈએ તેવો ઈનસાફ હું આપી શકીશ નહિં. કારણ મારા કરતાં કોઈ વધુ લાયક હાથમાં એ સોંપાયું હતે, તો તેને વધુ સારો ઈનસાફ મળતે; છતાં મારાથી બની શકે એટલું હુ કરીશ.

મેં એ આખી ચોપડી વાંચી છે, અને તેમાંથી કઇ બાબદને વધુ સરસ કહેવી, તે મારે માટે મુશકેલ કામ થઇ પડયું છે, કારણ એક પછી એક પ્રકરણ વાંચતાં તે દરેક આગલાંથી વધુ વાંચવા લાયક મને જણાયાં છે, અને તેમાં મારૂં ખાસ ધ્યાન આ બિના ઉપર ખેંચાયું છે કે, ઘણાકો જે લખાણો કરે છે, તે ઉપર બીલકુલ અમલ કરતાં નથી; પણ આ ચોપડીના લેખક બેનને ઓળખવાનું મને માન છે અને હું મારા અનુભવ ઉપરથી લખું છું કે, એઓએ જે સબકો આપ્યા છે, તેની ઉપર એઓ ચીવટાઈથી અમલ કરનારાં છે, અને જેથી તે વધુ અસરકારક રીતે એઓ દર્શાવી શકયાં છે. નાદાન અને નાના બાળકો માટેજ નહિ પણ મોટાં અને ઉંમરે પોંહચેલાઓ માટે પણ એમાં ઘણુંક શિખવાનું અને મનન કરવાનું સમાવેલું છે. જો એમાં આપેલા દાખલાઓ અને સીધ્ધાંતો પ્રમાણે દરેક માનવી અમલ કરે, તો આ ધરાા ઉપર સઘળે સુખ અને સંતોષ વ્યાપી રહે એમાં શક નથી.

મરહુમ બાનુ લેખક મિસ મૅરી કૉરેલી એક ઠેકાણે લખી ગયાં છે કે " એક સારી ચોપડી જેવો સાથી આ દુન્યામાં આપણને કોઇ નથી, કારણ આપણા મિત્રોને રાજી રાખવા અને તેઓને સદા આપણા દોસ્તો તરીકે ચાલુ રાખવા કાજે આપણને બાજે વખત આપણાં અંતઃકરણના અવાજની વિરૂદ્ધના કામો કરવાં પડે છે, જ્યારે એક સારી ચોપડી આપણી કાયમની સાથી થઈને રહે છે, અને આપણ જ્યારેબી તેને મળવા યા તેની સાથે વાત કરવા–વાંચવા–માંગ્યે ત્યારે તે હંમેશ આપણી નજદીક તૈયાર ખડી રહે છે." એ વાત બીલકુલ સંદેહ વીનાની છે. આજના આપણા જીવેજાનના મિત્રો સહેજ ઓછું પડતાં કાલે આપણા કટ્ટા વેરી થઈને ઉભા રહે છે, જ્યારે આ આપણો મુંગો મિત્ર આપણી ચઢતી કે પડતીમાં વફાદારીથી આપણી બાજુમાં ઉભો રહે છે.

ગુજરાતી ભાષામાં આવાં પુસ્તકો માત્ર ગણત્રીનાજ બાહેર પડેલાં છે, અને તેમાં આ એકનો વધારો ખરેજ આવકારદાયક ગણાવો જોઇએ. પ્યાર અને ખુન જેવા જુસ્સા ઉશ્કેરનારા બનાવોથી ભરપુર વાર્તાઓ લખવા યા તેવી વાર્તાઓના તરજુમા કરવા પાછળ વખતની બરબાદી કરવા કરતાં આવાં જ્ઞાન સાથે ગમત આપે એવાં પુસ્તકો મોટા જથામાં લખાવાં જોઇયે અને તે દરેક ઘરમાં રાખવાં જોઇયે, કે જેથી નાના કે મોટાં દરેકને તેમાંથી કાંઇને કાંઇ લાભ પ્રાપ્ત થાય.

આજના વખતમાં આપણાં જરથોશ્તી દીનની બુલંદી ઘણાં થોડાંઓજ પીછાણે છે, અને તે કારણે આજકાલના નાદાન છોકરાંઓ એ બાબદથી અંજાણ રહીને પોતાના મજહબની ખરી અને ફાયદેમંદ રાહ રસમ તજી નાપસંદ રાહે ઉતરી જાય છે, તેવા એયામમાં આવી ચોપડીઓ આપણાં ઘરમાં રાખવાથી અને તેમાંનું એકેકુંજ પ્રકરણ રોજ આપણાં ઉધરતાં બાળકો આગળ વાંચવાથી તેની ઘણી સારી અસર થવા પામે એવો મારો મત છે. એમાં દરેક જરૂર જોગી બાબતો સમાવવામાં આવેલી છે; જેવી કે આપણો મજહબ, બંદગી, અપોઈ, કેળવણી, જન્મ વૃ-તાંત, નિબંધ, અને વાર્તા. એમાં જે "જન્મ વૃ-તાંત" આપ્યાં છે, તે દરેક વાંચવા અને તે પ્રમાણે અમલ કરવા લાયક છે "અવસ્તા" બાબેનું લખાણ ધ્યાનથી વાંચવા, અને ગોખી રાખવા જોગ છે. "કેળવણી"ને લગતું પ્રકરણ આપણા સખીતબેહ જરદાર શેઠયાઓ માટે એક પાઠ સમાન છે. સખાવત કયાં અને કેમ કરવી તેનો કાંઇક ખ્યાલ એમાંથી મળે છે. નિબંધમાં "મોત" વાળું પ્રકરણ ખાસ વાંચવા લાયક છે; બીજું, "ખરી તવંગરી શામાં છે?" એ પ્રકરણ આપણા એરીસ્ટોક્રેટીકો માટે મહેતાજીની એક સોટી સમાન છે. સામાન્ય બાબદો પણ રસીલી અને જ્ઞાન આપનારી છે. છેલ્લે હું ફરીથી જણાઉં છું કે, એ સઘળી બાબદોમાંથી એક ચોકસ કઈ બાબદને મારે ચઢીયાતાપણું આપવું તે હું સમજી શકતી નથી, કારણ એક એકથી એક એક મને વધુ અને વધુ ધ્યાન આપવા જોગ જણાય છે.

ગુલબાઈ સોરાબજી જમશેદજી.

"શૈદમા."

# પ્રસ્તાવના.

આપણુ દરેક માનવીની ફૂરજ છે, કે દરરોજની દુન્યવી જંજાલથી ફારેગ થયા પછી આપણા પુરસદનાં વખતનો સદ્-ઉપયોગ કરવો જોઈએ. જે માનવીઓને પરમેશ્વરની કૃપાથી દુન્યાદારીની ઝાઝી ખટપટ ન હોય, તેઓને વધારે વખત પુરસદ મળતી હોય, તેઓએ તો જરૂર પોતાનાં કીંમતી વખતને સારાં કાર્ય પાછળ ગુજારવો જોઇએ છે. આપણે જાણીએ છીએ તેમ ઘણા સ્ત્રી પુરૂષો પોતાની જીંદગીનાં પુરસદનાં વખતને સારાં કામો પાછળ રોકવામાં ગુજારતાં જણાયલાં છે. જેથી કરીને પુરસદનાં વખતમાં કાંઈ પણ આપણેથી નુકસાનકારક કાર્ય કરવાનું સુજ પડે નહીં. વખતની બરબાદી નહીં થતાં આપણાં જ્ઞાન તથા મનશકતીનો રૂડો ઉપયોગ થાય છે.

જેમ કેટલાંક મનુષ્ય વિષે જણાયલું છે, કે તેઓ પુરસદને વખતે બાગબાની, ભાષાઓ શીખવાનું, વાજીંત્ર વગાડવાનું, યા કોઇ પણ જાતની કારીગરીઓ શીખવાનું, જુદા જુદા ચોપાન્યામાં લેખો લખવાનું, કે ચોપડીઓ લખવાનું કાર્ય કરવામાં પોતાનો વખત રોકેલો રાખે છે, તેમ મેં પણ એ નિયમને આધારે મારી જીંદગીનાં સાંજનાં વખતમાં મારી નાકેશ શકિત મુજબ ઉપલું કાર્ય ચાલુ કીધું છે. વળી આ જાતની મારી પહેલીજ કોશીષ હોવાથી એમાં ઘણીએક ખામીઓ જોવામાં આવે તે બનવા જોગ છે. જે માટે પ્રિય વાંચનાર વર્ગ પાસે કબીરજીનાં બોલોમાં માંગી લઇશ કે,

જામે જીતની બુધ્ધી તિતના વોહ કર બતાયે;
વાંકા બુરા ન માનિયે બહોત કહાંસે લાયે ?

જેટલી જેની શકિત હોય તેટલું તે કરી બતાવે. તેને માટે હલકો વિચાર ન કરવો જોઈએ, પણ હરગુજરની નજરથી જોવું કારણ કે તે વધુ કયાંથી લાવે ?

માટે પ્રિય વાંચનાર! જો એમાં કંઈક ગંભીર ભૂલો નજરે પડે તો મારૂં ધ્યાન ખેંચવાની મહેરબાની કરશોજી, કે જ્યારે બીજી આવૃત્તિ છપાવવાને પ્રસંગ આવે ત્યારે તે ભુલો સુધારવાને બની શકે.

આ ચોપડીનાં સંબંધમાં મારા મીત્ર "ચેરાગ" ના હાલના અધીપતિ મી૦ અ. ન. ખીલીમોર્યાએ **ચેરાગમાં** તથા બીજાં ચોપાન્યામાં લખેલા મારા લેખો બધા એકઠા કરી ચોપડીનાં આકારમાં છપાવવા માટેની ગોઠવણ કરવામાં, પ્રુફો વગેરે તપાસવામાં ઘણી કીમતી મદદ કરી છે, ને આ પુસ્તક વાંચક વર્ગની સેવામાં રજુ કરવાની મને જે જોગવાઈ કરી આપી છે, તે માટે ખરેજ હું પોતાને ભાગ્યશાળી સમજું છું. તેમજ આ ચોપડીનું કાર્ય હાર પાડવા પાછળ મારો જે વખત ગયો છે, તે મારા મનથી મારી જીંદગીની શુભ પળો છે, ને તેની ખરી મોજ છે.

તેજ પ્રમાણે ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસનાં માલેક મી૦ ઉત્તમરામ ઉમેદરામે જે મને કીંમતી મદદ ચોપડી છાપવામાં આપી છે, તેમનો પણ આ તકે ઉપકાર માન્યા વિના હું રહી શકતી નથી.

એવી રીતે ખુદાની મહેરબાનીથી આ ચોપડીનું કામ હાર પાડવાને બની શકયું છેજી. આ પ્રસ્તાવના ખતમ કરતાં આપણે અંતઃકરણપુર્વક દુવા ગુજારીશું, કે જુદા જુદા વિષયોનો સંગ્રહ આ નાના પુસ્તકમાં સમાવ્યો છે, ને જે નજીવો પ્રયત્ન થયો છે, તેનો ગુજરાતી વાંચક વર્ગમાં બહોળો ફેલાવો થાય, તથા જે આ ચોપડીમાં અપુર્ણતા લેખોની જોડણીમાં રહી હોય, તો તે માટે વાંચક વર્ગની ક્ષમા માગું છું.

મુંબઇ.
તા૦ ૨૩-૫-૨૪ } રતનબાઇ ફ૦ પાવરી.

# ફુરસદનો ઉપયોગ.

## લેખક—મીસીસ રતનબાઇ પાવરી.

જેઓ મીસીસ પાવરીના સહવાસમાં આવ્યા છે, તેઓ તો તેમને એક ઉત્સાહી અને મહેનતુ સમાજસેવિકા તરિકે ઓળખેજ છે. એઓ વારંવાર ચોપાનીઆમાં લેખો પણ મોકલે છે. અત્યાર સુધીમાં તેમણે લખેલા લેખો સદરહુ પુસ્તકમાં તેઓએ પ્રસિધ્ધ કર્યા છે.

લેખો વાંચતાંજ આ બાઇનું ગંભિર અને પરગજુ હૃદય જોઈ શકાય છે. આ પુસ્તકમાં પચાસ લેખો છે અને સત્તાવસો પાનાંમાં તેમનો સમાવેશ થયેલો છે. સઘળાં લેખોના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવેલા છે. ૧. અવસ્તા, ૨. કેળવણી, ૩. જન્મવૃત્તાંત, ૪. નિબંધ, ૫. વાર્તા, ૬. સામાન્ય. "અવસ્તા" એ મથાળા નીચે પારસી ધર્મ ગ્રંથમાંથી થોડા ઉત્તમ ભાગ આપ્યા છે. જુદી જુદી કોમો વચ્ચે મૈત્રિ વધારવા માટે તે કોમોના ધર્મનું થોડું ઘણું જ્ઞાન હોય, તો વધારે લાભ થાય. મીસીસ પાવરીએ આ વિભાગ પૂર્ણ શ્રધ્ધાથી છતાંયે વિવેક બુધ્ધિથી લખ્યો છે, તે માટે તેમને અભિનંદન ઘટે છે.

એક તરફથી તેમણે અવસ્તામાંથી લેખ આ પુસ્તકમાં આપ્યા છે, ત્યારે બીજી તરફથી મહાત્મા સુદામાજી અને કબીરજીનાં જીવન વૃત્તાંત પણ તેમણે આપેલાં છે. દાદાભાઇ નવરોજી તથા મીસીસ બીસાંટના જન્મ ચરિત્રો પણ આ પુસ્તકમાં છે. આ રીતે આ નિબંધો એકમાર્ગી નથી તે જોઇ શકાય છે.

ગુજરાતીમાં નિબંધ સાહિત્ય ઓછું છે. તેમાં આ પુસ્તકથી આવકારદાયક વધારો થશે. ભાષા સરળ પણ એકંદરે શુદ્ધ ગુજરાતી છે. જોડણીમાં તો હજી ક્યાં નિયમો છે કે આપણે ટીકા કરી શકીયે? સ. પ્રો. અતિસુખશંકરના "નિવૃત્તિ વિનોદ"ની સાથે આ પુસ્તક સ્થાન લેશે. આ નિબંધોનો સંગ્રહ કરી તે પ્રકટ કરી મીસીસ પાવરીએ ગુજરાતી સાહિત્યની સેવા કરી છે તેતો નક્કીજ છે. એમની લેખન પ્રવૃત્તિ ચાલુ રાખવા મીસીસ પાવરીને ખાસ વિનંતિ છે.

કેશવપ્રસાદ દેશાઇ.

મીસીસ પાવરીએ પોતાના નવા પુસ્તકના છાપેલાં પાનાં વાંચવા આપેલી અમુલ્ય તકનો લાભ લઇ, મેં તે ઘણી આતુરતા અને રસથી વાંચી જોયું છે. તેમાં આશરે પચાસ નિરનિરાળા વિષયોપર વિવેચન કરવામાં આવ્યું છે. વિષયોના છ વિભાગો પાડવામાં આવ્યા છે, જેવા કે (૧) અવસ્તા; (૨) કેળવણી, (૩) જન્મવૃતાંત, (૪) નિબંધ, (૫) વાર્તા, (૬) સામાન્ય બાબતો. આ લેખકે વખતો વખત જુદા જુદા માસિકોમાં પોતાના લેખોને પ્રસિધ્ધ કર્યાં હતા અને હવે તે તમામની સંકળના એક પુસ્તક આકારમાં કરી પોતાના મત તથા વિચારોને સ્થાયિરૂપ આપ્યું છે. તેઓના વિચારો પુખ્ત અને પ્રશંસનીય છે. ભાષા શુધ્ધ અને રસીલી છે. જ્યાં જ્યાં વિષયમાં શુષ્કતા માલમ પડી ત્યાં ત્યાં મર્મદાયક દ્રષ્ટાંતો આપી કહેવાનો બોધ વાંચનારના મનમાં ઠસાવવાનો ઉતમ પ્રયત્ન કર્યો છે. હાલના અર્થવાદી જમાનામાં આવા પુસ્તક દ્વારા ધર્મ તથા નિતીના તત્વો પ્રચાર કરવાની જરૂર છે.

મીસીસ નવાજબાઇ ડી. કંટ્રાકટર, બી. એ.
લેડી સુપ્રિન્ટેન્ડન્ટ
ચંદા રામજી ગર્લ્સ હાઇ સ્કુલ—મુંબઈ.



# જરથોશ્તી દીનની બુલંદી અને મોતેબરી.

દીન અથવા ધર્મનો અર્થ જુદા જુદા વિચારના માણસો જુદી જુદી રીતે કરે છે. કોઇ દીન એટલે ધર્મ, અને ધર્મનો સાર ફરજમાં લાવી મુકે છે; કોઇ સંસારી ફરજ સમજે, અને કોઈ પોતાના કુટુંબ તરફની ફરજ સમજે છે. કેટલાકો તો ધર્મનો અર્થ કાંઈ પણ ક્રિયા કરે છે. વધારે લાયક અર્થ તો ખુદામાં માણસના રવાનને આમેજ થવાનું જ્ઞાન અને તેના કાયદા-કાનુનો અને તે માટેનાં કામકાજો હોવાં જોઇયે. ધર્મ એવો હોવો જોઇયે કે તે જેમ પુર સમજવાળાં માણસને સંતોષ આપે તેમજ વળી તેમાં એવી સાદાઇબી હોવી જોઇયે કે તે ઓછી મનશકિતનું માણસ પણ સમજી શકે. ધર્મનું જ્ઞાન એવું હોવું જોઈયે કે તે ખુદાની હસ્તી સમજાવે; તેની નીતિ એવી હોવી જોઇયે કે તે ખુદા તરફ આપણી ભકિત વધારે; તેનાં ક્રિયા કામો એવાં હોવાં જોઇયે કે તે રહેણી કરણીને સુધારે. ધર્મનું જ્ઞાન, ધર્મની નીતિ, અને ધાર્મીક ક્રિયા એ ત્રણે સાથે ધર્મમાં સમાયલાં હોવાં જોઇયે. તે જરથોશ્તી ધર્મમાં હોવાથીજ તેની બુલંદી જાહેર થઈ છે. જરથોશ્તી ધર્મ એકતાઇ રાખવી એવું શીખવે છે, અને તે "હપ્તન યશ્ત"માંથી મલે છે. તેનો સાર આ પ્રમાણે છે. "ધર્મનો ઈલ્મ સાંભળનારા, નહિ સાંભળનારા, શકિતવાળા, શકિત વગરના, તમામ જીવોને સખાવત તથા ઉત્તમ કામોની મારફતે સુખ અને પોષણ ઈચ્છીયે છીયે." એ ઉપરથી જણાય છે કે જરથોશ્તી ધર્મ એકલપેટાપણું શીખવતો નથી--તે એકલા જીવનું સાથક શોધતો નથી--પણ તમામ જીવોનું સુખ ઈચ્છે છે. તે તમામ જીવોને સરખા ગણવાનું શીખવે છે. ધર્મ અથવા દીન એ એક ઉંચા

પ્રકારનું શિક્ષણ છે. માણુસે દુન્યામાં કેવી ચાલચલણુ ચલાવવી તે ધર્મ સમજાવે છે. માણુસના સંબંધમાં આવતી સર્વે ચીજોની ખરી ખાસીયત શુ છે અને તેની તરફ તેણે કેમ વર્ત્તવું જોઈયે તેની સમજ તે આપે છે. મુખ્ય કરીને ખુદા, જેહાંન અને ઇન્સાન આ બાબદોનું જ્ઞાન ધર્મ આપે છે. આ દુન્યામાં માણુસની નેમ શી છે, અને તે નેમ પાર પાડવાના રસ્તા કયો છે, તે ધર્મ દેખાડી આપે છે. આ વિષેની જે સમજ જરથોશ્તી મહજબ આપે છે તે ઘણી સંતાષભરેલી જણાય છે. તે ખુદા વિષે તથા જરથોશ્તી મહજબ વિષે બુલંદ ખ્યાલ આપે છે.

ખુદા એકજ છે અને તમામ ભલો, કશા પણ ડાઘ વગરનો સ્વચ્છ છે. તેનામાં કશી પણ બુરાઈ, પાધરી કે આડકતરી રીતે હસ્તી ધરાવતી નથી. તે ભલાઈમાં સંપુર્ણ છે, તેનામાં તમામ સદગુણો પુરેપુરા છે, તેથી તે આપણી સિતાયશ લાયકનો છે, આપણને જરૂરની સર્વ ચીજો તેણે બનાવી છે. પોતાની બુલંદ શકિતઓથી તેણે આખું જગત પેદા કીધું છે, અને તેને તે ટકાવી રાખે છે. એ બુલંદ શકિતઓની ફીલસુફી-ભરી અને મનપર અસર કરે એવી તફસીલો જરથોશ્તી મહ-જબ આપે છે. એવા સર્વોત્તમ સત્ય ધરાવનાર ખુદાને પવિત્રાઈ ભલાઈ અને મોટાઇના નમુના તરીકે આપણી સનમુખ આપણો ધર્મ ધરે છે અને તે મહાન સદગુણોને અનુસરીને ચાલવા અને આપણાં સર્વમાં તેઓની ખીલવણી કરવા તે સુચવે છે. જરથોશ્તી માજદયસ્ની ધર્મની ખુબી એ છે કે તે 'બંદ' એટલે ગુલામગીરી કરવાના, 'દ્રુઓષ' એટલે જુઠું બોલવાના અથવા બદ દયાનતથી કોઈનું કરજ અદા નહિ કર-વાના, જાદુગરી ચલાવવાના, અશો માણસને મારવાના, નશાને દાટી રાખવાના, નહિ મારે થાય એવા બીજા ગુનાહના કામો કરવાના, ભારી કરજ કરવાના તથા એવાંજ બીજી કીસમના કામો કરવાથી માણસને પરેહજ રહેવાને શીખવે છે. માજદયસ્ની

દીન એવી એજમતી અને કાર્યસાધક છે કે જેમ આસમાન ઉપર ફુકતો તુફાની પવન જગતમાંથી તમામ ગલીચી તથા ખરાબ હવાને ઘસડી લઈ જાય છે અને જંગલે અને વાતાવરણને સાફ કરી નાખે છે, તેમ જરથોશ્તી દીન સાચા માણુસના દીલમાંથી બદ મનશ્ની, બદ ગવશ્ની અને બદ કુનશ્નીને એકદમ ઘસડી બહાર કાઢી નાખે છે. જરથોશ્તી દીનની ખુબી એ છે કે તે કજીઆ કંકાસ નાબુદ કરાવે છે; હથીઆર છોડાવી સલાહ કરાવે છે, દરેક માણુસ તરફ ભાઈબંધીનો ગાંઠ મજબુત કરાવે છે; અને સચ્ચાઈ શીખવે છે. ભલી માજદયસ્નીની દીન, દુન્યાની વૃધ્ધિ, આબાદી અને ફાયદો કરનારી છે. 'તાઓ અહી ન્માને' નામની નામીચી બંદગીમાં જરથોશ્તી માજદયસ્ની દીનની લાંબા જમાના સુધીની હૈયાતી ઇચ્છવામાં આવી છે. જરથોશ્તી માજદયસ્ની દીનને જેટલી દીનો આગલા જમાનામાં હતી તે સર્વના કરતાં શ્રેષ્ટ તથી સરસ જણાવી છે. જરથોશ્તી દીન જાત કે ધર્મના કશાબી તફાવત વગર દરેક માણુસ તરફ ભાઈબંધીની દીલસોઝ લાગણીથી જોતાં શીખવે છે. આવાં ઉત્તમ શિક્ષણો મુજબ ચાલનાર લોકો ખચીતજ ઘણા સદગુણી અને સુખી રહેવા જોઇએ, અને જરથોશ્તી કોમ હમેશાં એવીજ રીતે સદગુણી અને મોટાઈભરેલી જણાતી આવેલી છે. અને જ્યારેબી આપણી અશો દીન ઉપર આપણા લોકોએ ખાસ અને ઘટતું ધ્યાન આપ્યું છે ત્યારે તેની બાહોશી અને જાહોજલાલીમાં અસાધારણ વધારો થયો છે. એવી અશો દીનની પાક અવસ્તામાં વાજબી વખાણ થયલી છે. સર્વોત્તમ સત્ય ધરાવનારૂં મહાન દાનેશમંદ ખુદાથી જાહેર થયલું અશો જ્ઞાન જે ભલી માજદયસ્ની દીન છે તેની હમો સેપાસ ને સેતાયશ ગાઇયે છીયે, કે જે ભલો રસ્તો દેખાડનાર, ભલાઈનો વધારો કરનાર, બીગાડ સાફ કરનાર, ફીદાગીરી ઉશ્કેરનાર, અશો સદગુણો હાંસલ કરાવનાર, વખાણ ને ફેલાવો પામેલી સરસ રીતે

અસર કરનાર, ઝડપથી અસર કરનાર, અખંડ અસર ધરાવનાર, અને તમામ પવિત્ર કરનાર છે, કે જેને માટે અશો જરથોશ્તે ભલી ખાએશ કીધી હતી કે "ઓ સર્વોતમ સત્ય ધરાવનાર મહાન દાનેશમંદ ખુદાથી જાહેર થયલા અશો રહાપણ! તું તારા મીનોઈ તખ્ત ઉપરથી ઉભું થા અને તારા મીનોઇ મહેલમાંથી બહાર આવ! જો તું આગલ હોય તો મારે માટે જરા થોભ! જો તું પાછળ હોય તો મને આવીને મલ! કે તારા શિક્ષણના ફેલાવાથી સઘળે ઠેકાણે સુલેહ શાંતી ફેલાય અને દરેક ઠેકાણે રૂડો વહેવાર ઉભો થાય; પહાડો ધાસ્તી વગર પસાર કરાય; જંગલો વગર મુશ્કેલીએ પાર થાય; સર્વ માર્ગો સલામત ને મોકળા થાય; પાણીપર સહેલાઇથી હંકરાય ને તે સલામતભરી સફર સફળ થાય.

જરથોશ્તી દીનમાં જે બાબદ ઉપર ખાસ ધ્યાન અપાયું હતું તે દેવપરસ્તી તજવાની બાબદ હતી. તેથી જરથોશ્તી ધર્મને દેવોથી જુદો ધર્મ એ નામેબી ઓળખવા લાગ્યા. **વંદીદાદ**માં પુછવામાં આવે છે કે જરથોશ્તી દીન જે દેવથી જુદી દીન છે તે બીજી દીનો કરતાં કેટલી સરસ છે, તેનો જવાબ આ છે કે જે મીસાલે 'વોરૂકશ' દરીયાવ બીજા દરીયા કરતાં મોટો છે તે મીસાલે જરથોશ્તી દીન જે દેવથી જુદી દીન છે તે બીજી દીન કરતાં મોટી છે, જે મીસાલે જરથોશ્તી દીન બીજી દીનોને પોતાના છાયામાં ઢાંકી નાંખે છે, જરથોશ્તી દીનને જેટલી દીનો તે વખતે હતી તે સર્વેના કરતાં સરસ ગણેલી છે.

## મિનોઇ જ્ઞાન અથવા આત્મજ્ઞાનની જરૂર.

સામાન્ય માણુસ જાતમાં સાધારણ રીતે એવો વિચાર પ્રસરી રહ્યા છે કે આ સ્થુળ જગતના વ્યવહારને લીધે આત્મજ્ઞાન અથવા મિનોઈ જ્ઞાન મેલવવું પરવડતું નથી. પણ આ માન્યતાની સચ્ચાઇ કોઇ સાબીત કરી શકતું નથી. લોકો એવું અનુમાન કરે છે કે જો કોઇ માણુસ આત્મજ્ઞાન મેલવવા તરફ ઢલે છે, તો તેને માટે લોક માન્યતા એવી ઉભી થાય છે કે આ વ્યકતી માણુસ જાતનાં ભલાં અર્થે કાંઇ જાહેર કામો કરી શકશે નહિ, અને નાહેકમાં સંસારનો ત્યાગ કરશે. એવી રીતે માનીને તે વ્યકતીને નિરાશ કરે છે, અને જગતનાં કાર્ય માટે તેને નાલાયક ઠરાવે છે. આ એક ગંભીર ભૂલ છે. કારણુ આપણે તપાસી જોઈશું તો જણાશે કે આ સ્થુળ ભુવન ઉપર શારીરીક અને માનસીક શકિતથી જે કામો થઇ શકે છે તેના કરતાં ઘણા મોટા પ્રમાણમાં અને ચારે દીશામાં આત્મિક ભુવન ઉપરથી શ્રેષ્ટ કાર્યો કરી શકાય છે. જે પ્રમાણે તેની શકિત પ્રબળ હોય છે તેજ પ્રમાણે તેનું ફળ પણ બળવાન હોય છે, એમ કેટલાક દાખલાઓથી પુરવાર થયલું છે. આ નિયમ સાચો છે, એમ આપણી ખાતરી કરવા માટેજ જો આપણે બારીકીથી આગલી તવારીખનો અભ્યાસ કરીશું, તો આપણુને સ્પષ્ટ રીતે માલમ પડશે કે જે દેશની પ્રજામાં અધ્યાત્મિક જીવનથી ઉંચ આત્મજ્ઞાનનું તત્વ વધારે વહેવા લાગે છે તે પ્રજાની બુધ્ધિનો વિકાશ પણ બહોળો થયલો જણાય છે, તેમજ પ્રજાની ઉંચ લાગણીઓ જાગ્રત થયલી માલમ પડી છે, અને તેનું ફળ આ દુનિયાંમાં ઘણું પ્રબળ લાવી આપ્યું છે. માટે આપણે કુદરતનો આ નિયમ પુખ્ત રીતે ધ્યાનમાં રાખવો જોઇયે કે ઉંચ મિનોઇ

ભુવનો ઉપર જાગ્રત કરેલી ભલી શકિતઓ આ સ્થુળ ભુવન ઉપર ઘણાં પ્રબળ ફળ લાવી આપે છે. જે લોકો એમ માને છે કે ભકિતભાવથી કે આત્મજ્ઞાનમાં ચલીત થવાથી મનુષ્ય આ સંસાર માટે અયોગ્ય બને છે, અથવા દુનિયાને આગળ વધારવાનાં કામો માટે તે નકામો થઈ પડે છે, એવું જે અનુમાન કરે છે, તેમાં તેઓ મોટી ભુલ કરે છે. જેઓ આત્મજ્ઞાન શું છે એ સમજતાં નથી. અને સાધારણ ધાર્મીક પુરૂષોના જીવન ઉપરથી એવું મત બાંધવાને દોરવાયલા હોય છે, તેઓ ખરૂં આત્મજ્ઞાન સમજતાં જણાતાં નથી.

આ ઠેકાણે બીજા નિયમ છે તે પણ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. અમુક મિનોઇ ભુવન ઉપર જાગૃત કરેલી શકિતનું પરીણામ તે શકિતનો કેવો ઉપયોગ કરવામાં આવે છે તેના ઉપર રહેલો છે. જુદા જુદા ભુવનો ઉપરની શકિતઓ જાતે શુભ પણ નથી તેમ અશુભ પણ નથી શકિત એ તો માત્ર શકિતજ છે. તેના પરીણામ ઉપરથી આપણે તેને શુભ યા અશુભ કહી શકીયે છિયે. આપણે કરેલા તેના સદુપયોગ કે ગેરઉપયોગ ઉપર મુખ્ય આધાર રહે છે. આ મિનોઇ ઉંચ શકિતઓ જ્યારે જુદાં જુદાં ભુવનો ઉપર વહેવા માટે છે ત્યારે કેટલાક લોકો પોતાના સ્વાર્થ અર્થે પોતાની ઇચ્છા તૃપ્ત કરવાના કામમાં લે છે, યા કોઈ કુદરતના ખાસ કાયદાનુ ઉલંગન કરી કોઇનો નાશ કરવા અર્થે વાપડે છે, ત્યારે તે વ્યકિત જગતમાં નકામી થયલી ગણાય છે. આપણને તો તેનો ઉપયોગ આ દુનિયાંનાં કલ્યાણ અર્થે તથા આત્મીક જ્ઞાનનો ફેલાવો કરવા તથા ખોટે માર્ગે જનારાઓને અટકાવવામાં કરવાનો છે.

પણ આત્મજ્ઞાન એટલે શું ? કુદરતમાં જે એક મહાન શકિત કાર્ય કરી રહેલી છે તેને લગતાં જ્ઞાનનો અભ્યાસ કરવો,

એવી એક વ્યાખ્યા થીયોસોફીકલ સોસાયટીના સ્થાપક મેડમ બ્લેવૅટસ્કીએ આપી છે. બીજા શબ્દોમાં કહીયે તો, જગતમાં કાર્ય કરી રહેલા ઈશ્વરને સમજવો, તેનું નામ આત્મજ્ઞાન છે. આખું જગત બે વિભાગમાં વહેંચાયલું છે--જડ અને ચૈતન્ય (matter and spirit) તેમાં ચૈતન્ય શકિતનો અભ્યાસ કરવો; જડ આકારો પાછળ રહેલી અને તે તરફ કામ કરતી જીવન શકિતને સમજવી; આ બધા બનાવોની પાછળ રહેલી શકિતને પીછાણવી; આ સઘળું આત્મજ્ઞાનની વ્યાખ્યામાં આવે છે. એટલુંજ નહીં; આ દુનિયાની માયાવીક જાલ તેનાં ખરા સ્વરૂપમાં જોવી અને દેખઈતી અસંખ્ય જુદાઈમાં પાછળ રહેલી ઐકયતા છે, તે અનુભવ સિધ્ધ જાણવી; ચૈતન્ય કે જે એક જીવ છે તેને જોવો, અને તેને પીછાનવો, તેનું નામ આત્મજ્ઞાન છે.

શ્રિકૃષ્ણ ભગવદગીતામાં નીચેના શ્લોકમાં વર્ણન કરે છે--

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति.

અર્થ.

"જે મને સર્વમાં જુએ છે અને સર્વને મારામાં જુએ છે, તેમજ (સમદર્શીત) તથા સર્વ ઠેકાણે દેખાઉં છું--હું સર્વવ્યાપક છું."

આખા જગતમાં રહેલા ઈશ્વરની શકિતનું અવલોકન કરવા માટે ઉચ્ચ પ્રકારની આત્મ શકિત ખીલવવાની જરૂર છે. આત્માજ આત્માને પીછાણી શકે છે. ઈશ્વરની હૈયાતી માટે, તેની શકિતનાં ખ્યાલ માટે, આત્મા સીવાય બીજો કોઈ પુરાવો નથી. અને જ્યારે પણ આત્મજ્ઞાનની કે પ્રભુના દર્શનની વાત આવે છે ત્યારે આ સ્થુળ દુનિયાના મન, લાગણીઓ કે ઈંદ્રીયોનો પુરાવો ચાલી શકે તેમ નથી. મનદ્વારા, લાગણીદ્વારા, કે ઈંદ્રીદ્વારા મલતા પુરાવાઓ સુચના અર્થે કે એક માર્ગ

તરફ લઈ જઈ શકે છે; પણ આત્માનો ખરો પુરાવો આત્માજ આપી શકે; કારણ કે આત્મા જે તેનો ખુદ સ્વભાવ છે તેજ સ્વરૂપ છે, તે તેને પીછાણે છે. એનો જેને અનુભવ થયો હોય તેજ તેના ઉપર દીવાનો થાય છે. માત્ર ઉપલી બાબદો અનુમાન રૂપ જાણવાથી કાંઈ આત્મજ્ઞાનમાં પ્રચલિત થયલો ગણાતો નથી પણ હાલના વખતમાં તો એ વિચારોનો ફેલાવો કરવો, લોકોમાં તેનો પ્રચાર વધુ કરવો, તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની નીસરણી કે પગથિયાં રૂપે ગણાવું જોઈયે.

આત્મજ્ઞાનની પધ્ધતીમાં પણ બે ભેદ પાડેલા જણાય છે. એક તો કેટલીક વિચાર શકિતઓ આત્મજ્ઞાનને મદદ કરવામાં સ્થાપવામાં આવી છે, જ્યારે બીજી શકિત તંત્ર-વિદ્યાને લગતો ભેદ ખુલ્લો પાડે છે કે જેને આત્મજ્ઞાન સાથે કશો સંબંધ નથી. તંત્ર-વિદ્યાના ભેદ માટે એમ જણાયલું છે કે તેમાં કુદરતની કેટલીક શકિતઓ ઉપર કાબુ મેલવી પોતાની મતલબનું કાર્ય કરવામાં આવે છે; તેમાં કાંઈ જીવન ગાળવાની પવિત્રાઈ કે સારા સદગુણ ખીલવવાની જરૂર રહેતી નથી, તેમજ મનુષ્ય બંધુ તરફ પરોપકાર વગેરેનું કોઈ સ્થાન આપવામાં આવતું નથી, કેટલીક વાર કેટલાક લોકો વગર સમજવે આત્મજ્ઞાનને આ તંત્ર-વિદ્યાની સાથેં ભેલી નાખવાની ભુલ કરે છે, કારણ કેટલાક મનુષ્ય તે તરફ દોરવાઇ ગયલાં હોય છે.

હાલમાં મનુષ્ય જાતના મોટા ભાગને વાસ્તે તો આત્મજ્ઞાનની ઘણી જરૂર છે, કે જે જ્ઞાન ભવિષ્યની જીંદગીમાં ઘણું ઉપયોગી થઈ પડે છે. તેને માટે દરેક માનવીએ પવિત્ર જીંદગી ગુજારી ઉચ્ચ ભુવનની લાગણીઓથી આત્મ જ્ઞાનનો પ્રસાર કરવો જરૂરનો છે. એ માટે આપણા વિચાર, વાણી, ને કર્મ પહેલાં શુધ્ધ કરવાં જોઇએ, આપણા જીવન પ્રત્યે જનસેવાનો પ્રસાર થવો જોઈએ,

ત્યાર પછીજ આત્મજ્ઞાનની વાત કરવી જોઇએ. જયારે આપણામાં અધ્યાત્મિક ભાવના ખીલશે ત્યારેજ ધીમે ધીમે પોતાની મેલે આપણુને ખરાં મિનોઇ જ્ઞાન અથવા આત્મજ્ઞાનનો કાંઇ ભાસ થશે. પણ આપણું મન એ ભાસ થવા દેતું નથી--તે ઘણું ચલીત છે. તેનો વિકાસ એટલો બધો છે કે તે પવનના વેગ કરતાં પણ ઘણું ઝડપી ગણાયલું છે. મનનો ધર્મ દરેકમાં જુદાઇ ઉત્પન કરવાનો છે, જ્યારે આત્માનો ધર્મ તો જુદાઇને દુર કરવાનોં છે. જ્યારે આપણું મન ઉંચ જીવનમાં વિકાશ પામતું જશે ત્યારેજ એ મનની ભ્રાંતી દુર થઇ જશે. એટલા માટે મેડમ બ્લેવટસ્કીએ "The Voice of the Silence" નામની ચોપડીમાં એક ઠેકાણે મનને શકીલું, વહેમીલું વગેરે કહ્યું છે, તે ખરૂં છે, કારણકે એ મન ચલીત ગણાયલું છે. તે શરૂઆતના પગથિયાંમાં ઘણી નડતલો નાખે છે, માટે તેની ઉપર આપણે જીત મેલવવાની છે. વળી આપણે કંઈ મનથી ઐકયતાજ સિદ્ધ કરવાની નથી, પણ મનની પેલી પાર જઇ ઐકયતા અનુભવવાની છે. આ ઉપરથી સમજાશે કે આ કાર્ય કાંઇ સહેલું નથી. તેને વાસ્તે આપણાં ચરીત્ર ઘણાં ઉંચ પ્રકારનાં બનાવવાં જોઇએ. મનને કેળવવું જોઇએ એટલુંજ નહિ, પણ તન, મન, ને લાગણીઓના દેખીતા ભેદોની પેલી મેર ઐકયતા અનુભવવી જોઇએ એવું અસલી હકીકતો ઉપરથી તેમજ કેટલાક ખરા બનેલા બનાવો ઉપરથી પુરવાર થયું છે.

એવું કહેવાયલું છે કે આપણી આ દુનિયામાં આવા જીવન મુકત મહાત્માઓ વસે છે તેઓમાંના કેટલાકો આ દુનિયાંમાં આપણી મનુષ્ય જાતના ભલાં અર્થે જન સમુદાય ઉપર આત્મજ્ઞાનનો સંપુર્ણ પ્રકાશ અને ભલા વિચારો પાથરે છે, તેમજ આ દુનિયાંમાં અનેક રૂપે કોઇ વાર જન્મ લઇ શાએ! રૂપે ઘણો ઉમદા

બોધ આપ્યો હતો,આપે છે, અને આપશે. કેટલીકવાર આવા અશો પુરૂષો તેમના ભાવિક ચેલાઓને શાક્ષાત દર્શન આપી ખરૂ આત્મજ્ઞાન આપે છે અને લોકોનું તારણ કરવામાં રોકાય લા રહે છે.

એજ પ્રમાણે હાલના ચાલતા ભારે યુદ્ધના વખતમાં પણ દુનિયામાં શાન્તીનું બીજ રોપવા લોકોને બોધ આપવા એવા કોઇ મહાન અશો નરની આમદની જરૂર છે. જ્યારે કોઇ નવો “ તારો ” પ્રકાશશે ત્યારેજ આ યુદ્ધ ઓછું થઈ જશે; કોમ કોમ વચ્ચે અને દેશ દેશો વચ્ચે સલાહ ફેલાશે; લોકોના દુઃખ ઓછાં થશે. એટલા માટે એવા કોઈ સોસ્યંત જેવા નરને આવવાની આપણે આતુરતાથી રાહ જોઈયે છિયે. તેની તૈયારીઓ માટે જનસમુદાયમાં મીનોઈ અથવા આત્મ-જ્ઞાનનો બહોળા પ્રમાણમાં ફેલાવો થવો જોઇયે છે, કે જેથી ખરૂ જ્ઞાન મેળવી તે મહાન નરને આપણે પીછાણી શકીયે, અને તે સાથે તે કીર્તારની શકિત પીછાણી શકીયે. તેના દર્શન લેવાને આપણુ માનવીઓ શકિતવાન થઇએ એવી મુજની પ્રાર્થના છે તે અહુરમજદ આમીન કરો.



## અષેમ—પવિત્રાઇ.

અષેમ વોહુ વહિશ્તેમ અસ્તી.

અર્થ—પવિત્રાઇ સૌથી ઉત્તમ ન્યામત—સુખ છે.

જરથોસ્તી ધર્મની અવસ્તા પોથીમાંનો સૌથી પહેલો અવસ્તાનો ઉપલો શબ્દ, નવા જોતીને ધર્મમા દાખલ થતી વખતે શીખવવામાં આવે છે, કે જેથી બાળક નાનપણથીજ જરથોશ્તી ધર્મના મોતેબર ફરમાનો પ્રમાણે તન અને મનની પવિ-ત્રાઇ શી છે તે સમજતાં શીખે; અને જ્યારે તે મોટું થાય

ત્યારે તે નિયમો પ્રમાણે ચાલી શકે. જરથોશ્તી ધર્મમાં પવિત્રાઈ ઉપર ઘણુંવજન લાગુ પાડવામાં આવેલુ છે.

હાલના ચાલુ જમાનામાં પવિત્રાઈની ખુબી સઘળે ઠેકાણે અને સર્વે ધર્મોમાંથી મળી આવે છે. આત્મજ્ઞાનના રસ્તા ઉપર આગળ વધવા ઈચ્છા રાખનારાઓ માટે એ સીવાય બીજો ખરો માર્ગ એકે નથી.

એક મનુષ્ય બધા સારા ગુણો ધરાવતો હોય પણ જો પવિત્રતાનો ગુણ નહિ જાણુતો હોય તો તે આગળ વધી શકેજ નહિ.

એક આત્મજ્ઞાની માટે પાકી પરહેજગારીના નિયમોનું સેવન ઘણુંજ જરૂરનું છે. જો મનુષ્ય એ નિયમો પાળે તોજ તે આત્મજ્ઞાનના પહેલા પગથીયાં ઉપર પહોંચવાને શકિતવાન થઈ શકે છે.

શરૂઆતમાં તો શરીરની બહારની સ્વચ્છતાના નિયમો પ્રમાણે અમલ કરવાનો છે. અને પછી શરીરની અંદરની સ્વચ્છતા જાળવવી જોઇએ છે. તેને માટે સ્વચ્છ રહેઠાણુ, સ્વચ્છ ખોરાક, સ્વચ્છ વાતાવરણુની જરૂર છે.

પછી મનની પવિત્રાઇ જોઇયે, જે માટે મનમાં મલીનતા હોવી નહિ જોઈયે. તે પણ સ્વચ્છ વિચારો અને સ્વચ્છ ખાહેશો વાળું હોવું જોઇએ.

જે માણુસ પોતાની અપવિત્ર ઇંદ્રિઓના વિષયોમાં મોજ માની લે છે તે જીવાત્મા બીજી પવિત્ર બાબદો તરફ ધ્યાન આપી શકતો નથી, તે સ્થુળ લાગણીઓના વિકારોના અને ઇચ્છાઓના ગુલામ તરીકે રહી પોતાની જીંદગી બરબાદ કરે છે. છતાં સર્વે જીવાત્માઓ ઘણા ભવોમાં જુદા જુદા અનુભવો મેળવી આગળ વધે છે. જેમ તેનું મનસ તત્વ ખીલતું જાય છે, તેમ તેની સાથે તેનું ભાન

ખીલવાથી તે માનસીક સુખોને શારીરીક સુખો કરતાં વધારે ઉત્તમ પ્રકારનું ગણે છે, અને છેવટે જેમ તેનું ભાન વધુ ખીલે છે, તેમ તેને માનસીક સુખ કરતાં આત્મીક સુખમાં વધુ આનંદ મલે છે. એ રીતે જીવાત્મા અનુભવથી આત્મીક સુખની શોધમાં એક પગથીયું આગળ વધતો જાય છે. જેથી તે કુદરતની સાથે સમજપુર્વક કામ કરી શકે છે.

એક જીવાત્મા જ્યારે ભાનની ખીલવણી કરવાનું કામ પોતે માથે લે છે ત્યારે તેનાં માનસીક શરીરની અંદર રહેલી ચોકસ હલકા પ્રકારની ખાસ્યતો હોય છે તેની સાથે યુદ્ધમાં ઉતરવું પડે છે. કારણ કે આપણે જાણીએ છીએ કે અમુક વીષય વાસના અને વીકારો મનમાંથી એકદમ નાશ પામતાં નથી. પણ મંદ હાલતમાં પડી રહેલાં હોવાથી જો તેને સહેજ પણ કારણ મલે છે તો તે બુરી વાસનાઓ અને વીકારો ઉભરી નીકળે છે. તેથી આપણી હલકી ખાસિયતો અને મન ઉપર કાબુ મેળવવાને માટે આપણા જીગરમાં ઉંચ જીવન ગાળવાની પ્રબળ ઇચ્છા રાખવી જોઈએ. એ રીતે આપણી કોશીશ ઘણો લાંબો વખત બલકે છેવટ સુધી ચાલુ રાખવી જોઈએ, કે જેથી આપણો વિજય થાય. એ કામમાં સહેજ પણ બેદરકાર થતાં પાછળ પડી જવાનો સંભવ રહેછે.

ઘણા લાંબા કાળથી આપણો આત્મા ઉંચ જીવન ગાળવાનો નીશ્ચય રાખે છે, તેથીજ આ ઇંદ્રિઓની ગુલામગીરીમાંથી છુટવાની ઇચ્છા આ જીંદગીમાં તેના હ્રદયમાંથી ધીમે ધીમે જાગૃત થવા પામે છે,અને હવે ઉંચ જીવન ગાળવાની ઇચ્છા થાય છે. આ ઉંચ જીવન ગાળવા માટે આપણા સ્થુળ અને સુક્ષ્મ શરીરોની ક્રિયાઓમાં પવિત્રતા માટે ફેરફારની જરૂરી-

બાત છે. જેટલી શરીરની બહારની પવિત્રતાની જરૂર છે, તેટલીજ અંદરની તેમજ મનની પવિત્રાઈ ઉપર કાબુ મેળવવો જોઈએ. એ કાબુ જલદીથી આપણુ મેલવી શકતાં નથી; કારણુ કે આપણાં વાસના શરીરને ઘણાં લાંબા વખતથી અમુક રીતે વર્તવાની ટેવ પડી ગયલી હોવાથી તે ટેવની વિરૂદ્ધની પ્રબળ ઈચ્છા હોવા છતાં તે વાસના શરીર તેજ પ્રમાણે કાર્ય કર્યા કરે છે. દાખલા તરીકે જો મનુષ્યને સહેજ વાતમાં ક્રોધ કરવાની ટેવ પડી હોય અને તે ક્રોધ નહિ કરવાનો એક વખત મનમાં નીશ્ચય કરે તો પણુ તે સહેજ બાબતમાં ઉશકેરાઈ જાય છે. કારણુ કે મનને વાસના શરીર સાથે ઘણો નીકટ સંબંધ છે. વાસના અને વિચારો છુટે નહિ એવી રીતે એક બીજાં સાથ મજબુત સાંકળથી ગુંથાયલાં છે, તેથી મન ઉપર કાબુ રાખી હુલકા સ્વભાવને વાસના શરીર ઉપર વિજય મેળવીને અપવિત્ર વિચાર કે વસ્તુ તરફ મનને એક પળવાર પણુ જવા દેવું ન જોઈએ. આપણા મનમાં જેવા ક્રોધી કે અપવિત્ર વિચારો દાખલ થાય, કે તેથી ઉલટી દિશાના વિચારો તુરત મનમા લાવવા જોઈએ. એટલે કે ભલા, પરોપકારી, દયાળુ વિચારો તરફ આપણું મન ફેરવવું જોઈએ. અપવિત્ર કે મલીન વિચારો આપણી ઉપર ગલબો કરે તે પહેલાં તેમની સાથે યુદ્ધ કરી ઉંચ ખાહેશોથી આપણા મનને ભરી નાંખવું જોઈએ, કે અશુદ્ધ વિચારો અને વાસનાઓને શરીરમાં સ્થાન મલી શકેજ નહિ.

માનવી એ રીતે પવિત્રાઈનો સદ્‌ગુણુ અખત્યાર કરી ઉંચ જીવન ગાળી મનની મલીનતા દુર કરી ઉંચુ આત્મજ્ઞાન મેળવી ખુદાને પહોંચવાને શકિતવાન થાય છે.






અષ વહિશ્ત અષ સ્રએશ્ત દરેસામ થ્વા પઇરી થ્વા જમ્યામ હમેમ થ્વા હખ્મ·

સૌથી સરસ અષોઇએ કરી, સૌથી શ્રેષ્ટ અષોઇએ કરી, તુંને હમો જોઇએ, તારામાં આમેજ થઇએ, હમેશ્ગીમાં તારી સાથે એક થઇએ.

હોશબાંમ.

ઉપલો અવસ્તાનો કલામ ઘણો ગુહ્ય છે, અને તેની અંદર ઘણો ઉંડો ભેદ સમાયલો છે. તે એક અવિનાશી અને અમર અહુરમજદનાં દર્શન કરવા, તેમાં આમેજ થવા, અને હંમેશગીમાં તેની સાથે એક થવાની ઉમેદ આપણને જરથોશ્તી દીન મુજબ આપે છે. અષોઈના જે અઘરા નિયમો છે તે આપણા ટોળાના મુખ્ય રાહબર સત જરથોશ્તે ધર્મ શિક્ષણમાં સૌથી પહેલા કલામ તરીકે અષોઇની ખુબી દર્શાવવા માટે મુકયા છે. આ કલામ "અષેમ વોહુ" ના પવિત્ર કલામ તરીકે ઓળખાય છે. પણ દલગીર થવા જોગ એજ છે કે એ કલામનો બુલંદ છાપ, તેમાં સમાયલાં ઉંચા ગોહેરો, ને ભેદ ભરમોની ખુબીનો સહેજ પણ ખ્યાલ એક નવા જોતી થનાર બાળકને આપવામાં કે સમજાવવામાં આવતાં નથી. ફકત પોપટની માફક એ કલામો મોઢે કરાવી દેવામાં આવે છે, જેથી તે બાળકનાં મનપર મોટ-પણમાં અષોઈની બુલંદી વિષે સારો છાપ બેસ્તો નથી. માટે માબાપની ફરજ છે કે બાળપણમાંજ સંપુર્ણ અષોઈની જાળ-વણી માટે પૂરેપુરૂં જ્ઞાન આપવું જોઈએ.

સંપુર્ણ અષોઈ કાંઈ તનને સાફ રાખી સારાં વસ્ત્ર પહે-રવામાંજ સમાઇ જતી નથી; પણ તન સાથે મનની સ્વચ્છતાની જાળવણીની ઘણી જરૂર છે.

આપણા અવસ્તામાં અષનો અર્થ વ્યવસ્થા, સચ્ચાઇ, પવિત્રાઈ, સફાઇ વગેરે થાય છે, અને તેથી ઉલટો દ્રુજ શબ્દનો

અર્થ અવ્યવસ્થા, ખોટું, અપવિત્રાઇ, મલીનતા વગેરે છે. ખુદાએ કુલ કુદરતની પેદાશમાં અવ્વલથી આખર સુધી એક-મેકથી ઉલટા સુલટી જોડકાંઓ સરજાવ્યાં છે, જેમકે અષ ને દુજ છે તેજ પ્રમાણે હૈયાતી ને મોત, વ્યવસ્થા અને અવ્યવસ્થા વગેરે.

અષનો કાયદો એટલો બળવાન છે કે તેથીજ અહુરમ-જદનો આનંદ ભોગવાય છે. બીજાં કોઇ સાધનો હુમેશનો સાચો આનંદ આપી શકતાં નથી, એટલા માટે આપણા જરથોશ્તી ધર્મનાં મુખ્ય ત્રણ ફરમાનો કે જે જરથોશ્તી મહજબના મુખ્ય ત્રણ બુલંદ સ્થંભો છે, જેના ઉપર ધર્મનો મૂળ પાયો રચાયલો છે, તે પાયા ઉપર ઉસ્તવાર રહી આપણી જીંદગી નીભાવવાને લગતું જ્ઞાન આ ધર્મમાં સંપુર્ણ રીતે ઘણા કાળથી અપાયલું છે, તે મેળવવું જોઇએ.

આપણા સત જરથુસ્ત્ર સાહેબે હુમતની જાળવણીના પહેલાંજ ફરમાનમાં ઘણુંજ કીંમતી રહસ્ય છુપાવેલું છે, વિ-ચારોના પરિણામથીજ બોલવું ને કરવું બને છે. આપણી આખી સૃષ્ટી પણ અહુરમજદના વિચારનુંજ પરિણામ છે, માટે જો ભલા વિચારોથી અષોઇ જાળવવામાં પછાત પડયાં, તો બુરા વિચારોની એકમેકથી ઉલટી અસરોની ધ્વનીઓનો વિસ્તાર ઘણા બહોળા પ્રમાણમાં ફેલાવવાને શકિતવાન થઇએ છીએ. તે જાણવાને માટે “ વિચાર શકિત ઉપર કાબુ ” નામની ચોપડી જે મીસીસ એની બીઝાંટે લખી છે, તેનો અભ્યાસ કર્યાથી ઘણો ફાયદો હાંસલ થાય છે.

બીજુું સંપુર્ણ અશોઇની જાળવણીનું મુખ્ય સાધન અ-શોઇ ભરેલા વિચારો સાથે સંતોષ છે. સંતોષી ને સાદાઇના

વિચારોથી ગુજારેલી જીંદગી સુખી નીવડે છે, કારણકે સંતોષ એ એવો અમૃતનો ઝરો છે કે જે પીવાથીજ બધી બલા દફે થાય છે. એક સંતોષી માણસ દરેક પ્રસંગે મનની હાલત એકસાન સમતોલ રાખી શકે છે, તેટલા માટે અષોઇની બારીક કોશેશ કરવા મુખ્ય સદ્દગુણોની જરૂર છે, કે જેને લગતા જ્ઞાનથી કરી આપણે અષોઇની ટોચે પુગી શકીએ.

અવસ્તામાં યજશ્નેનો એક ફકરો નીચે પ્રમાણે છે, જે એક રક્ષણકર્તા અષો માણસને જાહેર કરે છેઃ—

"અષો માણસો અષોઇથી, ઉદ્યોગથી, સખાવતથી, જ્ઞાનથી, નમ્રતાથી તથા અહુરમજદના આતશથી (આત્મીક શકિતઓ અથવા આત્મજ્ઞાનની રોશનીથી) કરીને અમોને હમેશાં બચાવશે, તથા સંભાળશે."

આ મતલબ ઉપરથી જણાશે કે જ્ઞાન છે તે આપણો ભોમ્યો છે અને અષોઈ એક રોશની મીસાલ છે, એક બીજામાં બંને ગુંથાઇને રહેલાં છે. જો આપણે અષોઇની ઉંચી ખાશ્યતો ને સદ્દગુણો ખીલવ્યા વગર જ્ઞાન મેળવીશું તો એક અંધારા રસ્તામાં ભોમ્યા વગર અહીંતહીં ભટકયા કરીશું જ્યાં સુધી ખરો ભોમ્યો રસ્તે પાડશે નહી ત્યાં સુધી આપણને રસ્તો સુજશે નહી ને આપણી ખાહેશ પાર પડશે નહી. એટલા ઉપરથી એમ સમજાશે કે જો આપણે અષોઇ ને દીલની સફાઈ હાંસલ કર્યા વગર આત્મીક જ્ઞાન મેળવવા જઈશું તો તે નીરઉપયોગી થઇ પડશે તેટલા માટે અષોઇની કોશેશનો સંગ્રહ એકઠો કરી તેને મજબુતીથી પરીપુર્ણ કરવાને ખુદાશનાસીના પવિત્ર જ્ઞાનની સાહેતા મેળવવી જરૂરની થઇ પડશે.



## યજ્ઞ.

પ્રાચીનકાળના સમયમાં મોટી પ્રજાઓમાં પોતાના દેવતાઓ માટે અને ઋષિઓ માટે યજ્ઞ કરવાનો રીવાજ પસરી રહેલો હતો. આ ઉપરથી માની શકાય કે મનુષ્ય જાતીના આ સામાન્ય રીવાજમાં કાંઈ મહાન તત્વ હોવું જોઈએ. એ સિદ્ધાંતને આધારે આ રીવાજનો ભાવાર્થ તથા તેના તત્વનો વિચાર જાણવો ઘણો અગત્યનો છે.

અત્યાર સુધીના વિદ્વાનોના મત પ્રમાણે ને મનુષ્ય જાતીની જે પણ સારી ધારણાઓ છે, તેમાં ફાયદો મેળવવા માટે પ્રાચીનમાં પ્રાચીનકાળના ઈતિહાસમાંથી તેમજ ઋગવેદ સંહિતાનો પૂર્વનો ભાગ છે, તેમાં જણાવ્યું છે કે વરૂણ, ઈન્દ્ર, અગ્નિ પાણી વગેરે અતલગની સંબંધ ધરાવતી વસ્તુઓની સ્તુતી કરેલી છે, અને તે દેવોના પૂજનાર્થે આરાધેલા છે, અને ભોગો આરંભેલા છે. તે આપણને કેટલાક આર્યના ઈતિહાસોની વાર્તા ઉપરથી હિંદુ, મુસલમાન ધર્મના, તેમજ ખ્રીસ્તી અને પારસી ધર્મના પુસ્તકોમાંથી તેમની ભલી ધારણા અર્થે ઘણા મોટા ભોગો આપવાનો રીવાજ ચાલુ માલમ પડયો છે.

હવે એ બધા દાખલાઓ બાજુએ મુકી હાલ માત્ર આપણે તેમાંનું જે ઉંચ તત્વ છે તે શોધી કાઢી ધ્યાનમાં લઈએ. આપણા દેશમાં તેમજ એસીરીઆ, ઈજીપ્ત, ગ્રીસ, રોમ, વગેરે દેશોમાં ઘણા જુના કાળમાં યજ્ઞ તરીકે જે પોતાની તરફની ઉંચામાં ઉંચી ચીજ હોય તે આપતા—જેવી કે ઉત્તમ પ્રકારના પશુઓ, મુલ્યવાન પદાર્થો, બળીદાન તરીકે આપતા, એટલુંજ નહિ પણ ઈજીપ્ટમાં તો પીતાઓ પોતાના તરતનાં જન્મેલાં બાળકનાં બળીદાન આપતા!

આ બધું શું બતાવે છે ? મનુષ્યો દેવતાઓને ખાતર સૌથી વહાલામાં વહાલી વસ્તુઓનો ત્યાગ કરવાને તૈયાર હતા, આ રીતે સ્વાર્થ ત્યાગ કરવાનું પહેલું પગથીયું માનવામાં આવતું, જો કે હાલની નજરે જોતાં એ નકામું ને ગેરવાજબી લાગે છે, કે શું એમ અગ્નિમાં ઉત્તમમાં ઉત્તમ ચીજ ભસ્મ કરવાથી દેવો કે પીતૃઓને પહોંચે છે? એ વાત બેશક નહિ માનવા જોગ લાગે છે અને તેથી લોકો સ્વીકારતાં નથી. પરંતુ પ્રેમી પ્રભુને ખાતર તેઓ પોતાની વહાલામાં વહાલી ચીજોનો ભોગ આપતા હતા, એમ સાબીત થઈ ચુકયું છે.

હવે આ દાખલા ઉપરથી જણાશે કે આપણે માનવ બંધુ અર્થે, તેમના સામાન્ય સુખને અર્થે, આપણા સુખનો ભોગ આપવો છે. ભોગ (Sacrifice) વગેરે શબ્દોનો અર્થ આગળ દેવતાઓને માટે થતો પણ હાલ તેનો અર્થ આત્મભોગ એટલે બીજાને માટે પોતાની પ્રિય વસ્તુનો ત્યાગ કરી તેને આપવો એવો થાય છે.

જેમ આગલા વખતમાં એક ચુનાની બનાવેલી ભઠ્ઠીમાં એક મુલ્યવાન પદાર્થ અગ્નિને સ્વાધીન કરી દઇ એવી માન્યતા રાખવામાં આવતી હતી કે તે દેવને પહોંચી ને યજ્ઞ કર્યું તેથી તેમની ભલી ધારણા પાર પડશે. હવે અહીયાં તો આપણને આ દુન્યામાં પહેલાં તો હૃદયની ભઠ્ઠીમાં પોતાના માનવ બંધુઓને ખાતર સઘળું તેનું સારૂં માઠું જે પણ ફળ આવે તે ઇશ્વરને સોંપી દઇ કરવું જોઇએ. કોઇ પણ જાતના બદલાની આશા રાખ્યા વગર હાલમાં એ જાતનાં આત્મભોગની જરૂર છે. જો આપણે ઘણી બારીકીથી કુદરતનું અવલોકન કરીશું તો જણાશે કે જગતની દરેક વ્યવસ્થા, સ્વાર્થત્યાગ ને બીજાઓને ઉપયોગી થવું એજ ધોરણ ઉપર રચાયલી ને નીર્માણ થયલી છે.

પ્રકૃતિનો કયો પદાર્થ કે કયો નિયમ પોતાના સુખને અર્થે વ્યવહાર કરે છે? કોઇજ નહીં. જેમ કે સુર્ય, ચંદ્ર, ગ્રહ, સમુદ્ર,

પવન, નદી, વન, વૃક્ષ, પુષ્પ, પંખી, અને પશુઓ આ બધામાંથી પણ સૌ પોતાનાં સ્વાર્થ ત્યાગ ખાતર પોતપોતાના નિયમીત કાર્યો કર્યા જાય છે.

જો માત્ર આપણે વિશ્વ દૃષ્ટીથી જોઇશું તો માનવી જન્મથી મૃત્યુ તુલીક પોતાનાજ સુખને અર્થેની ઇચ્છા વાસનામાં મચ્યો રહે છે. આ નિયમનેજ આધારે ઋગ્વેદના હિંદુઓના ધર્મના પુસ્તકમાં એટલાજ માટે યજ્ઞ કરવું ઘણું અગત્યનું જણાવેલું છે, ને તે દુન્યાના ઇતિહાસમાં પણ તે સામાન્ય સિદ્ધાંત તરીકે સ્વીકારાયલું છે, કે કોઇ પણ દેશમાં મહાન પુરૂષો સ્વાર્થ ત્યાગ કર્યા વિના મુકિતને પામ્યાજ નથી. એટલા માટેજ જરથુસ્ત, બુદ્ધ, ક્રાઈસ્ટ, મહમદ, લ્યુથર, હરિશ્ચંદ્ર, ગોપીચંદ વગેરે મહાન ધર્મોપદેશકોએ પોતાના સુખની ઇચ્છા રાખી હોત, તો સામાન્ય મનુષ્યો કરતાં કાંઈ વિષેશ કિર્તીવંત કાર્યો કર્યા ન હોત, એમાં તો કશો શક નથી.

જ્યારે આવી ત્યાગની ને આત્મભોગની આટલી બધી જરૂરીયાત જણાયલી છે, ત્યારે આપણે સામાન્ય મનુષ્યો કેવો વ્યવહાર ચલાવી રહ્યાં છીએ? રાતને દિવસ આપણાજ સુખ અર્થે પ્રયત્ન કરી તન મન ને ધન વેરી નાંખીએ છીએ. આપણે મનુષ્ય ભાઈબંધના સુખનો કે દુઃખનો લેશ માત્ર પણ વિચાર કરતાં નથી, એટલુજ નહિ પણ નજીવાં કારણો માટે અથવા આપણા પલવારના સુખને માટે બીજાઓને દુઃખ દેવાને તત્પર થઇ રહીએ છીએ, તો પછી બીજાને સુખ આપવા ખાતર આપણો આત્મભોગ આપવાની તો વાતજ શી કરીએ? પણ જે ખરા ખુદાના પ્રિય ભકતો હશે તેઓજ પારકાનાં જનસમાજ અર્થે પોતાના તન, મન, ને ધનનો ભોગ આપી તેમના સામાન્ય સુખને અર્થે નીરંતર તેમનું ચિંતન કર્યા કરે છે, તેજ મનુષ્યના જીવનને ધન્ય છે. યુરોપ અને અમેરિકા જેવા મોટા ખંડોમાં સૃષ્ટી જ્ઞાનની મહાન શોધો એજ નિયમને અનુસરી થયલી છે અને

તે જનસમાજના સામાન્ય સુખને અર્થે, તેમની વૃદ્ધિ અર્થે, અનેક કષ્ટો વેઠી કરવામાં આવી છે. એવાજ માનવીઓમાં આત્મભોગનું ખરૂં રહસ્ય સમાયલું છે. તેમનાં દીલમાં ધાર્મીકતાનું ઉંચ તત્ત્વ ઉતરેલું છે, તે સમજીનેજ તેઓ પોતાનાં કાર્યો કરે છે.

આપણે મનુષ્ય મંડળની જે સંસ્થા લાખો વર્ષો થયાં ચલાવીએ છીએ, તેને શરૂ કરતાં મહાન પુરૂષોને જે સ્વાર્થ ત્યાગ અને જે ભોગો આપવા પડેલા છે તેમાના પા હિસ્સે પણ હાલ આપણે સ્વભોગ આપવા ચહાતા નથી. આપણે જન સમાજને માટે નાનામાં નાની અગવડો કે દુઃખ વેઠવાને તૈયાર હોતા નથી તો પ્રિય વસ્તુઓનો, લોકોમાં માન મેળવવાનો, સગાં સંબંધીઓનાં વિયોગ કે એવા બીજા ભોગો તે શાના આપી શકીયે ને કેમ આપી શકીયે?

જન સમાજની ઉન્નતી માટે જેટલો ત્યાગ કરીયે તેટલો ઓછો ગણાય. એ ધ્યાન રાખીએ નહિ ત્યાંસુધી જનસમાજની ઉન્નતીની આશા વ્યર્થ ગણાયલી છે.

જ્યારે આપણે લોકોને બતાવીશું કે આપણા ધર્મને ખાતર, આપણી જનસમાજને ખાતર આપણે સર્વસ્વ ત્યાગ કરવા તૈયાર છીએ, ત્યારેજ આપણે ખરૂં કર્તવ્ય બજાવેલું ગણાય.

ઈશ્વરે જગતની રચના પણ એવી રીતે રચી છે કે દરેક અરસપરસ એક બીજાના સુખને માટે દીન પ્રતીદીન પ્રયત્ન કર્યા જાય છે. માત્ર આપણે સ્વાર્થમાં લપટાયલાં રહી મનુષ્ય બંધુઓને સુખમાં કે દુઃખમાં સહાય થવાનાં કર્તવ્ય તરફ દુર્લક્ષ બતાવીએ છીએ, એ ખરેજ દલગીર થવા જોગ બીના છે.





## બંદગી.

આપણું જીવવું ખાસ બંદગી કરવા થકીજ છે, કેમકે એક શાએરના કહેવા મુજબ, બંદગી વગરની જીંદગી એ તો મોટી શરમીંદગી છે. એક ફકીરને જેટલી બંદગીની જરૂર છે તેટલીજ એક પાદશાહ, પહેલવાન, કે પીરમરદને પણ બંદગીની અગત્ય જણાયલી છે.

એક માણસ જો ખુદાને પહોંચવાની યા તેની નજદીક જવાની કોશેશ કરે તો પહેલું તેણે સંપુર્ણ એકીન મનમાં રાખવું જોઇયે અને તે સાહેબની હૈયાતી દરેક ઠેકાણે છે એમ ખાત્રીપુર્વક માનવું જોઇયે. તેમજ કોઇ એક મહાન શકિત આ દુન્યાનું કાર્ય કરે છે, એ પણ હકીકત ધ્યાનમાં રાખવી જોઇયે.

બંદગી કરવાની ઘણી તરતીબો છે, તે સર્વેમાં ઘણું કરી ત્રણ શકિતઓ કાર્ય કરે છે:--૧. હુમત, એટલે દુન્યાની કુલ પેદાયશ વિષે ખરાં અંતકરણથી સારૂં ઇચ્છવું અથવા વિચારવું ૨. હુખ્ત, એટલે ભકિત ભાવનાં મધુર વચનો ખુદા અને કુલ પેદાયશો માટે ઉચ્ચારવા. ૩. હુવર્શ્ત, એટલે ભલાં કામો કે જે કુદરતના કાર્યને ઉપયોગી થઇ પડે.

ગમે તેવો અજ્ઞાન માણસ ખુદા વિષેનું પુરતુ એકીન રાખી ગમે અશુદ્ધ ભાષામાં બંદગી કરે છતાં જો તે મક્કમ હશે તો, દયાળુ સાહેબ તેની બંદગી કબુલ રાખશે, સબબ કે તે અશુધ્ધ ભાષા તરફ જોતો નથી, પણ બંદગી કરનારના હેતુ તરફ જુએ છે.

ઉચ્ચારો માત્ર વાતાવરણ ઉપર અસર કરે છે, ત્યારે વિચારો અને હેતુ મિનોઈ દુનિયામાં અસર લઈ જાય છે. એટલા માટે શુધ્ધ ભણો, કે અશુધ્ધ ભણો, પરંતુ બંદગી કરવા પહેલાં ખોદાતાલા ઉપર સંપુર્ણ વિશ્વાસ, દ્રઢતા, અને પુરતું એકીન

જોઈયે. જ્યાં સુધી એક માણુસના અંતઃકરણમાં એકીને વાસો કીધો ન હોય ત્યાં સુધી ગમે તેવા મોટા મંત્રો યા અવસ્તાને શુધ્ધ ઉચ્ચારે ભણે, તોપણ તેનું ફળ કાંઈ મળવાનું નથી. એમ ધારો કે એક માણુસને બંદગી શબ્દનો અર્થ પણ બરાબર ખબર નથી અને તેની બંદગી ગમે એવી અશુધ્ધ હશે, તે છતાં જો બંદગી કરનારનું એકીન શુધ્ધ હશે અને અંતઃકરણ પાક હશે તો તેની બંદગી ખુદાની દરબારમાં ( મિનોઈ આલમમાં ) રવા રહે છે.

સવાલ ઉઠશે કે ત્યારે શુદ્ધ ઉચ્ચારે અને સમજીને ભણવાની શું જરૂર નથી ? જો તેમ થાય તો તે વધારે સારૂં ફળ પ્રાપ્ત કરે. અવસ્તા ભાષા એજમતી છે, રસવાળી છે, અલંકારીક છે, લેહઝતદાર અને ઝમકદાર છે, એમ સઘળે ઠેકાણેથી મનાતું આવ્યું છે અને તેના ખાત્રીપુર્વક પુરાવા પણ મળે છે. જરથોસ્તીઓને અવસ્તા ભાષામાંજ બંદગી કરવાના ફરમાનો જુદી જુદી જાતની અનેક બંદગીઓમાંથી મળે છે.

હોરમજદ યસ્તમાં ફરમાવ્યું છે કે--

તત્ અસ્તી માથ્રહે સ્પેનતહે અમવસ્તેમ તત વેરેથ્ર વસ્તેમેમ તત્ ખરેનંઘઉહિસતેમેમ તત યાસ્કેરેસ્તેમેમ.

"પવિત્ર અવસ્તા વાણીનો તે ભાગ ઘણોજ હીમત આપનારો, તે ભાગ ઘણોજ ફતેહ આપનારો. તે ભાગ ઘણોજ ખોરેહમંદ તથા તે ભાગ સૌથી વધારે અસરકારક છે."

પુરાતન કાળથી આ અવસ્તાની બંદગીઓ જળવાઈ રહી છે, તેનું એક કારણ એ છે કે તેની પોતાની એજમતી શકિત ઉપરાંત, તેને માટે કહે છે કે, આગલા જરથોસ્તીઓથી એવો રીવાજ જારેજ થયલો હતો કે જંદ અવસ્તાના પાક કલામો ગુમ ન થાય તેટલા માટે દરેક ધર્મગુરૂ વર્ગ મરાતબ થતાં સુધીમાં ગાથા, યજશ્ને, વંદીદાદ, ન્યાએશો, યશ્તો વગેરે તમામ ખોરદેહ અવસ્તા વંશ પરમપરા મોઢે ગોખી રાખતા, અને તે પ્રમાણે

મોઢે ગોખી રાખેલા અવસ્તાના આધારથી હિંદુસ્તાનમાં આવ્યા પછી અને તે પેહેલાં અવસ્તા ભણુતર કેતાઓમાં પણ જાળવી રાખતા હતા. આપણને આ એક અમુલ્ય વારસો મોટી બક્ષેશ તરીકે મળ્યો છે.

આગલા વખતમાં જ્યારે કોઈ માણસ એક ચાલુ બીમારીથી પીડાયા કરતું હોય ત્યારે તેની આગળ અરદીબેહેશ્ત યશ્તની "પીછી" કરવામાં આવતી હતી, જેથી દર્દીના મનને શાંતી થતી અને દર્દનું જોર કંઈક દરજ્જે ઓછું થયલું લાગતું હતું. હાલ પણ કેટલેક ઠેકાણે એવી વેળાએ અરદીબેહશ્ત યશ્તના પાક કલામો ભણવાનો રેવાજ ચાલુ છે. તેનો હેતુ એજ છે કે જેમ બીજાં મંત્રોથી વિછુ કે સર્પના ઝેરો ઉતારે છે, તેમ આ એજમતી કલામથી વાતાવરણ અને ખુરેહની અંદરની વ્યાધીઓ એક પરહેજગાર મરદની મારફતે દફે થાય છે, જેથી તનદરોસ્તી ઉપર સારી અસર થાય છે. જાણીતાં મેડમ બ્લૅવાત્સકી કહે છે કે જ્ઞાનતંતુ સંબંધી દરદી ઉપર ધર્મના પવિત્ર મંત્રો તથા ભેદી કલામો અને ગાયન કંઈક અજાયબ અસર કરે છે. ફેફસાંનો મરજ, દીવાનાપણું અને ઘણીજ હઠીલી બોખાર વગેરે ઉપર ધર્મના પાક કલામો એકીનથી ભણવાથી તથા ખુદાઇ ગાયનોના સરોદથી દરદીનું દુઃખ દફે થાય છે, અને તેના જીવને શાંતી મળે છે.

આપણા વડવાઓ માટે કહેવાય છે કે જયારે આગળ વરસાદ નહી આવતા ત્યારે તેઓ જશ્ન કરીને પાક માંથ્રવાણીનાં બળથી વરસાદ લાવતા હતા. આ હુન્નર આપણામાંથી આજે ગુમ થયો છે, જો કે હીન્દુ બ્રાહ્મણો તેને મળતા યજ્ઞને બળે કોઇ કોઈ વાર એવું પરિણામ કેટલેક દરજ્જે લાવતા જણાય છે. એ ઉપરથી હાલમાં પણ જશ્નનો રિવાજ આપણામાં ચાલુ છે. જ્યારે આવા એજમતી ખુદાઇ કલામોને એકીન અને ઇમાન-

દારી અને બર વખતે ભણવામાં આવ્યાથી ખુદ કુદરતને એકવાર અસર કરી શકે તો પછી આદમજાત ઉપર તેની અસર શું નહીં થાય?

આટલા ઉપરથી આપણી ખાત્રી થાય છે કે આપણી બંદગી જોડનારાઓ પણ ખોદાઇ બક્ષેશને પામેલા અને ઇશ્વર શકિતનો અનુભવ લીધેલા મહાત્માઓ યા પેગમ્બરી દરજ્જે પુગેલા નરો હોવા જોઇએ. તેઓ માણસાઇ દરજ્જેથી હજાર ગણે ચઢતે દરજ્જેના હોવા જોઈએ; કારણ કે અવસ્તા ભાષાની બંદગીઓ જમાનાઓ ગુજરી જવા છતાં કાયમ હતી, કાયમ છે, અને કાયમ રહેશે.

ન્યુટનનો દાંત બધા માણસોના જેવોજ હતો--તે કાંઇ સોના રૂપાનો ન હતો--તે છતાં તે દાંતના હજારો રૂપ્યા કાંય ઉપજયા? શેકશપીયરનું ઘર મેહેલ કે હવેલી તો નહીજ હતી, પરંતુ એક ઝુપડું જેવું હોવા છતાં તેને બચાવી તેનું રક્ષણ કરવાની તથા તેના ફોટોગ્રાફ ઘરે ઘર રાખવાની શા માટે મોટાઈ લેવામાં આવતી હશે? તે એટલાજ માટે કે તે દાંત ન્યુટનના જેવા મહાન શોધકનો છે અને ઝુપડું શેકશપીયર જેવા મહાન કવિનું છે. તેમના તરફના પૂજ્ય ભકિતભાવને લીધે એમ બને છે. તેજ પ્રમાણે ગાથા જેવી ઉંચી બંદગીઓ અને બીજી માથ્રવાણીઓ જરથોશ્ત જેવા મહાન પેગમ્બરની રચેલી હોવાથી, આપણે અવસ્તા ભાષાનો વપરાસ ચાલુ રાખવાથી, આપણા એકીનમાં વધારો થાય છે અને તે મહાન નરની ચાલુ યાદ આપણા મનમાં તાજી રહે છે. તેટલા માટે દરેક જરથોશ્તી માટે બંદગી કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે.



## પ્રેમી ભક્ત.

જે મનુષ્ય ઇંદ્રિયોના વિષયો, અને દરેક લેહેજતના સ્વાદની મોજમજાહમાં રહીને નીરંતર ખાવાપીવામાં અને દુનિયાઇ એશઆરામમાં મચ્યો રહે છે, તેની ખુદા તરફની ભકિત અથવા ફીદાગીરી જતી રહે છે; અને તેના હાથમાં આવેલી મનુષ્ય જન્મની તક ગુમાવી પોતાનો જન્મારો બરબાદ કરે છે. જે માણુસ પોતાની આખી જીંદગી ધન–દોલત એકઠાં કરવામાં અને દુન્યવી મોજમજાહ પાછળ રોકે છે, અને એમ સમજે છે કે આ જન્મ બસ ખાઇ પી મજાહ કરીને ધન–દોલત ભેગાં કરવા પાછળજ પસાર કરવો છે, અને મનુષ્ય જન્મની બીજી ઉંચી નેમ શી છે તે જાણુતો નથી, અને જાણુવાની દરકાર કરતો નથી, તે પોતાનો જન્મ ફોકટ ગુમાવે છે અને તેથી તેનાથી ખુદાના પ્રેમી ભકત થઇ શકાતું નથી. માટે મનુષ્યનો ખુદા ઉપર એવો પ્રેમ હોવો જોઇએ કે જેમ એક પતિવૃતા ઓરત પોતાના પતિને ચાહે છે, તેમજ તેણે મન અને આત્માએ કરીને ખુદાને પ્રેમથી આરાધવો જોઇએ. તીવ્ર ભકિતનું સ્વરૂપ એવું હોવું જોઇએ કે હમેશાં ખુદા, ખુદા, કે યજદાં, યજદાં જેવા શબ્દો વિચારવાથીજ માત્ર નહિ, પણુ આત્માના ખરા ઉદ્યોગથી ભકિતના સ્વરૂપમાં એકરસ થવું જોઇએ. શબ્દોનું ઉચ્ચારણુ માત્ર બહારનું સ્વરૂપ છે. વળી ખુદાનો પ્રેમ માત્ર ગ્રંથો વાંચવાથીજ મેળવી શકાતો નથી યા તો એર્જન ઇતિહાસમાંથી પહેલવાનો અને રાજા પાદશાહોનાં કિર્તન ગાવાથી કે સાંભળવાથી પ્રાપ્ત થતો નથી; એવાં પુસ્તકો ગમે તેટલાં નીચવીશું તોપણુ તેમાંથી ખરી ભકિતના પાણીનું એક ટીપું સરખું પણુ પડશે નહિ. એવાં પુસ્તકોની અંદર ઘણુા બોધવચનો નજરે પડશે, પણુ તે વાંચવાથીજ

વાંચનાર કે સાંભળનાર કાંઈ ધાર્મીક તેમજ ખુદાનો પ્રેમી ભકત થઈ જતો નથી. આ મિનોઈ ખાલેસ પ્રેમ મેળવવા માટે તો મનુષ્યે તેમાં બતાવેલા સદાચરણ પ્રમાણે વર્તવું જોઇએ. શાકર, શાકર જપ્યા કરવાથી મોહું મીઠું થઈ જતું નથી, તેમ ખુદાનું નામ ખાલી જપવાથી ખુદાનો ભકત થવાતું નથી. જેમ એક સાદા કાચ ઉપર સ્વચ્છ રસાયણનો લેપ લગાડયા વગર ફોટો-ગ્રાફની છાપ પડી શકતી નથી,તેમ ભકિતરૂપી રસાયણનો ઢોળ જયાં સુધી મનુષ્ય હૃદય ઉપર ચઢાવવામાં આવતો નથી ત્યાં-સુધી તે ખુદાનું બિંબ શું છે તે સારી રીતે ગ્રહન કરી શકાતું નથી.

જેમ એક તલાવના પાણી ઉપર થઈ આવેલી લીલને સહેજ બાજુએ ખસેડતાં તે તુરત પાછી પોતાને સ્થળે દોડી આવે છે, પણ તેને વાંસની ટટ્ટીથી દુરની દુર રાખવામાં આવે તો તે સહેજ પણ ભેળાશે નહિ; તેમજ જો માનવી એક વખત માયાના સ્વરૂપને શુભેચ્છાના બળથી પોતાની બાજુમાંથી ખસેડી મુકશે, અને ધીમે ધીમે ધર્મજ્ઞાનથી અને ભકિતરસથી નીરંતર તેને દુર રાખશે, તો તે ખરેખર દુર થશે; અને ધારેલી મકસદ પાર પડશે.

ખુદાનો ખરો ભકત તો તેનું કોઇ પણ નામ સાંભળતાંજ આનંદમાં લીન બની જાય છે, એટલુંજ નહિં, પણ તેના શરી-રનાં રૂવે રૂવાં ઉભાં થાય છે, અને આંખો પ્રેમ અશ્રુથી ભીજાઇ જાય છે. એવા ભકતનો આત્મા આ જન્મ–મરણના ચક્રાવામાંથી મુકત થઈ આઝાદગીને પામે છે. આ બાબતમાં એક ભગવતી બાઈ માટેની અસલની દંતકથા છે તે જાણવાજોગ ધારી અત્રે ઉતારવાની રજા લઉં છું :--

એક ભગવતી બાઈ હતી તે આખો દહાડો પોતાના મંદીરના ઠાકોરજીની સેવામાં ચલીત રહેતી હતી. તેનામાં નાન-પણથીજ પોતાના કુટુંબમાં ચાલતી આવેલી રીત પ્રમાણે પ્રભુ પ્રેમના સંસ્કાર બેસી ગયા હતા, એટલે બસ તે ઠાકોરજી

તરફની ફરજ બજાવી શકતી હતી, પણ દુનિયા તરફની પોતાના વ્હાલાંઓ તરફની કે કુટુંબ તરફની ફરજ બીલકુલ કાંઇ સમજતી ન હતી. તે શ્રીમંત કુટુંબમાં ઉધરેલી હતી તેથી તેમાં શ્રીમંતાઈને લીધે શેઠાણીપણાની મગરૂરી પણ પુષ્કળ ભરાઇ ગયલી હતી. એક વખત એવો બનાવ બન્યો કે બાઇને ત્યાં એક ખરો સાધુ આવી પુગ્યો અને તેનો પહરોણો થઈ રહ્યો. સાધુજીએ પેલી ભગવતી બાઈની ખરી તપાસ કરી તો માલમ પડયું કે તેનો પ્રેમ ભક્તિ ઉપર જોઇએ તે કરતાં વધારે છે ખરો, પણ દુનિયા તરફની કાંઇ ફરજ સમજતી નથી અને બજાવતી પણ નથી, તેથી તેની ખરી ભક્તિ કીધેલી નકામી જશે એમ માની પેલા સાધુજીએ બાઇને પોતાની અસલી રીતે સમજાવવાનો વિચાર કીધો. જરા હસ્તો ચહેરો રાખી સાધુજીએ કહ્યું કે, "બાઇ, આજે તો મેં તમારા ઠાકોરજીના દર્શન સ્વપ્નામાં કીધાં" બાઈ અજાયબ થઇને બોલી કે, "તમારાં ધનભાગ્ય કહેવાય! વારૂં શું કહ્યું તે મને કહેશો?" એમ આતુરતાથી પુછયું. તેણે કહ્યું "ઠાકોરજી બોલ્યા કે 'હું ઘણા દીવસનો ભુખ્યો છું. તેથી તું મને તારે ઘર લઈ જા અને તારા પવિત્ર હાથનો પ્રસાદ ખવાડ અને મારી ભૂખ મટાડ!' મેં કહ્યું કે, "ઓ કૃપાનાથ! તમો એમ ભૂખ્યો છું કરી શું બોલો છો? એ શી વાત કરો છો? અહિં તમારે માટે રોજ નવી નવી જાતની સામગ્રી આ ભગવતી બાઇ કરે છે ને તમો એમ ભૂખ્યો છું કરી શું બોલો છો?" પછી ઠાકોરજીએ તુરત મને કહ્યું કે 'આ કુટુંબમાં રોજ કલેશ થાય છે અને એક બીજા સાથે એ બાઈ વઢવાડ કરે છે માટે હું એ પ્રસાદ આરોગતો નથી; એ બાઇના હાથનો પ્રસાદ મને ખપતો નથી; કારણ કે તેણી મારા બાળકો સાથે લડીને તેમના તરફનું કશું કાર્ય બજાવ્યા વગર મને પ્રસાદ આપવા વખત કાઢે છે, તે હું કાંઇ એવો ભોળો નથી કે ઠગાઇ જાઉં.' મેં કહ્યું "હે કૃપાનાથ! એ તો બાઈનો

સ્વભાવ છે. પણ આપની પર કંઈ પ્રેમ ઓછો નથી." ત્યારે ઠાકોરજીએ કહ્યું કે 'આવો મારી ઉપર પ્રેમ ધરાવેલો શા ખપનો? તે તો એક ફુટેલા ઘડામાં પાણી નામવા જેવું છે, કે ઉપરથી પાણી રેડતા જવું અને નીચેથી પાણી નીકળતું જાય એવો પ્રેમ શા ખપનો? જો મારી ઉપર ખરોજ પ્રેમહોય તો મારે ખાતર બીજાઓ સાથ તેને ભલાઈ કરવી જોઇયે. પ્રેમથી વર્તી હરેકની ભૂલ ક્ષમા કરવી જોઇએ. વળી એવો લડવાનો સ્વભાવ રાખી સ્વર્ગે કોઈ પહોચ્યું છે કે આ બાઈ પહોંચી શકે? જયારે તે પોતાના જાતી સ્વભાવ ઉપર કાબુ રાખી શકતી નથી, તો પછી તેની ભકિતં અને મારા તરફનો પ્રેમ શા ખપનો? તમો એ બાઇને કહેજો કે એવો સ્વભાવ રાખીને મોક્ષના ધામમાં જઈ શકાશે નહિ. તમો એ બાઈને કહેજો કે તારી લાડકી છોકરીને બારીએથી ફેંકીને પછી તારે માટે મીઠાઇનો ખુમચો ભેટ મોકલું તો તું તે કબુલશે? શું મીઠાઇના ખુમચાની ભેટથી છોકરી ફેંકી દેવાનો બદલો મલશે?' ઠાકોરજીએ મને કહ્યુ છે કે 'બધા માણસો મારા વ્હાલા બાળકો છે. તેઓમાંના કોઇપણ સાથ વેરભાવ રાખી તેમને ભુખ્યાં મારી તેમની સાથે લડી વઢીને મને પ્રસાદ ધરો તે હું કેમ કબુલ રાખીશ? મારા બાળકો જે છે તેમને દુઃખ આપી, ભુખ્યા મારી, મને ગમે એવા મીષ્ટાનથી આરાધો છો તેથી શું હું મારા બાળકોને ભુલી જઇશ? મને મારાં છોકરાં ઘણા વ્હાલાં છે. મને ખાવાનું વ્હાલું નથી. માટે એ બાઇને સમજાવજો કે પહેલાં મળસ્કામાં ઉઠીને બાળકોની સેવા કરે અને તેનો લડવાનો જે સ્વભાવ છે તે સુધારે; જે લોકોને તેણે દુઃખ આપ્યું છે તેમનાં સુખની કાળજી કરે; જે કોઇ દુઃખી હોય તેમનું દુઃખ ટાળે; ભુખ્યાને પહેલાં અન્ન વસ્ત્ર આપી સંતોષ પમાડે. એવી હરેક રીતની સારી વર્તણુંક ચલાવે અને નઠારી રીતો સુધારે, અને મારી આજ્ઞા પ્રમાણે ચાલે તો બાઇના ઘરમાં હું રહીશ. જો મારી ઉપર ખરો પ્રેમ

હોય, જો મારા દર્શન મેળવવાં આતુર હોય તો મારાં વ્હાલાં છોક-રાંને સંભાળી પછી મારી સેવા કરશે તો હું એ બાઇના હાથનો પ્રસાદ લઇશ.' "એમ કહી ઠાકોરજી અલોપ થઈ ગયા અને મારી આંખ ઉઘડી ગઈ."

બીજી સહવારે પેલી ભગવતી બાઇને પેલા સાધુજીએ જે સ્વપ્નાની વાત કહી સંભળાવી હતી તેથી તે ખુબ રડી અને ઠાકોરજી પાસે માફ માગી અને પોતાની ભુલનો ખરાં અંતઃકરણથી પશ્ચાતાપ કીધો. અને પોતાની વર્તણુંક પણ દીવસ જતે સુધારી. જ્યારથી તેણીએ માફ માંગી ત્યારથી તેની અરજ પ્રભુએ સાંભળી અને તેના હૃદયમાં નવુંજ બળ અને જોર જુસ્સો ઉત્પન્ન કર્યો. તે દીવસથી તેનું જીવન બદલાયું. તેણે જેઓને દુઃખી કીધા હતા તેઓની માફી માગી. તેમની સાથે ભલાઇથી વર્તી. ધીમે ધીમે ઠાકોરજીએ તેની પ્રેમ ભકિત જોઇને સાક્ષાત દર્શન આપી તેના આત્માનું સમાધાન કર્યું અને તેના હાથની પ્રસાદી ખુશીથી લીધી."

આ સઘળી કથા, આજની પારસી નજરે જોતાં, કલ્પીત જેવી લાગે છે; પણ જે કોઇ પારસી ઈરાનની પુરાતન તવારીખમાં નજર નાખશે તેને માલમ પડશે કે ખુદ અશો જરથોશ્ત સાહેબ, પાદશાહ કેખુશરો. વગેરેને સરોષ યજદના દર્શન થયાં હતાં, એટલુંજ નહિ પણ અવસ્તા અને ગાથા મુજબ તો જરથોશ્ત સાહેબને હોમ યજદ અને ખુદ અહુરમજ્દનાં દર્શન થયાં હતાં. હકીકત ત્યાં મોજુદ છતાં આજે આપણને તે કલ્પીત જેવી લાગે છે, તેનું કારણ એજ કે આજનું આપણું જીવન બદલાઇ ગયું છે, અને આપણા આજના આચાર–વિચારને આપણુ "સુધરેલા" ગણી, તે દૃષ્ટિબિંદુથી આપણે પુરાતન ખરી હકીકતનું તોલ કરિયેં છીયે. આ ઉપરથી જોવાનું છે કે આપણે ખસ્તાં ખસ્તાં કેટલાં બધા જડવાદ તરફ ઘસડાઇ આવ્યાં છીએ, કે ખરી જીંદગી હતી તેને આજે કલ્પીત અને "વેહેમી" ગણવા લાગ્યાં છીએ! અને વળી આપણામાંનાં કેટલાંકો તો પુરાતન નરોની બુલંદ જીંદગી ગુજારવાની રીતની અને તેમની ખુદાગીરી તથા ભકિતની પરીક્ષા લેવાનો દાવો કરે છે! એ ઉપરથી આપ-ણને ધડો લેવાનો છે તે એ કે હવે પછી આપણુ ખુદ અહુરમ-જ્દનાં દર્શન કરવાને ભાગ્યશાળી થઈશું, પણ તે પહેલાં માણસે જ્ઞાન સાથ પ્રેમી ભકત થવું જોઇએ.




જન સેવાનો ધર્મ સ્વીકારો,
વાહાલાંઓ સેવાના સંત બની રહેજો.
દુનિયાં ધર્મની ચાવી સેવામાંજ છે,
જે ઉઘાડે પ્રેમે તે તેને ઝટ ભેટે.
પ્રેમી પ્રભુને પામવા, સેવા ધર્મ તમારો જાણો.
સંસાર રૂઢીનો જે સડો તે ટાળો,
ભાઈ ભાંડુમાં સુખ વધારો.

એક મહાન પુરૂષનું કહેવું છે કે દરેક માનવીને પ્રથમથીજ સેવા કે પરોપકાર શીખવાની જરૂર છે. ત્યાર પછીજ એક માનવી, બ્રહ્મ, વિદ્યા, આત્મજ્ઞાન, એ જાણવાને લાયક થાય છે. એટલા માટે આત્મજ્ઞાનના ઉમેદવારોએ પહેલાં સેવા ધર્મની ઉમેદવારી કરવી જોઈએ, અને તે માટેની ઇચ્છા ઘણા દૃઢમનથી થવી જોઈએ કે જેથી દરેક કાર્ય સિધ્ધ થાય છે.

શરૂઆતથી મનુષ્ય દરેક કાર્ય વિવેકથી કરે, દરેક કાર્યમાં મમતા છોડી દઈ એક કુદરતની મહાન શકિતના હથીયાર રૂપ બની નિષ્કામ કાર્ય કરે, દરેક જાતના શારીરિક, ને માનસિક સદ્દગુણો ખીલવી તેને વિવેકવાળાં, પરોપકારથી ભરેલા શુધ્ધ કરી સદાચારી બનાવે છે, ત્યારેજ તે જનસમાજની સેવા પ્રેમના હૃદયથી કરી શકે છે, ને તેમાં સ્નેહ મેળવે છે. જ્યાં સુધી એક માનવી પોતે શરીર વાસના ને મનનો ગુલામ બની તેની જાલમાંજ સપડાઈ રહે છે, તે પોતાની એ ખામીઓ શોધી કાઢી સુધારી વધારી તેનો સ્વામી અથવા માલેક બને નહિ ત્યાં સુધી તે પોતે અજ્ઞાનતાના અંધકારમાં ડુબેલો રહે છે, કારણ કે તે પોતે તેના જાતભાઈ ભાંડુઓનું કલ્યાણ કરવાનું ખરૂં સામર્થ્ય

ધરાવતા નથી, તો તેમને આપવા માટે તે સમર્થ કેમ થઈ શકે? જે જ્ઞાનની લાયકાત તેનામાં નથી, એટલે તે બીજાંને કેવી રીતે આપી શકે માટે તે કાર્ય તેવાને માટે અધર્મરૂપજ બની રહે છે.

જેઓનામાં મહાન પ્રભુની પવિત્ર આજ્ઞા, સેવા, ધર્મ પાળવાની આતુરતા હોય તેવા જનોએ મહાન આજ્ઞાને લાયક બનવા તેવી ઉંચી પદવીને માટે ઉમેદવારી કરતા નિર્વાસના અને સદાચરણના જરૂરના સદ્‌ગુણો પહેલાં પોતાનામાં સંપાદન કરવા જોઈએ.

એવા સદાચારી બંધુ યા બહેનો સાર્વજનીક પ્રેમથી પોતાના જાત ભાઈઓ, બહેનો તરફ પ્રેમ રાખવો જોઈએ, જેથી તેઓ દેશ ધર્મ વગેરેના અંધકાર રૂપી બંધનોની સાંકળ તોડી પ્રેમી પ્રભુની આજ્ઞા પોતાને શીર ઉઠાવી તેના આશીષ મેળવવા ભાગ્યશાળી બને છે. જેમ એક પાણીની મોટી ટાંકીનું પાણી પોતાની સાથે જોડાયલી બીજી નાનકડી નળીની મદદથી પોતામાંથી પાણી બહાર કાઢી બીજાંને પુરૂં પાડે છે, જેથી તે મોટી ટાંકીમાં તાજું પાણી વિશેષ ને વિશેષ નિરંતર ભરાય છે, ને જરા પણ ખુટતું નથી, તેમ એક પ્રેમી પ્રભુનો માનીતો બંધુ પ્રેમને અસંકોચીતપણે સાર્વજનિક લાભ માટે વાપરે છે, તેથી તેમાં પ્રેમીજ્ઞાન નવીન રૂપે આવતું જાય છે, ને તે પોતાના પ્રેમી પ્રભુની નજદીક પહોંચવાને સામર્થ્યવાન બને છે. એવી રીતે પ્રેમી પ્રભુની સેવા જનસેવા દ્વારે કરી શકાય છે, કે જેથી આપણી કેટલીક ખામીઓને ખોટ પુરાઈ જાય છે.

આ ઉપરથી આપણને સમજવું જોઈએ કે બ્રહ્મ, આદિ, અનાદિ, સાકાર, નિરાકાર સગુણ નિર્ગુણ વિગેરે બાબતોમાં મિથ્યા વખત ન ગાળતાં આપણી આસપાસના ભાઈ ભાંડુઓ જે હોય તેમની નિષ્કામ વૃતિથી સેવા કરવી, તેમની જોઈતી હાજતો પુરી પાડી તેમને યોગ્ય રીતે સહાય થઈ તેમના સુખ દુ:ખનો બનતો ભાગ લઈ તેમના પવિત્ર આત્માને અંધકારમાંથી

ઉજાસમાં દોરવી લાવીશું તો તે સર્વ શકિતવાન પ્રભુ આપણી તરફ કૃપામૃત ઝરો રેડશે, જેથી આપણા પાપ કર્મનો નાશ થશે ને છેવટે તેને ચરણે પહોંચીશું.

એ દયાળુ મોટા સાહેબ આપણ માનવીની નજરથી દેખાતાં નાનાં કે મોટાં, રાય કે રંક, સ્ત્રી કે પુરૂષ, જુદી જુદી જાત, ધર્મ, દેશ, રંગ રૂપ, એવો કશો તફાવત મનુષ્યમાં જોતા નથી. પરંતુ આ સ્વાર્થી વાતાવરણમાં જેઓ હૃદયમાં પ્રેમ સેવા જયોત પ્રકટાવી રહ્યા છે, તેઓ તરફ તેમની નજર કુદરતી રીતે આકર્ષાય છે, ને તેમની સાથે તેમને અકુદરતી સંબંધ જોડાય છે,ને તે ખામીવાળો હોવા છતાં, તેની ખામીઓ દૂર કરવાને યોગ્ય રીતે સહાય થાય છે, જેથી તેને સેવા કરવાની અનેક તકો મળે છે.

તેટલા માટે ઓ પ્રિય બંધુઓ ને સુશીલ બેહનો! એવું સૌભાગ્ય આપણા પ્રારબ્ધમાં નિર્માણ થયલું છે એમજ સમજી અંતઃકરણમાં અસંકુચીત પ્રેમ ભરીને દરેક કાર્યમાં તે મહાન યશસ્વી શકિત સાથ જે આપણો પવિત્ર સંબંધ છે, તે દીલથી યાદ રાખી દરેક કાર્ય તેને માટેજ કરવાના છે, તેની સેવામાંજ આપણે કરવાનાં, છે, એવી ઉંચ વૃતિ ધ્યાનમાં રાખી આપણી સાર્વજનિક ફરજો સ્વીકારશું તો આપણો ઉદય જલદી થશે, એટલુંજ નહિ પણ જે કાર્ય કરતાં ઘણાં જીવન જાય છે, તે કાર્ય ટુંક સમયમાં સાધ્ય કરી આપણા જાતિ બંધુઓનું દેશ, કાળ. રાજા, પ્રજા, વિગેરે સર્વનું ભલું કરી, આ ભૂમિને દીપાવીશું, ને જીંદગીની સફર સફળ કરીશું.

જો આપણે આપણી આસપાસ ચારે બાજુએ નજર દોડાવીશું તો સેવા કરવાના અનેક માર્ગો સહેલાઇથી જણાઇ આવશે. જયાં જયાં દૃષ્ટિને મતિ જાય, ત્યાં જોતાં કાંઇને કાંઇ અવકાશ છેજ. કેમકે આપણા ઘરમાં, સમાજમાં, પુરૂષ વર્ગમાં, સ્ત્રી વર્ગ, બાળવર્ગ, અત્યંજ વર્ગ, રાજદ્વારી ખાતાંઓ, નિશાળો,

કન્યાશાળામાં, **સ્ત્રી શિક્ષક વર્ગ**, નોકર **વર્ગ**, **હુન્નરને** ખેતી-વાડી વર્ગ, વિગેરેમાં જયાં જયાં સેવા ભાવના કરવાની આપણી આએશ વધારે હશે, તેની તરફ આપણે આકર્ષાઇશું. કારણ કે આપણી જાતિમાં અપૂર્ણતા, ભૂલો, મોહ,લોભ, લાલચ, સ્વાર્થ, અપવિત્રતા, નાસ્તિકના વિગેરે જુદા જુદા ગુણ દોષો જે જડ ઘાલીને લાંબા કાળથી બેઠેલા છે, તે અપૂર્ણતા બને એટલી દૂર કરાવી તેમની સ્થિતિ સુધારી આપણી સાથે સરળ માર્ગે તેરવી લઈ જવાની ફરજ છે. આપણે આપણા જાત ભાઈઓને એમ અજ્ઞાનતામાં નાખી તેમની દુઃખી હાલતમાં એકલાં મુકી આપણે આપણી જીંદગી દરમ્યાન કદી આગળ વધીશું નહિ. તેમજ જીંદગીના પ્રયાસમાં સુખ યા ફતેહ પણ મેળવીશું નહિ.

એટલા માટે આપણે દરેક જણે આ સૃષ્ટિમાં અનુકૂળ હોય તેવું એકાદ કાર્ય ઉપાડી લઈ તે બાબતનું સંપૂર્ણ જ્ઞાન આપી તેમની અધમ હાલત સુધારી ઉત્તમ હાલતમાં લાવીશું. જેથી આપણા અંતર આત્માનો સંતોષ ને શાંતિ એજ આપણી ફત્તેહ છે. દરેક જણે નિષ્કામ કર્મ કરવાની ઇચ્છા રાખવી. જેથી કાર્યનું ફળ શુધ્ધ યા અશુધ્ધ આવે તે સાથે સંબંધ ન રાખતાં કામ સાથેનો સંબંધ રાખવો જોઈએ. સારાં માઠાં પરિણામ નીપજાવવાનું કામ તે મહાન પિતાશ્રીનું છે. તેને સોંપવું જોઇએ ને આપણે તેના હથીયાર રૂપ થવું જોઈએ.

જો આપણી સમાજના દુષ્ટ બંધનો, રીત રિવાજો અને અજ્ઞાનતાના વહેમો દૂર કરતાં કદાચ ઘણી મુશ્કેલીઓ નડે તે છતાં દ્રઢતાને વળગી રહી મહાન્ પ્રભુમાં ભકિત રાખી આપણા અજ્ઞાન ભાઇબંધોની સાથ પ્રેમને નમ્રતાથી વર્તી મારૂં તારૂં ઘડીક વીસરી તેમના દુઃખ ટાળવામાં ભાગ લેવા તત્પર થઇશું તો લાંબે કાળે પણ પરમેશ્વરનું કાર્ય સિધ્ધ થયલું જોવાને ભાગ્યશાળી થઇશું, તો આ જીવન સફળ થશે.

છેલ્લાં તે બળવંત પરમ પરમેશ્વર પાસે એટલુંજ ઇચ્છીશું કે સર્વ ભાઇઓ ને બહેનોમાં જન સેવાની ભાવના વિશેષ દૃઢ બનાવ ને સવના હૃદયમાં માતૃભાવનાં ઉત્પન્ન કરે, જેથી તેઓ પોતાનો કિંમતી વખત જનકલ્યાણને આત્મ કલ્યાણ અર્થે ગાળે ને પોતાની યથાશકિત પ્રમાણે જન સેવા,ધર્મના કાર્ય કરવાને **શકિતવાન થાય, એવી મુજની પ્રાર્થના છે તે આમીન થાય.**



## કર્તવ્ય.

નીતિશતકમાં કહ્યું છે કેઃ—

नमस्यामो देवान्ननु हतविधेस्तेऽपि वशगा

विधिर्वन्द्यः सोऽपि प्रतिनियत कर्मैक फलदः ।

फलं कर्मायत्तं किममरगणैः किंच विधिना

नमस्तत्कर्मभ्यो विधिरपिन येभ्यः प्रभवति ॥

અર્થ

એવું કહેવામાં આવ્યું છે કે આપણે દેવતાઓને નમસ્કાર કરતાં નથી કારણ કે તે પણ સ્વતંત્ર નથી. તે વિધિતાને આધિન છે. હવે જોઇશું તો વિધિતાને પણ નમસ્કાર નથી કરતા કારણ કે તે પણ આપણા કર્તવ્યના એટલે કે કર્મના ફળ આપનાર છે. જ્યારે મનુષ્યનું કર્તવ્યજ કર્મનું ફળ આપનાર છે તો નસીબ અને દેવતા શું કરનાર છે? તેથી આપણે કર્તવ્ય કર્મનેજ નમસ્કાર કરીએ છીએ કે જેને બ્રહ્મા પણ ઉલટાવી કે ફેરવી શકતા નથી.

આ ઉપલા શતકના શ્લોક ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે મનુષ્યના સર્વ કામનો આધાર કર્તવ્ય ઉપરજ રહેલો છે. કર્તવ્યજ સૌથી શ્રેષ્ઠ કર્મ દુનિયામાં ગણાયલું છે, તો આપણે મનુષ્યે સમજીને ઘણા ઉચ્ચ કર્તવ્ય કરવા જોઇએ છે. કર્તવ્ય એ એક એટલો સાધારણ શબ્દ છે, પણ એનો અર્થ એટલો ગુહ્ય ને બહોળો છે કે જેનું મહત્વ સમજવું ઘણું મુશ્કેલ છે. કર્તવ્યનો અર્થ ફરજ, કામ, ધર્મ, વગેરે થશે. દરેક મનુષ્યે પોતાની મૂખ્ય ફરજ બજાવવી જોઇએ. જે મનુષ્ય પોતાની ફરજ બજાવે છે, તે કર્તવ્ય પરાયણ કહેવાય છે. આપણે પહેલાં તો

આપણા વડીલો પ્રત્યેની ફરજ બજાવવાની છે, જેમાં માતાપિતા, સાસુ, સસરા, ભાઈ, બ્હેનો તથા સ્વ કુટુંબીઓ તરફની છે. ત્યાર પછી આડોશી પાડોશી. ને ગામનાને શહેરના લોકોની તથા રાજા તરફની ફરજ બજાવવાની છે. જો આપણે વડિલોની આજ્ઞા નહિ માનીએ ને તેમની સામે શબ્દ ઉચ્ચારીએ તો તેમને ઘણું ખોટું લાગે છે. એટલુંજ નહિ પણ આપણા તરફ જે પ્રેમ હોય છે, તે પણ ઓછો થાય છે. માટે આપણા વડિલો તરફ હંમેશાં પૂજ્ય ભાવ રાખવો જોઈએ. હાલના વખતમાં આગળના જેવો પૂજ્ય ભાવ વડિલો તરફ ધરાવતાં નથી. તેનું મૂખ્ય કારણ એ છે કે બાળકો ઉપર તે જાતની છાપ નાનપણમાંથીજ માબાપો પાડતાં નથી, તે લાડમાં ઉછરે છે તેનું પરિણામ છે. તેઓ વડિલો તરફ જોઈએ એવો ચાહ કે પૂજ્ય ભાવ દેખાડી શકતા નથી ને તેમને તુચ્છકારી કાઢે છે. જે પ્રમાણે વડિલો તરફ પૂજ્ય ભાવ દેખાડીએ તેના કરતાં વધુ પૂજ્ય ભાવ પરમાત્મામાં યા મોટા પ્રભુ ઈશ્વર કહો, તેમની તરફ પણ ભકિત ભાવથી પ્રાર્થના કરવાની આપણે મનુષ્યો ફરજથી બંધાયલા છીએ તેથી આપણને મનુષ્ય અવતાર આપ્યો છે. જે સૌથી શ્રેષ્ઠ છે, ને તે હંમેશાં આપણી સંભાળ રાખે છે. માટે તેમને ભજવા જોઈએ. એજ આપણું મનુષ્ય તરીકેનું પહેલું ઉત્તમ કાર્ય છે.

જો મનુષ્યનો મૂખ્ય ખોરાક જોઈશું તો કામ છે. કહેવત છે કે "કામ કર્યાં તેણે કામણ કર્યા" મતલબ કે સ્વજનો આપણા વર્તનને કામથી ખુશ થાય છે. પશુ, પક્ષિ, વૃક્ષ, આદિ સર્વ પોતપોતાનું કામ કરે છે. તે પોતાનું કર્તવ્ય પુરૂં કરે છે. કામ કરવાથી કંઈ કોઈ જાતનું નુકશાન થતું નથી. કામ કરવાથી શરીર ઘસાતુ નથી, કારણ કે આપણે ચાલુ ઘસારાની પુરણી વખતસર ખોરાક મારફતે લઈએ છીએ. કામથી રોગી કે નબળા થવાતું નથી. કામ કરવાથી આરોગ્યતા મેળવાય છે. કામ કરવાથી ગૃહની શોભા વધે છે. કામ કરવાથીજ જગતમાં

માન કિર્તિ મળે છે. જગમાંનો પ્રકાશ કામનીજ અપેક્ષામાં સમાઇ જાય છે. કામથીજ ઉદ્યોગ ઉત્પત્તિ છે. જો મનુષ્ય કામ ન કરે તો મનુષ્યની ઉત્પત્તિ હોયજ શાની? જગત પણ કામનીજ કિમત કરે છે. જગત ને જગકર્તા બેઉને કામ વહાલું છે તે ઉપરથી લોકોમાં એમ કહેવાયલું છે કે નામ નથી વહાલુ પણ કામ વહાલું છે. જે ઘરે વહુ દીકરીઓ ઉદ્યોગી થઇ વૈતરાં કરતી હશે તે ઘરતાને ઘણી વહાલી થઇ પડતી હશે.

આ સઘળાં ઉપરથી આપણે જોઈ શકીશું કે કર્તવ્ય શિવાય આ જગતમાં બીજું શ્રેષ્ઠ કર્મ નથી. આપણો પ્રાણ જાય તોપણ કર્તવ્ય ચાલુ કર્યાજ કરવું.

આપણે દરેક મનુષ્યને સર્વ તરફની જે યોગ્ય ફરજ હોય તે બજાવવી જોઇએ. એ રીતે આ દુનિયા ઉપરનું કર્તવ્ય આપણું જે હોય તે બજાવીશું તો આયંદે લાભજ થશે ને આપણા ઉપર પરમેશ્વર પણ રાજી થશે.

દેવતાઓને પણ કર્તવ્ય કરવા પડે છે. તેઓ પણ પોતાના કર્તવ્ય નિયમિત કર્યાજ જાય છે તેઓ પાછી પાની કરતા નથી તો પછી આપણે મનુષ્ય શું કરી શકવાના છીએ! કેટલાક લોકનું એવું કહેવું છે કે આપણે જે સુખ દુઃખ ભોગવીએ છીએ તેનું મુખ્ય કારણ નસીબ છે. વાત પણ ખરી છે. જો એ ઉપર આપણે ડહાપણને ધીરજથી વિચાર કરીશું તો જણાશે કે એ નસીબને ઘડનારાં પણ આપણે પોતેજ છીએ. નસીબ કંઇજ કરી શકતું નથી. નસીબને ચળકતું બનાવવું યા કટાયલું બનાવવું, તે સર્વનો મૂળ આધાર આપણા ઉંચ નીચ, કર્તવ્ય ઉપર રહેલો છે. આપણે જેવું "વાવીશું તેવુંજ લણીશું." એક કહેવત ઈંગ્રેજીમાં છે કે "Reap as you sow."

આપણે જેવા કર્તવ્ય કરીએ તેવાં ફળો જન્મોજન્મ મેળવીએ છીએ. માણસનું નસીબ કર્તવ્યથીજ થયલું છે. તેનું ફળ તે નસીબ તરીકે સાથે લઇ જન્મે છે, તેથીજ તો કહે

છે કે "લખ્યા લેખ મીટે નહિ" તેનું કારણુજ આ છે કે મનુષ્ય પોતાનું કર્તવ્ય શું છે તે સમજતા નથી ને નસીબને શ્રેષ્ઠ માની બેસી રહે છે કે નસીબમાં લખ્યું હશે તે થશે. એ રીતે કેટલીક વખતે કર્તવ્ય કરવાના છોડી દઇ પોતાની જીંદગી પશુ તુલ્ય ગુજારે છે. કર્તવ્ય ઉપર આપણે આગળના પૂર્વજોનો એક દાખલો ટાંકીશું ને જોઈશું કે તેઓ કેવાં ઉચ્ચ કર્તવ્ય કરી ગયાં છે. હિંદની અંદર એક સાવિત્રી નામે રાજાની પુત્રી હતી. તે એક હિંદના આગલા રાજાની ઘણી વિદ્વાન રાજપુત્રી ગણાતી હતી તેના માત પિતાને ઘેર દોલત કંઇ કમી નહિ હતી. તે જયારે સત્યવાન નામના રાજપુત્ર સાથે પરણી તે વખતે તેના સાસુ સસરાને રાજયથી પદભ્રષ્ટ કરવામાં આવ્યાં હતાં તે છતાં તે વડિલ સાસુ સસરા, ને પતિની સાથે રહીને વનવાસ ભોગવ્યો હતો તથા વનના સઘળા દુઃખો સહન કર્યા ને પોતાનાં વડિલોની ચાહ તથાં મહેરબાની મેળવી પોતાનું કર્તવ્ય સારી રીતે બજાવીને રહી આપણે જોઇશું કે શું તેને પોતાના પતિને સાથે લઇ પિયર જતા આવડતું નહોતું. શું તેના માતપિતાથી ઘરજમાઈ કરીને રાખીને દીકરી જમાઈને ખવડાવી શકાતું નહોતું ? આ બધુંજ તે વખતે પણ થઈ શકે તેમ હતું. પણ અહિંયાં તો કર્તવ્યનો સવાલ હતો. તેઓ સઘળા સર્વેનું કર્તવ્ય શું છે ને તે સર્વેએ કેમ એક બીજા તરફ બજાવવું જોઈએ, એ સારી રીતે સમજતા હતા. જે કર્તવ્ય પરાયણ જીવો છે, તે કર્તવ્યથી ભ્રષ્ટ થતા નથી. આ ઉપરથી શું દેખાડવામાં આપણને આવ્યું છે તે સહેલથી જોઈ શકાશે, કે સત્યવાન જે તેમનો દીકરો હતો, તેને પોતાનું કર્તવ્ય પોતાના વૃદ્ધ માતપિતાને તજીને ચાલી જવાનું નહોતું. પણ તેમની સેવા કરવી, ને ભજવાનું હતું. તેમજ તેની પત્નિ સાવિત્રીનું કર્તવ્ય પણ સાસરેજ રહી પોતાનાં પતિને સાસુ, સસરાની સેવા કરવાની હતી. નહિ કે પોતાના પતિને પોતાના વૃદ્ધ માતપિતાથી છુટાં પડાવી, તેમને વૃદ્ધ વયે રઝળાવી નાંખવાનો

હતો. આજે આપણે હાલના સુધરેલા જમાનામાં જોઈશું તો ઘણી વહુઓ પોતાના વડિલોથી પતિઓને વિખુટાં પાડી, કજીઆ કંકાસના બી પોતાના કુટુંબમાં રોપે છે, ને પોતાના જે કર્તવ્ય અરસ પરસમાં બજાવવાના છે, તેમાં પછાત પડે છે. તેજ પ્રમાણે સાવિત્રીના માબાપનું પણ કેટલું ઉચ્ચ કર્તવ્ય સમજાય છે કે પોતાની દીકરીને પતિવ્રતા તરીકેનો શો ધર્મ છે, તે દેખડાવીને તેની ઉપર અમલ કરતાં શીખવે છે. આ આખી વાર્તા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે આગલા આપણા પૂર્વજો ડહાપણ અને કર્તવ્યના ઉચ્ચ માનને લીધે અમર થઇ ગયા છે. આ બધું તેમના મહાભારત કર્તવ્યનુંજ ફળ છે. તેથી આજના લોકો તેમના નામ ને કર્તવ્યના સ્મરણ કરે છે. આ દાખલા ઉપરથી જણાય છે કે મનુષ્ય માત્રનો મૂખ્ય આધાર તેના ઉચ્ચ કર્તવ્ય ઉપર રહેલો છે. તેને જો જનસમાજમાં પોતાનું નામ અમર કરવું હોય તો, પોતાના ચારીત્ર ઉચ્ચ બનાવવાં જોઇએ. તેની ઉપર પુરતી તપાસ રાખી ચાલવું જોઇએ.

સરળ સંસ્કૃતમાં કહ્યું છે કે,

विहाय पौरुषं योहि दैवमेवावलम्बते
प्रासादसिंहवत् तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः

મતલબ કે જે પુરૂષ મહેનત કરવી છોડીને નસીબ ઉપરજ આધાર રાખી બેસી રહે છે તે મહેલના કોતરેલા સિંહ જેવો છે. અને તેના માથા ઉપર કાગડા જેવા બેસે છે.

આ ઉપરથી મનુષ્યે એટલું યાદ રાખવું જરૂરનું છે કે દુનિયામાં આપણને જગકર્ત્તાએ મનુષ્ય તરીકે ઉચ્ચ જન્મ આપ્યો છે તે ભલાં ઉચ્ચ કર્ત્તવ્ય કરવાને માટેજ છે. સઘળો આધાર નસીબ ઉપર રાખી બેસી રહેવું નહિજ જોઈએ. આ મનુષ્ય જન્મ સફળ કરવા માટે ઉંચ કર્ત્તવ્ય કરવાજ જોઇએ. આ લેખ એટલો બહોળો છે કે જેટલું લખવા માગીએ તેટલું થોડું છે. માટે હાલ તુરત અહિઆંજ આપણે પૂરૂં કરીશું. તથાસ્તુ.

---

# માણસ પોતાના નસીબનો ઘડનાર.

બખ્ત બળે ભવજળ તરે, નિબળ ભયા બિકાર,
ગે સબ કીયા નસીબકા, રહે નિશ્ચય નીરધાર.

**અર્થ**— "બખ્તનાજ જોરે માણુસ આ ભવસાગરમાંથી તરી જાય છે, અને તેના વિકારો નબળા પડે છે, યાને તેના દુર્ગુણો મટે છે; જે કાંઇ બને છે તે તેના નસીબનાજ જોરે, યાને તેની મહેનતથીજ થાય છે. એવી રીતે સૌ કોઇ માણુસના હકમાં બને છે, તે સઘળું તેનું પોતાનું બનાવેલું (નસીબ) છે, અને બીજા કાશ્થી તે બનતું નથી એમ માનવી, તું નક્કી માનજે."

માનવીનું "**નસીબ**" તેના પોતાના વાવેલાં બીજ (કર્મ)નું ફળ છે એમ જાણીને આપણે આપણા મનમાંનો બળાપો કાઢી નાંખવો જોઈએ; કારણ કે કર્મનો કાયદો એવો છે કે સૌ કોઈ પોતાની કરણીનુંજ પરીણામ ભોગવે છે. તે અચુક કાયદાની બારીક ચુંગાલમાંથી કોઈ પણ માણસ છટકયું નથી અને છટકશે પણ નહી, પછી ગમે તો તે શાહ હોય કે ભલો યોગી હોય.

એવું કહેવાયલું છે કે રામચંદ્ર જેવા મોટા રાજાના કર્મમાં વનવાસ લેવાનો હતો તેથીજ પોતે રાજપાટ અને વૈભવો છોડી દઈ વનવાસે ગયા હતા. એ શું દેખાડે છે? જે કાંઈ કારણો આપણે ઉપજાવ્યાં હોય તેનાંજ પરીણામ આપણને આવી મળે છે. આ દુન્યામાં માણસો કાંઈ પણ રીતની ઈચ્છા કરે છે ત્યારે તેઓને સમજ પડતી નથી કે એવું ઈચ્છવાથી શું પરીણામ આવશે, અથવા એવા વિચારથી આપણ કયાં દોરવાઈશું? જયારે તેમની ઇચ્છા માફક તેઓને ફળ મળે છે ત્યારે તેઓ શોક કરે છે, વીલાપ કરે છે, તેઓના ગ્રહ ખરાબ છે એમ ધારી જોશી બ્રાહ્મણની સલાહ લે છે, પુંજાપાઠ કરાવે છે અને પૈસો ખરાબ કરે છે. દરેક માનવીએ યાદ રાખવું જોઇએ કે

આપણી ઈચ્છા અને કર્મ અનુસાર તેનો બદલો મળે છે. તે આપણ જોઇએ છિયે અને તેના ફળ ભોગવિય છિયે; આપણે હાથેજ કંગાળીયત લાવીયે છિયે, દુ:ખી કે સુખી થઈએ છિયે, અને આપણું નશીબ આપણે હાથેજ બનાવિયે છિયે. આ માટે પુર્વ હિંદના એક કવિની કાહણી અર્થસુચક છે.

એક મોહમેદન કવિ હતો તે ઘણો ભલો અને હોશીયાર હતો. તે એક દેશી રાજાના દરબારમાં રહેતો હતો, જે રાજા તેની બોલીથી ઘણી રમુજ મેળવતો હતો. એક દહાડો તે રાજાએ તેની સંગતમાં રાત ગુજારી અને તે કવિએ તેને ઘણી રમુજ અને કવિતાઓથી ખુશ કરી નાખ્યો. જયારે રાત ઘણી વીતી ગઈ અને રાજા તેની હાસ્યજનક વાતોમાં બહુ ચકચુર થઈ ગયો, કે ઉંઘ ભુલી જઈ ઘણો મોડેથી ઘરે ગયો. તેની રાણીએ તેને રોજના કાયદાથી ઉલટો એટલી મોડી રાત્રે આવવાનું કારણ પુછયું. રાજાએ તેણીને કહ્યું કે આજે અમોને એક ઘણોજ હસમુખો માણસ મલ્યો, તે એટલો તો ભલો અને રમુજી છે કે તેની ઘણીક હાસ્યજનક વારતાઓ અને કવિતાઓ અમને કહી સંભળાવી, અને અમને રમુજમાંને રમુજમાં રાત કયાં વીતી ગઇ તે માલમ પડી નહી. રાણીજીની જીજ્ઞાસા ઘણી ઉશકેરાઇ અને તેણીએ રાજાને તે રમુજી કવિને તેની આગળ એક દીવસ લાવવા કહ્યું. હને બીજે દીને તે રમુજી કવિને રાણીની આગળ લાવવામાં આવ્યો. હિંદની રાણીઓ, ખાસ કરી મોહમેદન કોમની બાનુઓ, પડદેનશીન રહે છે. તેઓ પોતીકા ધણીઓ અને પરહેજગાર માણસ સીવાય પોતાનો ચહેરો કોઈને પણ બતાવતી નથી. તેઓ મોઢાં ઉપર બુરખા નાખી ફરે છે. હવે આ કવિને બાદશાહી જનાનામાં રાજા પોતે લાવ્યા. પણ તે વખતે તેઓએ પોતાની આ ઇચ્છાનું શું પરીણામ આવશે તે જાણવાની દરકાર કીધી નહીં. હવે બન્યું એમ કે કવિરાજે તો પોતાની તેજી બુધ્ધી પ્રમાણે કવિતાઓ ગાઇને વારતાઓ કહી સમજાવી, તેથી જના-

નાની બાનુઓ તો ઘણીજ ખુશ થઈ ગઈ. પછી પેલા કવિરાજે એક યુકિત રચી અને કહ્યું કે " અરે મારી આંખોનું નુરમને દરદ થયાથી મેં ખોયું છે અને હું આંધળો થયો છું." જો કે તે ખરેખરો આંધળો ન હતો. પણ તેણે એવી ઇચ્છા કીધી કે જો હું એમ કહું કે હું આંધળો છું તો મને આ જનાનામાં રહેવાની છુટ મલશે. રાણી મને અવિશ્વાસુ ગણશે નહી. તેઓ એક ઓરડેથી બીજા ઓરડામાં બુરખા વગર મારી આગળથી હું આંધળો છું એમ જાણી ખુશાલ છુટથી ફરશે. હવે તેને આંધળો જાણી રાજાએ તેને જનાનામાં રહેવા દીધો. પણ સચ્ચાઈ કાંઈ છુપી રહેતી નથી, તે તરતજ બહાર આવે છે. તેમજ જુઠાણું પણ છુપું રહેતું નથી, તે પણ તરતજ પકડાઈ આવે છે, અને એક દીવસ તે પોતીકા ખરા લેબાસમાં બહાર પડે છે. એક દહાડો આ કવિએ ત્યાંની દાસીને તેને માટે કાંઈ લાવવા કહ્યું. જ્યારે માણસ પાસે પૈસો વધે છે ત્યારે તેઓ આળસુ બને છે. જ્યારે આ કવિને રાજાના દરબારમાં સારો ઓદ્ધો મળ્યો ત્યારે તેણે વિચાર્યું કે મને બેસવા માટે ખુરશી જોઈએ છે તે મારે માટે ઉપાડી લાવવી એ મારા દરજ્જા કરતાં ઉતરતું છે. તેથી તેણે પેલી દાસીને તે ખુરશી લાવવા હુકમ કીધો, પણ તે દાસીએ તેને સખતાઈથી જવાબ આપ્યો કે " મને ફુરસદ નથી અને વખત ફાજલ નથી કે તારૂં કામ કરૂં." ત્યાર પછી ત્યાં એક બીજી દાસી આવી તેણીને તેણે કહ્યું કે મારી આગળ આવ અને પેલી ખુરશી લાવ. પણ તેણીએ જવાબ દીધો કે અહીં કંઈ ખુરશી નથી. પાછું પેલા કવિએ કહ્યું કે પેલું પાણીનું વાસણ છે તે લાવ, પણ તેણીએ જવાબ દીધો કે અહી કંઇ વાસણ નથી. પાછું પેલા કવિએ કહ્યું કે પેલું પાણીનું વાસણ આ ઓરડામાં છે તે જોતી નથી કે ? પેલું રહ્યું ? હવે મોટાઇના મદમાં એમ હુકમ કરી મેળવવાને માટે તે પોતે પોતાને ભુલી ગયો, એટલે તે આંધળો છે એમ કહ્યું હતું તે ભુલી

ગયો. તે કવિએ કહ્યું કે "તું શું જોતી નથી કે?" તરતજ તે દાસી કામ કરવાનું મુકી દઈ રાણીના ઓરડામાં ગઈ અને સઘળો ભરમ ફોડયો કે "રાણી સાહેબ, આ કવિ કાંઇ આંધળો નથી, એ તો બહુ દુષ્ટ માણસ છે; તેને ઘરમાંથી કાઢી મુકવો જોઇએ." તેને ઘરમાંથી કાઢી મુકવામાં આવ્યો, પણ તે ત્રણ દીવસમાં ખરેખર આંધળો થઇ ગયો! એ કેમ થયું હશે?

આપણને કર્મનો કાયદો કહે છે કે એ માણસ પોતાની મરજીથી આંધળો થયો. તેને કોઇએ આંધળો નથી કીધો—પણ તેની ઈચ્છાથી તે આંધળો બન્યો. જયારે આ કવિ આંધળો થયો ત્યારે શોક કરવા લાગ્યો અને છાતી કુટવા લાગ્યો.

માટે કંઈ પણ રીતે બુરૂં બોલવું કે વમાસવું નહી. વિચારથી મોટાં કાર્યો થાય છે—ભલાં બી થાય છે તેમજ બુંડાંબી થાય છે. એમ નહી સમજવું કે આપણે એમ બોલ્યા તેમાં શું થયું? ઘણા પુરાણા કાળથી કહેવામાં આવે છે કે જયારે આપણ ભલું કે બુંડું બોલીયે છિયે ત્યારે ઘરનો ઉંબર "આમીન, આમીન," કરી આખો વખત એવો અવાજ કરે છે. માટે આપણે ખોટું યા ખરૂં બોલીયે કે બુડું બોલીયે ત્યારે પણ આમીન આમીન થાય. ધર્મશાસ્ત્રમાં કહેલું છે કે મશકેરીમાં પણ ખોટું બોલવું નહી કે ખોટી મશ્કેરી કરવી નહી. કવિરાજે પોતાની બુરી નેમ પાર પાડવા માટે આંધળો છું એવો ઢોંગ કીધો, પણ તેણે કર્મ ઉભું કીધું તેનું ફળ ભોગવવું પડશે એ વિચાર કર્યોજ નહી, કારણ કે તેણે તો પોતાનો બુરો વિચાર પાર પાડવાની મતલબ સાંધીને જ્ઞાનની કે ધર્મની દરકાર કીધી નહી. રાજાના જનાનામાં તો તે દગાથી રહ્યો હતો, પણ ખુદરત તરફથી કર્મનો બદલો એવો મલ્યો કે સૌ કોઈએ જોઈ લીધું કે પોતાનીજ કરણીનું ફળ તે ભોગવે છે. હવે તમો એને "કર્મ" કહો, "ભાગ્ય" કહો, કે "બખ્ત" કહો કે "નસીબ" કહો, એ વિષે મનમાં હજારો નામ કલ્પો, પણ એ રીતે નસીબનો બનાવનાર માણસ પોતેજ છે.

Sow an act reap a habit.
Sow a habit reap a character.
Sow a character reap a destiny.

# મનુષ્ય જન્મની સફળતા.

દરેક મનુષ્યના જીગરમાં તેની જીંદગીમાં સફળતા જોવાને ઈચ્છા હોય છે, તે એક નહિ તો બીજી કોઇ પણ રીતે પોતે સુખની આશાઓ પુરી પાડવાને અને સુખી થવાનેજ ઇચ્છે છે. તેને જો સુખી થવું હોય અને હંમેશની ખુશાલી પ્રાપ્ત કરવી હોય તો તે માટે તેને ભલું થવું જોઇયે, કારણ કે ભલાઇમાંજ સુખ સમાયલું છે. ભલાં થવા માટે સારા વિચારો, વચનો અને કાર્યો માટે જે મુખ્ય ભલા કાયદાઓ છે તે સ્વીકારવાની જરૂર પડે છે. અસલી દંતકથાઓમાંથી અને પુરાણુ ધર્મ ઉપરથી તથા જગતના ઈતિહાસમાંથી એવા ઘણા દાખલાઓ નોધાયલા મલી આવે છે. મહા પુરૂષો અને સ્રીઓ ખરાં જીગરની શ્રધ્ધા, ખરાં દીલનો બીન સ્વાર્થી પ્યાર, અખંડ ભકિતથી લોકોનો વિશ્વાસ જીતી લઈ પોતાનું નામ અમર કરી ગયાં છે. તેના પરિણામમાં ભક્તોના દીલની ઉમેદ તેઓના ગુરૂને ચરણે પોહોંચવામાં મોટા મહાત્માના દર્શન મેલવવામાં આવે છે —જે તેઓ હુમેશાં તેમની ઇચ્છા મુજબ પુરી પાડતા હતા. તેમની એવી ભલી ઇચ્છાને લીધે કુલ કુદરતને મદદ કર્તા થઇ પોતાની જીંદગી સુધારી વધારી, તેઓ ઉંચી ઉત્તમ પ્રકારની હાલતે પોહોંચે છે આપણુને કુદરતના અભ્યાસ ઉપરથી એવું માલમ પડે છે કે આદમીનો ખરો સ્વભાવ તો ઉમદા ને ઉંચ ખ્યાલવાળો હોય છે, પણ તેની આસપાસના માઠા સંજોગો, કુટેવ, તથા કુસંગને લીધે, તેનામાં જે સારી ખાસીયતો છે, તે બહાર આવી શકવાને બદલે ઢંકાઇ જાય છે, એટલે મંદ થઈ જાય છે, અને તેને બદલે નઠારી ખાસીયત બહાર આવે છે. જો આસપાસના સારા સંજાગો વચ્ચે રહીને સારા વિચારોની

અસર અને સારી કેળવણી મલી હોય તો તે સુધારી શકાય છે, અને ભલો થવાનો ખુદાઇ માર્ગ અખત્યાર થઈ શકે છે.

હવે જો આપણે માનવીઓ માત્ર દુન્યાની મોજ મજાહ કે દોલતની રેલછેલનાં ખ્યાલો અને ઇચ્છાઓમાંજ મંડેલાં રહીશું તો તેથી આપણામાંની ખરી મોટાઇ અને આત્માની ઉંચ શક્તિઓ ખીલવી કે વધારી શકીશું નહિ, એટલુંજ નહીં પણ સારા સદ્‌ગુણો સાથનો સારો ઉમદા ખવાસ પણ ઉંચ દરજ્જે લઇ જવાને શક્તિવાન થઈશું નહિ કુદરત કાંઇ આપણી હલકી, ઉંચી જાત કે ધર્મ, સંસારી દરજજો, અથવા દોલત તરફ ધ્યાન આપતી નથી, પણ આપણા અંતઃકરણની શુધ્ધતા, દયાળુ સ્વભાવ, જાતી ભોગ, પરોપકાર વૃતિ, વગેરે સદ્‌ગુણો કે મનની ભલી વલણો તરફ ખાસ તપાસ લે છે, કે જેથી કુલ કુદરતને આપણ એક સહાયકારક હથિયાર થઇ પડીયે અને દુન્યાના બીજા જીવોને પ્રગટીકરણમાં આગળ સુધારવા–વધારવામાં મદદગાર થઈ શકીયે.

એ માટે વિચાર શક્તિનું બળ તપાસવાની જરૂર છે. દુન્યામાં સુધારો વધારો ફેલાવવાને માટે કુદરતે ભલું મન માણસ જાતને બક્ષ્યું છે, કે જેથી તે વિચાર કરી શકે અને તે વિચાર શક્તિના બળે બહારની કુદરતમાં ઘણી જાતનો ફેરફાર લાવી શકે. મનુષ્ય બંધુઓનાં ભલાં અર્થે તેમની ચાલચલણ, નિતિ રીતીઓ, જીંદગી જોગવવાની ભલી રાહ રસમોમાં ઘટતો સુધારો વધારો કરી પરસ્પર માનવી બંધુઓને સહાયકારક થઇ ભલી વિચાર શક્તિના બળે મનુષ્ય જન્મની ખરી સફળતા ઇચ્છવાથી થઈ શકે છે. ખરી દીલગીરી દોલત ગુમાવવામાં હોતી નથી. પણ જો એક માનવી ભલો વિચાર, ભલું મન, કે ભલું અંતઃકરણ ગુમાવે છે તો તે વધુ ખેદકારક છે, કારણ કે ગુમાવેલો થોડો ઘણો પૈસો મહેનત કરી જીંદગીમાં પાછો મેલવી શકાય છે, પણ નઠારી કુટેવોથી બગડી ગયલું મન, તેમજ નઠારી વિચાર શક્તિ માનવીની જીંદગીને પાયામાલ કરે છે—તેનો નાશ લાવે છે. તેમજ વળી તે કુલ કુદરતને પણ આફતકારક થઈ પડે છે. તેટલા માટે જેમ બને તેમ મનોવૃતિ ઘણી શુદ્ધ, અને ઘણી ઉંચી જાતના વિચારો આંખ આગળ રાખવા જોઈએ. જેમ દરરોજનો

સારો ખોરાક, સ્વચ્છ હવા પાણી, હોજરીની ભુખ મટાડી શરીરને તંદરોસ્ત બનાવે છે, તેવીજ રીતે મનમાં ભલા વિચારો કીધાથી મનની શુદ્ધતા વધે છે અને મન દરોસ્ત થાય છે.

વળી જીંદગીમાં આપણને આગળ વધવાને માટે બળવાન મન સાથ તનદરોસ્ત તનની પણ જરૂર છે. જો તન ને મન નબળાં પડી જાય તો જીંદગીમાં આગળ વધવાને જોઇતી લાયકાતો મેલવવાની કોશેશો ફોકટ જાય છે.

જો માનવી કુલ કુદરત સાથે એકસાન થઈ તેની સાથે સમાધાનીમાં રહેવાનેજ ઇચ્છતું હોય તો, તેના તનદરોસ્ત શરીર અને મનદરોસ્ત વિચાર શકિત દુનિયામાં ઘણાં સારાં કાર્ય બજાવી શકે છે. દુન્યાની દરેક બુરી શકિતઓ ઉપર કાબુ મેલવી આગળ વધવાનો માર્ગ તેની નજર આગળ ખુલ્લો થાય છે.

દરેક મનુષ્યને જીંદગીમાં દરરોજ નવુંને નવું કંઇ શિક્ષણ મલતુંજ રહે છે, તેથી તે ભલા વિચારોની ભલી અસરથી અતઃકરણને ખાલેસ, ઉમદા, દયાળુ લાગણીઓ સાથનું બનાવી, આખી જીંદગી સુધી પોતાનો વખત ન નકામો ગુમાવી જીંદગીની જે ઉંચ નેમ છે, તે કેવી રીતે પસાર કરવી, તેનો ઠેરાવ માનવી પોતાની મરજી પ્રમાણે કરી શકે છે, તેથી તે પોતાનો આખો જન્મારો પવિત્રાઇથી ગુજારવાની કોષેશ કરે છે. જેમ દુન્યાના પવિત્ર નરો પોતાનાં હવસો તથા ગુસ્સાને કાબુમાં રાખે છે, તેમજ તેઓ દુન્યાને લગતા ચીજોનો લોભ પણ રાખતા નથી; કેમકે તેઓ જાણે છે કે દુન્યાને લગતી ચીજો થોડા વખતની અને નાપાયદાર છે, તેથી તે દુન્યાઈ લોભને તેઓ અમર સુખ મેળવવાની ઉંચી ખાહેશમાં બદલી નાખે છે, અને પોતાની તમામ પવિત્ર શકિત દુન્યાના કલ્યાણ અર્થે કોઈબી જાતની આશા રાખ્યા વગર રાત દિવસ ઉપયોગમાં લે છે. તેમને પગલે ચાલવાની આપણામાં ઉત્કંઠા રાખવી જોઈએ. તે માટે એક ઠેકાણે કહ્યું છે કે—

"Kill out ambition but work as those work who are ambitious."

મતલબ કે લોભને મારી નાંખ, પણ જેવી રીતે લોભી માણસ પોતાની મતલબને માટેકાર્ય કરે છે, તેવી રીતે તું સ્વાર્થ છોડીને બીજાઓનાં ભલાં માટે કાર્ય કર. તેમાં મનુષ્ય જન્મની ખરી સફળતાનો સમાવેશ થાય છે. જેઓ ઘણા ખરા જ્ઞાની છે તેઓ કાંઈ પોતાના જ્ઞાનથી મોહ પામી છલકાઈ જતા નથી, કારણ તેઓ જાણે છે કે એ બધી ચીજોનો એકલો માલેક ખુદા છે, અને આપણને તેની તરફથી જે જે ચીજો મલી છે, તેના એક આડતીયા તરીકે તે ચીજોનો સદુપ્યોગ કરવાનો છે—તેની બરબાદી કરવાની નથી. સર્વસ્વ ખુદાનુંજ છે. ત્યારે હવે જો તેની ચીજોમાંથી તે લઇ લે ત્યારે રડવાનું કે વિલાપ કરવાની જરૂર નથી. એટલા માટે આપણી ઇંદ્રીઓની લાગણી તેમજ જુસ્સાઓ ઉપર આખી જીંદગી ભર કાબુ રાખીશું, તો આપણા દરેક દુન્યવી ભલાં કાર્યમાં જરૂર ફતેહ મેલવીશું.

આપણા મનનું સમતોલપણું ત્યારેજ જાલવી શકીશું કે જ્યારે સુખી દેખાવો જોઈ છલકાઈ ન જઇયે, તેમજ દુઃખી સંજોગોથી દબાઈ ન જતાં આનંદી રહેવાની ટેવ મનને પાડી શકીયે. એ ઉપરથી એમ નથી સમજવાનું કે કોઇના સુખ-દુઃખમાં ભાગ લેવાનો નથી, પણ ઉલટું દરેક તરફ સંપુર્ણ દીલસોઝી, દયા, પ્રેમ, વગેરેની ઉમદા લાગણી ખીલવવાની અવશ્ય જરૂર છે.

આપણે એક યા બીજી બાજુ ઢલી ન જતાં સમતોલપણું જાલવી કેમ રાખવું તેનો કાંઈ ખરો ભાસ થાય છે. અને તેથી આપણને કુદરતના ખરા માર્ગે ચાલવાનું સાધન હાથ લાગે છે, કે જેની મારફતથી આ દુન્યવી કાદવ કીચળના માર્ગમાથી દુર રહી, જીંદગીની ખરી નેમ જે અહુરમજદને પહોંચવાની છે તેમાં ફતેહ મેલવી, આત્માની વૃદ્ધિ કરી આ જન્મ સફળ કરીયે.




## તેનો સ્વભાવ, તેની શક્તિ, તેની ખાસિયત અને તેનું જોર.

મનુષ્ય જીવનનો આધાર તેનું મન છે. મનથીજ માણુસની જુદી જુદી હાલતો થાય છે. ખરૂં ખોટું પીછાનવાની શક્તિ મનની અંદર છે. જેમ એક વણકર પોતાની સાળપર સુતરના આંટા મારી વસ્ત્ર વણે છે. તેમ મન ખરા ખોટા વિચારથી એક વસ્ત્ર બનાવે છે, અને તેમાં જેમ રેશમનો કીડો કોશેટામાં લપેટાઈ રહેછે, તેમ મન લપેટાઈ રહેછે.

મન પર આપણે જેટલો કાબુ રાખવા માગીયે, તેટલો રાખી શકીયે. મન એક ઘોડા સમાન છે. એક ઘોડાને ગાડીમાં જોડી તેનો હાંકનાર પોતાના હાથમાં લગામ રાખે છે, અને તે લગામનો ઘટતો ઉપયોગ કરી ઘોડાને તાબે રાખી શકે છે; જો લગામ ઢીલી મૂકે, તો તે ચપળ જાનવર પોતાને ચારે પગે કુદવા માંડે છે, અને હાંકનારને તેમજ ગાડીમાં બેઠેલાંઓને જોખમમાં લાવી મેલે છે; જો તેણે બરાબર લગામ હાથમાં રાખી હોય, અને તેને આડો ચાલતાં અટકાવ કરે, તો એ ચંચળ જાનવર બરાબર રીતે ચાલી પોતાનું કામ કરે છે. તેજ પ્રમાણે મનને પણ કાબુમા રાખી ભટકતા ખરાબ વિચારો નહિ લાવતાં સારા વિચારો પર મનને રોકેલું રાખે, તો મન ચલીત થયા વગર મનુષ્યને ઘણો ફાયદો કરે છે.

મનની એવી ખાસિયત છે, કે તેમાં અનેક વિચારો આવે છે અને જાય છે. તેને પસંદ પડતી ચીજ તે કરી શકે છે. મનમાં એવી શકિત છે, કે તે ગમે તેવી હાલતને બદલી શકે છે.

વિચારોની એવી ક્રિયાઓથી મનુષ્યનું જીવન બને છે; પણ મનુષ્યમાં એવી શકિત છે, કે તે પોતાની કોશેશથી એવી ક્રિયાઓને બદલી શકે છે.

મનુષ્ય જે પોતે પાપના બંધનમાં બંધાય છે અને છુટો પણ થાય છે, તે બાંધનાર અને છોડનાર પણ મનજ છે. આપણામાં મનને વશ કરવાની શકિત છે. બહારની વસ્તુઓમાં લોભ પેદા થતો નથી, પણ તે વસ્તુની હસ્તીને લીધે મનની વાસના: અને ઇચ્છાઓમાંથી લોભ ઉત્પન્ન થાય છે. તેમજ દુઃખ અને શોક પણ બહારની વસ્તુમાંથી મલતાં નથી, પણ તે વસ્તુ તરફ મનની વાસનાથી ઉત્પન્ન થાય છે. જે મન કેળવાયલું હોય છે તે સઘળી કુવાસનાઓ તજી શકે છે, અને તેને જ્ઞાન અને શાંતિ મળે છે. બીજાંને ખરાબ કહેવાથી દુન્યાનાં દુઃખ શોક મટતાં નથી. જ્યારે હૃદય શુદ્ધ અને પવિત્ર થાય છે ત્યારે બહારની વસ્તુઓ શુધ્ધ અને પવિત્ર દેખાય છે—સઘળું વાસ્તવીક લાગે છે. માટે મનને વશ કરવું, એ મનને કેળવવાથી બને છે.

એક ચીજ જે જોવામાં સુંદર હોય, પણ તેના ગુણ માઠા હોય, તે માટે મન કેળવાયલું હોય તો તે વસ્તુ તરફ લોભાઇ ન જતાં તેની દરકાર કરે નહીં. ટુંકમાં એટલુંજ કે મનની વૃતિ પ્રમાણે મનુષ્યનું જીવન બને છે.

જે મનુષ્ય બીજાંઓની નિંદા કરવાની છોડી દઇને પોતાની શકિતઓનો પોતાના મનને સ્વચ્છ બનાવવાને, સુધારવાને, અને વધારવાને ઉપયોગ કરે, તે પોતાની શકિત વધારે છે, અને પોતેજ પોતાનો રક્ષક એટલે સંભાળ કરનાર બને છે. જ્યારે તે પોતાના મનને શાંત રાખી શકે છે, ત્યારે તે બીજાંને પણ પોતાના જેવો શાંત બનાવી શકે છે. વળી જ્યારે પોતાના આત્માને તે ઉચ્ચ ગુણો તરફ લઇ જઇ શકે છે, ત્યારેજ તેને વાસ્તવીક જ્ઞાન અને શાંતિનો માર્ગ મળી શકે છે, અને બીજાંને ફાયદો કરી શકે છે.

મનુષ્યનું જીવન તેના વિચાર પ્રમાણે બની શકે છે. જેવા વિચાર તે કરે છે, તેવાં કાર્યો તે કરે છે. મનુષ્ય ઇચ્છે તો સારા વિચારોથી મનને નવી વળાણુ આપી તેને શુદ્ધ બનાવી શકે છે.

હમેશાં એકના એક વિચાર મનમાં કર્યાથી તેવુજ મન બને છે. ગુસ્સો, નિરાશા, પ્રસન્નતા, શાંતી, લોભ, ઉદારતા એ સઘળી મનની હાલતો છે. જ્યારે માણસ હંમેશાં પોતાના મનને તે તરફ લઇ જાય છે, ત્યારે તેનો સ્વભાવ તેવોજ થાય છે, અને હંમેશના વિચારથી તે મનનો પક્કો ઠરાવ થઈ પડે છે.

જે વિચારને મનમાં રાખવો કઠણ જણાય છે તેજ વિચાર વારંવાર મનમાં ઉત્પન્ન થવાથી કાંઈક રૂપ ધારણ કરી શકે છે.

જ્યારે કોઈ બાળક કાંઈ કામ શીખવાની શરૂઆત કરે છે, ત્યારે તો તે કોઈ હથિયારને પણ હાથમાં પકડી શકતો નથી, પણ જયારે તે બરાબર કોશેશ કરેછે, ત્યારે તે હથિયારનો ઘણોજ સારી રીતે ઉપયોગ કરી શકે છે—એજ હાલત મનની સમજવી.

મનને કાબુમાં રાખવાની ટેવો પર મનુષ્યની મુક્તિનો આધાર છે, કારણ કે જે પ્રકારે મનુષ્યમાં ખરાબ સ્વભાવ બનાવવાની શકિત છે, તેજ રીતે સારો સ્વભાવ બનાવવાની પણ શકિત છે. સાધારણ રીતે આપણું માનવું એવું છે કે ભલું કરવા કરતાં બુરૂ કરવું સહેલ છે; પવિત્ર રહેવા કરતાં પાપી રેહેવું સહેલું છે; પણ એ વાત કાંઇ ખરી નથી. જો કે કેટલેક ભાગે પહેલાં એમ લાગે છે; પણ ભલાં થવા માટે અને ભલાં કામો કરવા માટે ખંતથી ચાલુ કોશેશ કરવાથી આપણને છેવટે એવો બદલો મળે છે કે જેવો દોલત ખરચવાથી આ દુનિયાંમાં મળતો નથી.

શરૂઆતમાં સારા વિચારોનું સેવન કરવાને અને શુભ કાર્યો કરવાને હંમેશાં મેહેનત અને ખંતની જરૂર છે. જો આપણા મનમાં કાંઇ ખરાબ વિચાર આવે, કોઈ ઉપર ગુસ્સો ઉત્પન્ન થાય, તો તરત તે વિચારો દૂર કરી કાંઈક સારા વિચારો કરવા, અને ગુસ્સાને બદલે દયા રાખવી. જો કે તેમ થતાં અને કરતાં કઠણ

લાગેછે, પણ કોશેશ કર્યાથી ફતેહ મેલવાય છે અને રફતે રફતે સારા વિચારો આવે છે. અને ગુસ્સો દબી જઇ મનમાં શાંતિ રહે છે, જેથી આપણને ઘણું સુખ ઉપજે છે. ગુસ્સાથી દુશમનાઇ વધે છે અને આપણા શરીરને નુકશાન થાય છે, પણ શાંતિથી આપણામાં ડહાપણ પ્રકાશે છે. વળી સદ્દગુણનો વિચાર હંમેશાં કરવો જોઇયે; જેમ કે, દયા, ધર્મ, પવિત્રાઇ, નમ્રતાઇ, ઉદ્યોગ, સચ્ચાઇ વગેરે સઘળા સદ્દગુણો ખીલવવાને વિચાર રાખવો. ગમે તેવા સંજોગો વચે સચું જ બોલવું, એ નિયમ ધ્યાનમાં રાખતાં આપણે ખુદાને રાજી કરીએ છીયે. તેથી આપણા જીવને આનંદ થાય છે. ધર્મ જ્ઞાન સદ્દગુણના અભ્યાસથીજ મળે છે. સદ્દગુણ મેળવવા સત્ય અવશ્ય જોઇએ છે. સાધારણ વાતોમાં પણ સત્ય જાળવવું જોઇએ. શાંતિ રાખી સંતોષથી રેહેવું એ ખાસિયત એકદમ આપણે હસ્તક આવતી નથી, પણ હંમેશાં સારા વિચારથીજ એવા સદ્દગુણો ધીમે ધીમે ખીલે છે. માટે જેમ બને તેમ મનને તાબે રાખવું. ઈંગ્રેજીમાં કહેવત છે કે—

Command your temper, lest it command you,

એટલે તમારા સ્વભાવને કાબુમાં રાખો, નહિ તો તે તમુને કાબુમાં રાખશે.

હરેક રીતે શીખવાને માટે ધીમે ધીમે શરૂઆત કરી આગળ વધવું. ધીરજથી શરૂઆત કરી તેને ખંતથી વળગી રહી ફતેહ મળે ત્યાં સુધી આત્મીક યુદ્ધમાં લડવું.

મોટી મોટી વાતો જાણવા પહેલાં નાની વાતોનું પ્રથમ જ્ઞાન અને તેનો અનુભવ મેળવવો જોઇએ. નિષ્ફળતાથી નીરાશ ન થવું; કે બિહિવું નહિ. ગમે તેવા દુઃખો આવી પડે, પણ સત્યતા છોડવી નહિ, અને એ દ્રઢ વિચારથી મનને કાબુમાં રાખવું.



## જીંદગીની મહત્વતા.

नरतन सम नीवनिउ नाहिं देही जीव चराचर याचत जेही
स्वर्ग वर्ग अपवर्ग निसैनी ज्ञान वीराग भक्ति सुख दैनी

અર્થ— મનુષ્ય શરીરના સમાન બીજું કોઈપણ ઉત્તમ શરીર નથી, જેની સ્થાવર જંગમ જીવો યાચના કરે છે. કારણ કે સ્વર્ગ, જન્મ મરણ અને મોક્ષ પદ એ ત્રણે માર્ગોને પ્રાપ્ત થવા માટે આ મનુષ્ય શરીર એક નીસરણી છે. તથા જ્ઞાન, ભકિત, વૈરાગ્ય સંબંધી આવતા સુખને આપનાર છે. એવી રીતે દરેક શાસ્ત્રોમાં દરેક માર્ગ પંથ મતમાં મનુષ્ય શરીરની મહત્તા પ્રતિપાદન કરવામાં આવેલી છે.

હવે આપણે વિચાર કરીએ કે જે શરીરની સર્વ શાસ્ત્રોએ અને સર્વ મહાત્માઓએ એ પ્રમાણે પ્રશંસા કરી છે તેનું કારણ શું ? તેમજ બીજાં પશુ, પક્ષી, વગેરે પ્રાણીઓનાં શરીરો નકામાં થયાં પછી પણ કેટલીક રીતે કામમાં આવે છે. તેની સરખામણી કરતાં તો મનુષ્ય શરીર બીલકુલ ઉપયોગી નથી તે છતાં પણ તેની આટલી મહત્તા મહાત્મા પુરૂષોએ જણાવી છે, કે મનુષ્ય જન્મ પ્રાપ્ત થવાથી દેવતા વગેરેના પદને ધરણ કરી શકાય છે એટલુંજ નહિં પણ એજ જન્મમાંથી સર્વથી ઉત્તમ બ્રહ્મપદ મેળવાય છે.

મારા પ્રિય વાંચનાર! જીંદગી એ શું ચીજ છે એ માટે જો તું ઉંડાણથી વિચાર કરશે તો માલમ પડશે કે આ એક શોભીતી દુનિયામાં જીંદગી એક ખરતા તારા મિસાલ છે. જેમ તારાઓ પોતાની ઝમક ને તેજ અંધારી રાતે આપીને મુસાફર લોકોને રસ્તો બતાવે છે ને પછી સવારનું અજવાળું પડતાં તેનું તેજ બંધ પડી જાય છે, તેજ મિસાલ જીંદગીનું તેજ તેનો ખુશ ગુલાબ ખરી ખુબસુરતીમાં ખીલી ઝલકદાર બની

પોતાના પેદા કરનારની યાદ ભુલી જઇ આ દુનિયાની માયિક જાલમાં ફસી પડે છે.

આપણી અસલી પુરાણી કહેવત છે કે "સુખે સોની, દુઃખે રામ" તેમ જયારે મજાહુ ને સુખોમાં ગરકાવ થયલો માનવી સુખમાં રામ કરી એક શબ્દ ઉચ્ચારવાની પણ તકલીફ લેતો નથી, પણ જયારે તેની આસપાસ સુખના બુલંદ આફતાબ ઉપર દુઃખ અને આફતાબના કાળા બીહામણા વાદળો ફરી વળે છે ત્યારે તેને ભારે નિશ્વાસ સાથે પોતાના પેદા કરનાર રામની યાદ હૈડામાં ધાઈ આવે છે. ને રામનો પુકાર કરવા મંડે છે, ને તેના જન્મમાં જીંદગીનું ખરૂં મહત્વ શું છે, શામા સમાયલું છે, તેનો કાંઈક ઝાંખો ખ્યાલ આવે છે. એવી રીને સુખ સાથે દુઃખના તબક્કાઓમાંથી જીંદગી પસાર થાય છે, ત્યારે માનવીઓ જીંદગીને બેનુલ કિંમત આંકી શકે છે, ને જીંદગીને અસ્ત તથા ઉદયના ચક્રાવામાંથી પસાર થતી જાણીને સઘળી તૈયારીઓ આ દુનિયા છોડી જવા અગાઉ કરવા, ખુદ ખુદામાં મળવાની, તેની શોધમાં નીકળવાની, પહોંચવાની, સવાબનો હમએરો હાંસલ કરવાની, ચાંલુ કોશેશ કર્યો જાય છે.

પ્રિય વાંચનાર ! તું જાણે છે કે જીંદગીનો મુદ્દલ ભરોસો નથી જીંદગી ખરતા તારા મિસાલ તારી ઝબાન એક પળમાં બંધ કરશે. જીંદગી ખતમ થશે તેની ખબર કોઈને પડતી નથી. દાખલા તરીકે એમ કહેલું છે કે, જીંદગી એ એક ઝરો છે, તેનું મુળ બુલંદ આકાશમાં છે, શરૂઆતમાં નીકળતાં તે એટલો તો નાનો ને નાઝુક હોય છે કે બાળકનું બનાવેલું કાગળનું એક નાનું વ્હાણુ ચલાવવા જેટલું પણ પાણી તેમાં હોતું નથી, પણ જેમ જેમ તે આગળ વ્હેતું જાય છે તેમ તેમ તેના કિનારા બહોળા થતા જાય છે અને તેમ તેમાં બધું પાણી વેહેતું જાય છે. આગળ ચાલતાં તો નદી, નાળાં ને મોટા સમુદ્રને મહાસાગરો સાથે જોડાઈ જાય છે ને તેમાં મોટાં

વહાણો ને સ્ટીમરો લંગર કરે છે, ને છેવટે તે હંમેશના મહા-સાગરમાં ખાલી થઇ પોતાનો અંત લાવે છે. એવી ઉમદા જીંદગીની બક્ષેસ છે, જે માણસાઇ જીંદગીનો આબેહુબ એક ચીનાર છે.

માનવીની જીંદગી તે એક આ દુનિયાની મુસાફરી છે. મોત તેના ઘર તરફનો રસ્તો છે. હવે આ મુસાફરીનો રસ્તો તે કાંઇ મખમલનાં સુવાળાં બીછાના જેવો સુંદર નથી તે તો ખરેજ ખાડા ખબોચ્યાંવાળો અને કાંટાની ઝાડીઓથી ભરપૂર જણાય છે, યાને ખરૂં કહીએ તો ચોતરફથી ચોરોને લુગારૂઓ ભરાઈ બેસી આ અજાણ્યા વટેમાર્ગુ ઉપર હુમલો કરી તેઓનો ખરો માર્ગ ભુલાવી ખોટે માર્ગે દોરવી લઇ જઇ હેરાન કરે છે. પણ આ સઘળું છતાં મોત ફરેસ્તો તેને સહીસલામત તેના ઘરમાં ( મીનોઇ જહાનમાં ) લઇ જઇ મૂકે છે.

વળી પાછો આ દુનિયા તરફ લાવી તેનાં અધુરાં કાર્યો પુરાં કરાવે છે. એવી રીતે તેને સંપૂર્ણતાની ટોંચે પુગાડવા જન્મ મરણના ચક્રાવામાં ફરવું પડે છે. એ રીતે જીંદગીની ખરી મહત્વતા પીછાણવાની શકિત અનુભવથી સિધ્ધ થાય છે.



## ખરો આનંદ શામાં સમાયલો છે.

આપણુ સર્વે સત્ય અનંદ શામાંથી મેલવીશું ? એ માટેના વિચારોથી મનમાં ઘણી જાતના ગુંચવાડાઓ ઉભા થાય છે. શું દુન્યાઇ સુખો અને દુન્યવી મોજ મજાહોમાંથી ખરો આનંદ મેલવી શકીશું ? આપણે જો સમજીયે છીયે તો માલમ પડે છે કે એક બાબદ જયારે એકને અતિપ્રિય લાગે છે, ત્યારે બીજાને તે દુઃખદાયક જણાય છે. આ ઉપરથી ખુલ્લું જણાય છે કે તે ખુશાળી કાંઇ તે બાબદ યા ચીજમાં સમાયલી નથી. કારણ જો

તે ચીજ યા બાબદ આનંદમય હને તો તે બધાંને એક સરખી પ્રિય અને આનંદમય થઈ પડને. પણ તેમ નથી.

જો કોઈ દોલત મેળવવાની ઈચ્છા ધરાવનારને કોઈ પ્રસંગે દોલત મલી જાય છે, તો તે વેળા તેને જે આનંદ થાય છે, તેવો આનંદ તે દોલત પોતાની પાસે જમા હોવા છતાં હંમેશાં ટકી રહેતો નથી. તેમજ આપણું કોઇ અતી વહાલું જ્યારે દેશાવરથી આવી મળે છે, ત્યારે ભારી આનંદ બરપા થાય છે, પણ તેવો ભારે આનંદ તે હમેશા ઘરમાં સાથે હોવા છતાં રહેતો નથી.

આ ઉપરથી સિધ્ધ થાય છે કે ઈચ્છીત યા પ્રિય ચીજ આપણને મળે છે તે ચીજમાં કાંઇ આનંદ સમાયલો હોતો નથી. જો તે પ્રિય ને ઇચ્છીત ચીજમાં આનંદ હને તો તે ચીજ આપણી પાસે હોય ત્યાં લગી તેટલોજ અને તેવોજ આનંદ પણ રહેવો જોઇતો હતો. ત્યારે ખરો આંનંદ શામાં છે તે આપણને શોધવું જોઇયે. આનંદનું ખરૂં કારણ નહિ જાણવાને લીધે, આપણે એક પછી એક જુદી જુદી બાબદો યા ચીજોની ઈચ્છામાં અને આનંદ મેળવવાની આશામાં આપણા ઉત્તમ વખતને ફોકટ ગુમાવીયે છીયે, એટલુંજ નહિ, પણ શાતી અને આનંદની હોંશમાં ઈચ્છાના પુરણાઓ એક પછી એક આપણી આજુબાજુ ઉરાડીએ છીયે, અને તે ઉરાડેલા પુરણામાંથી જેટલું આપણી હાલની અને આગલી કરણીને અનુસાર યા લયક હોય છે તેટલુંજ મેલવીયે છીયે; બાકીનુ બીજાં ભવિષ્ય માટે જમા થઇ રહે છે, જે જમા થયલું ઈચ્છા બળ આપણને શરીરનાં અધારાં કેદખાનામાં ઘસડી લાવ્યા કરે છે. જેટલું આપણા આગલા સંસકારો અનુસાર હોય તેટલું મલે છે, અને તે મેલવેલામાં પણ ખરા આનંદની ગેરહાજરી અને અજ્ઞાનપણને લીધે આપણે હમેશાની ખુશાલી મેલવી શકતાં નથી. તેથી નીરાશી અને અસતોશના વીટંબણાંથી આપણી હૈયાતી ધુખરાવી નાંખીયે છીયે.

ખરો આનંદ અને ખરી ખુશાલી શોધવાને કાંઈ બહાર જવુ પડશે નહિ. તે મેલવવાને આખો વખત સખત ઝુસરીમાં જોડાઇ પૈસા એકઠા કરવાની અગત્ય નથી. તેમજ ખરો આનંદ શોધવા માટે મોટા ભાષ શાસ્ત્રી કે પંડીત થવાનું નથી. પણ તે ટકાઉ આનંદને આપણા અંતઃકરણમાંજ ધુંડવાનો છે એ આનંદ ઉપજવાનું ખરૂં મહત્વ આપણે સમજી શકીયે તો બહારનાં ફાંફાં પડતાં મુકીયે.

આનંદ ઉપજવાનું ખરૂં કારણ તો એજ છે કે જે ચીજ મેલવવાને મન ભટકતું અને ઉછાળા મારતું હતું, તે ભટકતુ મન ઇચ્છીત ચીજ મળી જવાથી ક્ષણવાર અંતઃકરણમાં લય થઈ જાય છે, અને શાંત થય છે, એજ આનંદનું ખરૂં કારણ છે, પણ ભુલાવો ખાઈ આપણ તે મેલવેલી ચીજ યા બાબદમાં આનંદ સમાયલો સમજી બીજી વાર આનંદની આશામાં બીજી બાબદો ઉપર મન લગાડીયે છીયે, જેથી અજ્ઞાનપણામાં આપણું મન વધુ ભટકતું ને ચલીત કરીયે છીએ. જેના પરિણામમાં દુઃખ ને નીરાશામાં વધુ લપેટાતાં જઇયે છીયે. આવી રીતે ઇચ્છા વાસનાનું પરિણામ નિષ્ફળતા અને નીરાશીમાં આવે છે. માટે જો ઇચ્છા વગરની જીંદગી ગુજારીશું, તો તે ખરી સુખી અને ખરી સંતોષી જીંદગી બનશે. આ ઉપરથી કહેવત નીકળી છે કે "સંતોષી તે સદા સુખી." એમ કીધાથી મનવાસનાનું તોફાન શાંત થાય છે, અને ખરો હંમેશનો આનંદ બરપા થાય છે.એ માટેની ધીરે ધીરે કોષેશ કરવાથી ફત્તેહ મળે છે.

આપણું પાક ધર્મ પુસ્તક જે ગાથાનું છે તેમાંના ૩૨ માં હામાં અશો જરથોશ્ત નીચે પ્રમાણે પોતાના દીલનો ઉભરો જાહેર કરે છેઃ—

**મહ્યા મનોઈ અહુરહ્યા ઉર્વાજેમા મજદાઓ.**

અર્થ—મારા મનમાં અહુરમજદની ખુશાલી છે.

હિંદુઓના એક પવિત્ર પુસ્તકમાં કહ્યું છે કે "આનંદોહી બ્રહ્મણો રૂપમ" એટલે આનંદ છે તે બ્રહ્મનું સ્વરૂપ છે ઇશ્વર

ખરા પવિત્ર જ્ઞાન અને ખરા આનંદ ને ખરી અસલ શાંતિ રૂપે પ્રગટ થાય છે, એવું કેટલાક આત્મજ્ઞાનીઓનું કહેવું છે.

આ ઉપરથી સમજ પડે છે કે આવી ઉંચી હાલત ને ઉત્તમ સુખ મેલવવા માટે મનને કેળવવાની જરૂર છે. એટલે કેદ પડેલાં કામ મનસને બદલી છુટાં વોહુમનોમાં ફેરવી નાખવું જોઈયે, જે માટે આપણા ગાથામાં જાબજા ઈસારા મલે છે.

આપણા મન ઉપર કાબુ ન રહેવાથી તે ચલીત અને ભમતું થઈ ખરા રસ્તાથી બીન વાકેફ રહે છે, પણ તેને વશ કરી તે ઉપર કાબુ મેલવવામાં આવે તો તે અપરંપાર ખુશાલી અને સુખમાં ગરક કરી નાખે છે. પણ મન વશ નહિ થવાથી તોફાની પવન માફક ભટકતું થાય છે, મનને વશ કરવું, તે તોફાની પવનને વશ કરવાથી બી વધારે મુશ્કેલ કામ છે. પણ ધીરે ધીરે ચાલુ કોશેશ કરવાથી મન વશ થાય છે. એમ જેઓ એ ઉપર અમલ કરે છે તેઓ પોતાના અનુભવથી કહે છે.

મનની ચાલુ તપાસ રાખવા વિચારોની શુધ્ધતાની ઘણી જરૂર છે. બુરા વિચાર ઉપજતા અટકાવવાની ચાલુ કોષેશ કર્યાથી મન તાબે થઈ જાય છે, અને મનને ભલા વિચારો કરવાની ટેવ પડવાથી ઉપર જણાવેલો ભલો આનંદ બરપા થાય છે. એટલુંજ નહિ પણ ભલા વિચારોની દવની (vibration)થી આપણી આસપાસ સગાંસ્નેહી અને મિત્રમંડળમાં ભલો પ્રવાહ ફેલાઈને પવિત્ર વાતાવરણ બનાવે છે. જેથી આયદે કુલ દુન્યાને ભલો ફાયદો હાંસલ થાય છે.

જેમ જેમ આપણામાંથી બુરા વિચારો દુર થતા જાય છે તેમ તેમ ક્રોધ, કીનો, કપટ, વગેરે નાશકારક દુર્ગુણો નાશ પામતા જાય છે. એથી વળી આપણને બીજો ફાયદો એ થશે કે ભલા વિચારો ખંતથી કરવાની ટેવ પાડવાથી આપણા તરફ દુશ્મનાઈ ધરાવનાર યા અભાવ અને વિરૂધ્ધતા રાખનારા રફ્તે રફ્તે દીલસોજી ધરાવનારા દોસ્ત થઈ પડે છે. એ રીતે

જે કુટુંબમાં કુસંપ અને જુદાઇ વ્યાપી રહેલી છે, તેનો જલદી નીવેડો આવશે, અને ઐકયતાનો કુદરતનો નિયમ છે તેને અનુસરી ચાલવાથી કુલ કુદરતમાં શાંતી અને આનંદની ધ્વનીનો ફેલાવો થશે.

મનને કેળવવાને શરૂઆતમાં ઘણું મુશ્કેલ લાગે છે. કારણ કે એક તોફાની પવનને ફુંકતો અટકાવવો જેટલો મુશ્કેલ છે તેના કરતાં વધુ મુશ્કેલ કામ મન ઉપર કાબુ મેલવી તેને ભટકતું અટકાવવાનું છે. માટે ગભરાઈ કે કંટાળી ન જતાં ધીરે ધીરે આપણા વિચારો ઉપર ચાલુ દેખરેખ ને ચોંપ રાખી તેને ખોટે માર્ગે જતું અટકાવવાની ટેવ પાડીશું, તો મોટે ભાગે મનની મલીનતા અને ચલીતપણું અટકાવી તેને અંકુશમાં રાખી શકીશું. એવી રીતે મન ઉપર સંપુર્ણ કાબુ રાખતાં રહેવાથી તે મલીન મન સ્વચ્છ નીતરાં પાણી મીસાલ શુધ્ધ થઇ જશે. જેથી આપણે આનંદની ઉત્તમતાની ખરી બલીહારી શું છે તે એક મનરૂપી આયનામાંથી નીહાળી શકીશું, અને દુન્યવી મોજ મજાહ કરતાં કાંઇ જુદીજ જાતની મજાહ મેલવવાને શકિતવાન થઈશું.



## સત્સંગ.

“સત્સંગ” એટલે સારી દોસ્તી, અથવા સારા માણસની સાથે ઓળખ ધરાવવી તે. હવે જેમ ખરાબ ગલીચ જગાપર આપણે જઈએ તેનો ખરાબ વાસ આપણા દમમાં લીધાથી આપણે તે વાસમાંથી નાસી જવા માંગીએ છીએ, તેમજ ખરાબ માણસ જેવા કે છાકટા, એટલે દારૂથી મગજની સ્થીતિ બરાબર નહિં રાખનારા, અફીણી, ભંગી એટલે ભાંગ પીનારા, જેઓ આખો વખત કેફમાં રહે છે ને દુનિયાદારીનાં કામપર ધ્યાન આપતા નથી; ખરાબ ગુણો ધરાવ-

નારા ચોર, લુચ્ચા, જુગારી, વ્યસની અનીતીએ ચાલનારા એવા-ઓની દોસ્તી અથવા સંગત કરવી તે દુર્ગંધમાં પડયા બરાબર છે.

જેમ દુર્ગંધથી આપણી તંદુરસ્તી બગડે છે, તેમ એવી ખરાબ સોબતથી આપણી આબરૂ ઘટે છે, ને વ્યસની થઈએ છીએ. તેટલા માટે એમ કહે છે, કે સાધુ જનની દોસ્તી રાખવી સારી છે. હવે સાધુજન બે રીતના હોય છે. એક તો જેઓ દુનિયાદારીથી કંટાળીને કમાવાને માટે મહેનત કરે નહિ, પણ ગલીએ ગલીએ રખડતા જણાય છે તે; એવા સાધુ જનની પણ દોસ્તી સારી નહિ. કારણ કે તેઓ સીધો માર્ગ બતાવવાને બદલે આપણને સામા આડે રસ્તે દોરવે છે. ખરો સાધુ તો તેજ કે જે પોતાની નીતિથી બીજાઓને સારો દાખલો બતાવે છે. જેમ કે સૂર્યનાં કિરણથી તારાનું તેજ ઝાંખું થાય છે, ખરાબ હવામાંનાં જંતુઓ નાશ પામે છે. તેમ ખરા સાધુની દોસ્તીથી આપણી રીતભાત સુધરે છે, નીતિ વધે છે, ને આપણે સુમાર્ગે ચાલતાં શીખીએ છીએ. ખરા નીતિવાન પુરૂષો ને સ્ત્રીઓ તેજ છે કે જેમને કદાચ કોઈ ખરાબ મંડળમાં રહેવું પડે તો પણ તેઓ ઉપર સહેજ પણ માઠી અસર થતી નથી. એજ કારણથી નાનાં બચ્ચાં ઉપર પહેલેથીજ તેઓની દોસ્તી પર મા બાપે ધ્યાન આપવું જોઇએ. કહેવત છે, કે કુમળો છોડ વાળેલો વળે. તે સખત થશે ત્યારે કદી વળશે નહિ, તેમજ માણસને પણ બાળપણથીજ સારી કે માઠી સોબતની અસર થાય છે, માટે બચપણથીજ સતસંગમાં રાખવા જરૂરનાં છે.

આગલી તવારીખો ઉપરથી આપણને જણાય છે, કે એક દેશની આબાદાનીનો મુખ્ય આધાર ત્યાંનાં રહેવાસીઓની કેળવણી નીતિ રીતિ ઉપર રહેલો છે. એટલે જો તેમની નીતિ રીતિ ને રહેણી કરણી ભલી હશે તોજ તે દેશ ચઢતી હાલતે આવી શકશે.

દાખલા તરીકે આપણને હિંદનાં ઇતિહાસ ઉપરથી માલમ પડે છે, કે જ્યારે હુમાયુ મરણ પામ્યો, ત્યારે તેનો બેટો અકબર ફક્ત ૧૩ વરસની ઉમ્મરનો હતો. પણ તેટલી ઉમ્મરમાં તેના બાપે તેને સારી કેળવણી તથા સતસંગમાં ઉછેરેલો હોવાથી તેમજ તેનો વજીર ને તેનાં હાથ નીચેનાં માણસો પણ કાબેલ ને સાત્વિક ગુણ ધરાવતા હોવાથી તે અકબર પોતે મોટપણમાં સારા ગુણ ધરાવતો થયો, ને સારી રીતે રાજ્ય ચલાવી પ્રજાને સુખી કરી તેનો સારો ચાહ મેળવ્યો, ને પોતાનું નામ તવારીખમાં મશહુર કરી ગયો. જ્યારે એથી ઉલટું ઔરંગજેબની બાબતમાં બન્યું. તેને બાળપણથી નઠારી સોબતમાં ઉછેર્યો. તેના બાપે તેને સારી કેળવણી આપવાની દરકાર ન કરી. તેને શિક્ષક સારો નહિ મળ્યો. નાનપણથીજ તેને ખોટું શિક્ષણ આપવામાં આવ્યું, તેથી તે જ્યારે રાજા થયો, ત્યારે તેની રઈયત ઘણી પાયમાલ થઈ. તેણે પોતાના કુટુંબનો નાશ કર્યો. ને તેનું નામ તવારીખમાં એક જુલ્મી રાજા તરીકે જાહેર કરી ગયો.

એવા અનેક દાખલા આગલી તવારીખની નોંધો ઉપરથી આપણ સઘળાંને ખરો બોધ આપે છે. તેમજ સત્સંગથી કેટલા ફાયદા ને કુસંગથી કેટલા ગેરફાયદા આપણ માનવીને આખી જીંદગી સુધી ભોગવવા પડે છે તે જાણીએ છીએ. હંસ પક્ષી માટે એમ કહે છે, કે તેનામાં એવી ખુબી છે, કે જો પાણીને દુધ મેળવીને તેની પાસે મુકયું હોય, તો તેમાંથી તે ફકત દુધજ લે છે. તેમ માણસને ઘણાઓની સંગતમાં રહેવું પડે, ત્યારે ફક્ત તેનામાં જે સારા સદગુણો હોય તેજ ગ્રહણ કરવા જોઇએ. તેજ માણસ હંસ પક્ષી જેવો ખુબીવંત કહેવાય છે.

એ માટે કબીરજીનું એક પદ છે, કે :-

કંચનકો કછુ ના લગે, અગ્નિ ન કીડા ખાય;
બુરા ભલા હો વઈષ્ણુવી, કદી ન નર્કે જાય.

એની મતલબ એ થાય છે, કે:-

સોનાને ગમે એવો લાંબો વખત નાંખી મુકો, ગમે ત્યાં નાંખશો પણ તેને કાટ ચઢતો નથી. તેમજ હેવતા કે કીડા ખાઈ શક્તા નથી. અને વળી જે વઇષ્ણવ— ( ખુદાનો ) સાચો ભક્ત છે, તે ગમે તેની સાથે ભેલાય છે, તો પણ તેનો વાસ નર્કમાં થતો નથી.

માટે જો અસલ ખાસ્યતે સારી સંગતમાં સાચા વાતાવરણમાં પ્રજાને રાખી ઉછેરી હોય, તો તેનું ફળ સારૂંજ આવશે. એવું અસલ જમાનાથી ડાહ્યા પુરૂષોનું કહેવું છે, કે જેવી સોબત તેવી અસર તેનામાં આવશેજ.



## ઉદારતા.

Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed, for prosperity doth best discover vice but adversity doth best discover virtue. Bacon:

લોર્ડ બેકન કહે છે કે આપણા સદ્‌ગુણો છે, તે વિપત્તિમાંજ પ્રકાશે છે. એ અમૂલ્ય સુગંધિયો જેવા છે. જ્યારે તેમને સળગાવવામાં આવે છે, યાતો કચરવામાં આવે છે ત્યારેજ તેઓ અતિ સુગંધ આસપાસ ફેલાવે છે,

ઉદારતા એ સદ્‌ગુણ એટલો મહત્વનો ગણાયલો છે કે જેમાં સત્ય, સંપ, દયા, પ્રેમ વગેરે અનેક સદ્‌વૃત્તિઓની અપેક્ષાઓ સમાઈ જાય છે. દુનિયામાં માણસ સુખ કે દુ:ખ ભોગવે છે તેનું કારણ જો તપાસીશું તો ઉપલીજ વૃત્તિઓને આભારી છે. એક માણસમાં જેટલી વૃત્તિનો પ્રભાવ હોય છે તે પ્રમાણે એક બીજા માણસો સાથે સંબંધ વધારે છે કે ઓછો કરે છે. જેમ

જેમ માણસને પ્રિતિની ગાંઠ બંધાય તેમ તેમ સર્વ ઠેકાણે સુખ, સંપ, લાભ, ફેલાય છે. એવી જે વૃત્તિઓ છે તે બધીને કેળવવી જરૂરની છે. તથા જે ઉલટી વૃત્તિઓ છે તેને દૂર કરાય તેમ કરવી જોઇએ. આપણે મનુષ્યનો પ્રેમ સંપાદન કરવા માટે તથા સર્વનું માન ને વિશ્વાસ મેળવવા ઉદારતા જેવો બીજો એકે સદ્‌ગુણ નથી. માટે એ ચરિત્ર આપણામાં ઘણા સારા પ્રમાણમાં ખીલવવું જોઇએ છે.

મનુષ્યની આખી સદ્‌વૃત્તિ બાંધવાનું મૂખ્ય ધોરણ ઉદારતા રૂપી ગુણમાંથી મળી શકે છે, જેથી તે પોતે સુખી થઇ બીજાને સુખી બનાવે છે. જે મનુષ્ય પારકાના દુઃખે દુઃખી ને પારકાના સુખે સુખી થવું છે, એ વિચાર જ્યારે તેના મનમાં, તેના વર્તનમાં કે દુનિયાના વ્યવહારમાં ગ્રહણ કરીને ચાલે છે, ત્યારેજ તેનામાં ખરી ઉદારતાનું બીજ રોપાય છે. દુનિયામાં એવા ઘણા ઉદાર સ્ત્રી પુરૂષો થઇ ગયા છે, કે જેઓ પારકાનું સુખ વધારવા તેના કલ્યાંણ અર્થે પોતે જાતે દુઃખ વેઠી રહેલાં છે. હાલના વખતમાં આપણા મહાત્મા ગાંધીજી હિંદના ૩૩ કરોડ મનુષ્યનું દુઃખ હૈડે લઈ તેમને સુખી કરવાના હેતુથી પોતે મહાકષ્ટ વેઠી જેલનું દુઃખ સહન કરે છે. એ કાંઈ જેવી તેવી ઉદારતા નહિ ગણી શકાય. એમની ઉદાર બુદ્ધિનું લક્ષણ એટલા ઉપરથીજ થઇ શકે છે, કે નાત જાત, દેશ પરદેશ, ગુણ અવગુણ, કશા વિચારનો અવકાશ કે તફાવત રાખ્યા વગર જેલખાનું ભોગવી રહ્યા છે. તેઓનો હેતુ માત્ર આ જગતમાં મનુષ્યને જે અન્યાય થાય છે, તેનો અટકાવ કરવો, તેમના દુઃખમાં ભાગ લઇ મનુષ્ય બંધુને સુખી કરવાજ પોતે જાતે દુઃખો ને શ્રમ વેઠી રહેલાછે. એ તે કાંઇ જેવી તેવી ઉદારતા નહિ ગણાય.

દરેક મનુષ્યના મનમાં ખરી ઉદારતા વસ્યા વિના એવું આચરણ થવું અશક્ય છે. મનની ઉદારતાનો અર્થજ એ થાય છે કે મનુષ્ય જે પોતપોતા વચ્ચે જુદી જુદી જાતના ભેદ

ભાવો રાખે છે તે ભૂલી જવા જોઇએ છે. જેનો જીવતો દાખલો આપણા મહાત્માજીનો છે. જેમના ઉપરથી ઘણું શીખવાનું મળે છે. આપણે દુનિયાની કુદરતી રચનાત્મક કાર્યક્રમ જોઇશું તો જણાશે કે દરેક જાત વચ્ચે ઉંચ નીચનો તફાવત, વળી કેટલાક પૈસે ટકે મોટું, નાનું હોય છે. કોઇ અધિકારમાં ભારે હલકું જણાશે, તો વળી શરીરમાં નબળા જબરા, અથવા કદરૂપા યા ખુબસુરત, એમ અનેક પ્રકારની ભિન્ન ભિન્ન ભેદમય રચનાથી આખું જગત બનેલું છે.

હવે જે મનુષ્ય પોતાનો કાળ નકામો સમજી રમત ગમત યા કોઇની ભુલો શોધવામાંજ મોજ માને છે. એ જાતની ટેવોવાળા પારકા મનુષ્યની ખરી કે ખોટી કલ્પિત કે જુઠી ગમે તેવી ખામીઓ ખોળી કાઢી તેને વધારી ઘટાડી, તેને વિષે વાતો કરશે ને પોતાનું મન દેખાડી, તેમની નિંદા કરવામાં સમય ગુજારે છે. તેમનામાં ઉદારતાનો મૂખ્ય ગુણ નહિ હોવાને લીધે એવા મનુષ્ય કેટલીક વખત પોતાની સમાજને તેમજ જગતના મનુષ્યને ઘણું નુકશાન કરે છે, કેમકે તેમને જૂઠું બોલવાની કે ખોટી વાતો ગોઠવવાની ને ફેલાવો કરવાની ટેવ પડેલી હોય છે. એમ થવાથી કોઈ તેની ઉપર વિશ્વાસ રાખતું નથી, ને તેની એ રીતે જગતમાં પ્રતિષ્ઠા ઘણી ઓછી થાય છે ને પોતે જાતે પાછળથી દુઃખી થાય છે ને બીજાને પણ દુઃખી કરે છે, જો કે દુનિયામાં કોઇ પણ મનુષ્ય સંપૂર્ણતાની ટોંચે પુગેલું નથી. એક કહેવત છે કે—માણસ માત્ર ભૂલને પાત્ર છે (Man is liable to err) દોષ તો સર્વ મનુષ્યમાં રહેલાં છે. પણ સમજવાનું એટલું છે કે આપણે ઉદાર દીલ રાખીને પારકાના દોષો નિંદવા નહિ જોઇએ એમાં ખરી મૂર્ખાઇ છે. દુનિયા માત્ર દોષવાળી છે, એમ જાણી સઘળે ઠેકાણેથી દોષને બદલે સારા ગુણોનેજ શોધવા ને વખાણવા જોઇએ. કુદરતમાં કોઈ નઠારામાં નઠારી વસ્તુ પણ એવી નથી કે જેમા કાંઈ સારો ગુણ ન હોય. તેમજ જો સારામાં સારી વસ્તુ જોઈશું, તેમાં પણ કંઇક

દોષો તો જોઈશુંજ તેથી કાંઈ તે નકામું નહિ ગણાશે. આપણે તો ઉદાર બુધ્ધિથી વ્યવહાર માત્રને અવલોકતાં શીખવું જોઈએ છે. સંસારમાં જે નાના પ્રકારના ભેદ પડેલા છે, તેની ઉપરજ નજર રાખી મનનું સાંકડાપણું કદી પણ પ્રાપ્ત કરવું નહિ. જો આપણે ઉદારતાથી આખા જગતના વ્યવહારમાં ભેળાઈશું ત્યારેજ મનમાં કોઈના ઉપર દ્વેષ પેદા થશે નહિ. જે મનુષ્ય પરસ્પરની વર્તણુકો ઉપર પોતાના દુનિયાના વ્યવહારમાં ઉદારતાથી વિચાર કરી શકે છે ને પોતાની યથાશકિત પ્રમાણે પ્રસંગાનુસાર પારકાના કલ્યાણ અર્થે ઉદાર બુદ્ધિથી વર્તિ પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે તેજ મનુષ્યે આ જગતમાં પોતાનો જન્મ સફળ કીધેલો ગણાય છે. તથાસ્તુ.



## નિંદા.

"નિંદા હમારી જો કરે, મીત્ર હમારા સોય;
બીન સાબુ બીન પાણીસે મેલ હમારા ધોય."

—કબીર.

કબીર કહે છે કે જે મારી નિંદા કરે છે તેને મારો મિત્રજ ગણું છું કારણ કે તે વગર સાબુ અને વગર પાણીએ મારો મેલ યાને પાપ ધોનાર છે.

ચોકસ મનુષ્યમાં એવી એક જાતની ટેવ હોય છે કે સામા માણસમાં શું ખામીઓ અને ભુલ છે તે શોધી કાઢવા હંમેશા તત્પર હોય છે, અને તે શોધી કાઢી, તેને માટે ખોટી ખરી વાતો વધારી યા ઘટાડી નિંદા કરવા ઘણા આતુર બને છે, અને હાલના હરીફાઈના જમાનામાં ઘણા મનુષ્યને નિંદા અતી પ્રિય લાગે છે.

પારકાની નિંદા કરવાથી જે બાબતની નિંદા કરવામાં આવે છે, તેમાં આડકતરી રીતે એવું સિદ્ધ કરવાનો હેતુ છે કે એ જાતનો દોષ અથવા એ જાતની ભુલ નિંદા કરનારામાં નથી.

જે મનુષ્ય ઉંચ આત્મિક જીવન ગાળવાની ઇચ્છા ધરાવતું હોય, તેણે એ કુટેવને દુર કરવી જોઇએ, અને હૃદય શુદ્ધ કરવા માટે કોઇના દોષ શોધી કાઢવા નહિ, યાતો તે સાંભળી એકદમ આપણું મત આપવું નહી જોઇએ. કદાચ ધારો કે તે ખરૂં બી હોય, તોપણ બીજા સામે તેને ઉઘાડો પાડવો નહિ કે બોલવું નહિ તેમાંજ ખરો પ્રેમ સમાયલો છે, કારણ કે નિંદા તે એક પ્રેમ વિરૂદ્ધનો દોષ ગણાયલો છે.

આપણા દરરોજના સંસારવ્યવહારમાં બીજાના સમાગમમાં રેહેવું પડે છે તે વખતે મનુષ્યમાં ઉંચ સદ્ગુણો અને શુભ તત્વો કયાં સમાયલાં છે તે શોધવાનો પ્રયત્ન કરવો જોઇએ. "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ" એ નિયમ પ્રમાણે શુભ જોવાની દ્રષ્ટિ રાખશો તો દરેક મનુષ્ય પાસ રહેલું શુભ તત્વજ જરૂર જોઈ શકીશું.

સર્વે મનુષ્યોના આચરણમાં રહેલા શુભ અંશો જોવાનો મહાવરો પાડીશું તોજ શુભ જોઇ શકાશે. એનો અર્થ એમ નથી કરવાનો કે બીજામાં દોષો અને ખામી જોવાની આપણે શકિત ધરાવતા નથી પણ આપણે પોતે પણ અનેક જાતના દોષોથી ભરપુર છીએ. માટે બીજાના દોષો તરફ ઉદારતાથી જોવું અને હંમેશાં તેમનામાં જે ખામી રહેલી માલમ પડે તેનું તોલ કરી આપણી ખામીઓ સુધારવી. વળી સામા દોષીત મનુષ્યો પણ તેમની ભૂલો સુધારે અને સરળ માર્ગે દોરવાય, એવી રીતના ભલા વિચારોનો પ્રવાહ નિરંતર મોકલવો જોઇએ.

ખ્રીસ્તીઓના પેગમ્બર ક્રાઇસ્ટે એક ઠેકાણે કહ્યું છે કે, "Judge not, that ye be not judged." જ્યાંસુધી આપણે સંસારમાં મંડયા છિયે ત્યાં સુધી અભિપ્રાય બાંધ્યા વિના ચાલે

તેમ નથી, પણ અભિપ્રાય ઉદારવૃત્તિ રાખી બાંધવો જોઈએ. બીજાને હલકો પાડવાની નેમથી યા તેની બદગોઈ કરવાની ધારણાથી નહિં પણ તેની ખામીઓ જાહેર કરી દુનિયામાં બુરાઈનો વધારો ન થાય એવી નેમથી તેમ કરવું ઘટે છે. કારણકે બીજાની ખામી ઉઘાડી પાડવા જતાં તેની પોતાનીજ બમણી ખામીઓ જણાઈ આવે છે, અને લોકોમાં તે નિંદક તરીકે હલકો પડે છે.

દરેક મનુષ્ય પોતાના કાર્ય માટે પોતાના ખુદાને જવાબદાર છે. જેઓ આપણા હાથ નીચે શિક્ષણ લેવા અથવા અનુભવ લેવા માટે મુકાયલાં હોય છે તેમને યોગ્ય રીતે કેળવવા તેમની ભૂલો ધીમેથી કોઈ ન જાણે તેમ એકાંતમાં દેખાડવી વાજબી ગણાય છે.

વળી તે સિવાય પારકાંની બાબતમાં વગર જાણવે માથું મારવાની ટેવ રાખવી યોગ્ય નથી. કબીરજીનું પદ લોકમાં જાણીતું છે કે—

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત.
જૈસી જીનકી ચાકરી તૈસા તીનકો દેત.

અર્થ—ખોદાયજી બારીએ બેઠા બેઠા સૌ કોઈની કરણીનો હિસાબ રાખે છે તેથી જેવી જેની ચાકરી તેવું તેનું દામ આપે છે. મતલબ કે કુદરતનો કરણીનો કાયદો જગતમાં અચુક રીતે કાર્ય કરી રહ્યો છે. તેથી બદી કરીને નેકી મેળવી શકાતી નથી, પણ નેકી કર્યાથીજ તેનું શુભ ફળ આવે છે.

મનુષ્ય સામાની નિંદા કરી શત્રુતા વધારે છે; પણ જો તે પોતાની ખાનગી રીતભાતો તપાસશે, તો માલુમ પડશે કે દરેક મનુષ્યના જીવનમાં ખામીઓ, દુઃખ અને દલગીરી સમાયલાં છે, અને નિંદા અટકવાથી એકબીજા તરફની શત્રુતા ઓછી થઈ જશે.

જ્યારે એક મનુષ્ય મરણ પામે છે ત્યારે તેના સારા ગુણોની તારીફ કરીશું, અને તેના નઠારા ગુણો તથા દોષો ઉપર પડદો ઢાંકીશું, અને તે મરણ પામેલાં તરફ પૂજ્યભાવથી અને પ્રેમી નજરથી જોઇશું. હવે તેટલાજ પૂજ્યભાવથી અને પ્રેમાલ હૃદયથી જીવતાં મનુષ્ય તરફ જોવાની આનાકાની શા માટે કરવી જોઈએ ?

જે મનુષ્યના કાર્યો માટે આપણે વગર જાણ્યે અભિપ્રાય બાંધવા બેસીએ છિય, તે કાર્ય કરવામાં તેની શી નેમ હતી તે આપણે જાણતા નથી અને ઘણીક વેળા આપણે ભૂલ કરીયે છીયે, અને તે જાણ્યા પછી તેને માટે પાછળથી આપણને પશ્ચાતાપ કરવાની જરૂર પડે છે.

વળી આપણે ઘણીક વેળા બીજાંને ન્યાય આપી શકતાં નથી. તેના કારણમાં આપણે પોતે અદેખાઇ યા ઈર્ષાથી ભરપૂર છીયે. બીજાની કિર્તી અને મોટાઈ સાંખી શકતાં નથી તેથીજ આપણે તેની ખામીઓ શોધવા ઘણા તત્પર થઇએ છીયે.

માનવીની મૂખ્ય ફરજ છે કે એક બીજાને સહાય થઈ એક બીજાની ઉન્નતિના માર્ગમાં આગળ વધારવા ભાગ લેવો. કારણ કે બીજાના દોષોની વાત કરવાથી અથવા તેની નિંદા કરવાથી નિંદા કરનારનો દોષ ઘટતો નથી અથવા તેને મદદ મલતી નથી. ઘણીક વાર એક મિત્ર બીજાના દોષ બતાવતાં તેની મિત્રાચારી ગુમાવી દેય છે; ભાઈ ભાંડુઓ ને કુટુંબો એક બીજાં સાથે લડી વઢી છુટાં પડે છે. એટલાં માટે કોઈની પણ કોઈ પણ પ્રસંગે ખામીઓ યા દોષ બતાવવા તે તેને સહાય કરવાની ઇચ્છાથીજ અને ખરઃ પ્રેમભાવથીજ દેખાડવા જોઇયે; તેમજ બીજાંની રૂબરૂ તેને અપમાન લાગે તેમ ન થવું જોઇયે.

દોષીત દેખાતો મનુષ્ય પણ આપણી માફક અમર ખુદાનો અંશ ધરાવે છે, માંટે તેને આપણા જીવનથી બોધ આપવો

અને દોષમુકત કરવા સારી પ્રેમની લાગણી અને ભલા વિચારનો પ્રવાહ ફેંકવો જોઈએ કે વખત જતાં જે અશુભ ખાસિયત છે તે નાશ પામશે, અને જે શુભ છે તે ખીલી નીકળશે તથા તેના આત્માને પુષ્ટી મલશે. એ રીતે તે દોષ રહીત બનતો જશે. એ રીતે ટેવ પાડવાથી નૈતિક સુધારાની ટોંચે પોહોંચી શકાય છે અને દરેક મનુષ્યમાં રહેલા અમર અંશની પીછાણ કરી શકાય છે.

---

## એકાગ્રતા.

માનવીના કોઇપણ કાર્યમાં વિજય મેળવવાનું સાધન મનની એકાગ્રતા છે. દરેક ધંધામાં વ્યાપારમાં દરેક માર્ગમાં જો ફ્-તેહ થવા ઇચ્છતાં હોઈએ તો મનની એકાગ્રતા છે. આ સાધનને બરાબર ખીલવવું જોઈએ. મન એકાગ્રતામાંથી કીધેલું કામ ઘણું સારૂં થાય છે. એટલુંજ નહિ પણ તેથી આપણી કેટલીક આત્મીક શકિત ખીલે છે, ને આત્મજ્ઞાનનાં માર્ગમાં ઘણું લાભકારક થાય છે. જો આપણે ભટકતુ મન રાખી આખો દિવસ એક વાર્તા વાંચવામાં વખત કાઢીશું, ને જેટલું જ્ઞાન મેળવીશું, તેટલું જો અર્ધા કલાક–કે એક કલાક મન એકાગ્ર રાખી, ધ્યાનથી તે વાર્તા વાંચીશું તો તુરત સમજ પડશે ને કંઈક જ્ઞાનમાં વધારો થશે. મન એકાગ્રતા રાખવાની ટેવ પાડયા વિના કોઇબી કામમાં આપણે આગળ વધીશું નહિ. પછી તે નાનું હોય કે મોટું હોય, પણ તે એક ચી-તે, ને તે વિષય પર ચિ-ત લગાડીનેજ કરવું જોઇએ. કોઈપણ મનુષ્ય દુન્યામાં આ સાધનની મદદ વગર આગળ વધી શકશેજ નહિ.

ઘણાં માણસનાં મનની હાલત બીલાડીના રમતીયાળ બચ્ચાં સાથે સરખાવેલી છે. દાખલા તરીકે એક બીલાડી એક કાગલને મોઢામાં લઇ એમથી તેમ દોડે છે. વળી તે મૂકી દઈ માખીની પછવાડે, કે ઉંદરની પાછળ દોડે છે. તે એમથી તેમ કાંઇપણ મતલબ વગર એક ઓરડેથી બીજે ઓરડે દોડે છે, રમે છે, કુદે છે, જેમ ગમે તેમ આળોટે છે, ને કાંઈપણ નેમ વગરનું જીવન ગાળે છે. તેજ પ્રમાણે ભટકતા મનવાળા મનુષ્યની હાલત છે. તેનાં મનમાં પણ જાતજાતનાં અર્થ વગરનાં નજીવા વિચારો મનમાં કરે છે. જેમકે પોતાની ગાડી છે, તો મોટર હોય તો કેવું સારૂં, પોતાની પાસે પૈ તો હશે નહિ, ને વધારે પૈસાવાળા થવાની ખોટી આશાઓ રાખશે. તે મેળવવા મહેનત કરવાની તો વાતજ નહિ. એવી રીતે શેખચલ્લીની માફક જાત જાતનાં તુરંગો મનમાં ઉભા કરે છે, કે જે આ બધા વિચારોને કાંઇપણ જાતનો સંબંધ નથી. એ બધા વિચારોનાં પરિણામનો સરવાળો શુન્યમાંજ આવે છે. જો મનુષ્ય પોતાનાં વિચારોનું પૃથક્કરણ કરે તો તેને સમજ પડશે કે, તેણે કાંઇપણ અર્થ વગર ભટકતા વિચારો કરી મનને ભટકતું બનાવ્યું છે. આપણી જીંદગીની ઉંચ નેમો શું છે, તેની ખબર ન હોવાથી, આપણું જીવન એવી રીતે નકામું બનાવ્યું છે. પણ જો આપણે જીંદગીનો સદ ઉપયોગ કરી દુન્યામાં આગળ વધવું હોય તો, આવી દુઃખી હાલતમાંથી મુકત થવાની આપણે કોષેશ કરવી જોઇએ. ને તેને માટેનો ઉત્તમ માર્ગ એજ છે કે આપણે જે કામ કરતાં હોઈએ, તે એક ચીતે ને પુરતા લક્ષથી કરવું. જો આપણે રમતમાં ગુંથાયાં હોઇએ, તો તે વખતે બીજી ચીજનો વિચાર કરવો નહિ. પણ ઘણા ખુશાલ મનથી રમવું. જો લખવા બેઠાં હોઈએ, તો તેજ બાબદ ઉપર ધ્યાન આપી લખવું, નહિ તો ખોટું લખાઇ જશે. એ ઉપરથી અંગ્રેજીમાં કહેવત છે કે;

Work while you work, play whlie you play
This is the way to be cheerful and gay.

મતલબ કે કામની વખતે કામ ઉપર ધ્યાન આપો, રમતની વખતે રમત રમો. આ એક સુખી થવાનો માર્ગ છે.

એકાગ્રતા એ મનુષ્યને યોગને માર્ગે આગળ વધારવાનું પહેલું પગથીયું છે. જેનામાં એ સાધન ન હોય તે મનુષ્ય આગળ વધી શકે નહિ. દરેક નાનાં કામો કરવામાં, મનને એકાગ્ર થવાને કેળવ્યે તો તેવીજ ટેવ આપણાં સ્વભાવમાં હુંમેશની ગુંથાઈ જાય છે. Telepathy વિદ્યાનું રહસ્ય આપણે જાણી શકયે છીએ. જો આપણે એકાગ્રતા લાંબો વખત સુધી કેળવીએ તો આપણામાં કુદરતી ગ્રહણ શકિત જે ઉંચા પ્રકારની છે, તે ખીલવા લાગે છે. એકાગ્રતાની કિંમત આંકી શકાય તેમ નથી, પણ જો દરેક બાબદમાં એકાગ્ર થવાનો પ્રયત્ન કરીશું, તો આપણું મન એકાગ્ર થયા વિના રહેશે નહિ.

## મન ચંગા તો કથરોટમે ગંગા.

આપણી મરજી હશે તો આપણે જ્યાં જવા માંગીશું ત્યાં જઈ શકીશું. એ ઉપરથી ગુજરાતીમાં કહેવત છે કે ("મન હોય તો માળવે જવાય.")

દરેક માણસે યાદ રાખવું જરૂરનું છે કે તે પોતે ઈચ્છાઓથી ભરપુર છે, તેથી તે ઈચ્છાઓનો કોઈ પણ પળે નાશ કરી શકશે નહિ. તેમજ જ્યાં માંગશે ત્યાં જઈ શકશે. ઇચ્છા એનો જો આપણે અર્થ કરીશું તો તે ખુદા તરફથી મળેલી અણુદીઠ શકિત અથવા ખુદાઈ અંશ કરી કહીશું, તો

ચાલશે, કારણ તે અવાજ વગરની અને અણદીઠ છે, માટે એ શકિતનો ઉપયોગ એ રીતે એટલે ખરે માર્ગે ને ખોટે માર્ગે ભૂલથી કે જાણી જોઈને વાપરીએ છીએ. કેટલાંક માનવી મકકમપણે પોતાની ઈચ્છાઓ પાર પાડે છે, ને કેટલાંકોથી પાર પાડી શકાતી નથી. કારણ તેમની ઈચ્છા શકિત મજબુત ઠરાવની કે મકકમ મનની હોતી નથી, તેથી તેનું ફળ બરાબર નથી મળતું. જ્યારે બીજી કુદરતમાં જે શકિત છે, તે ઘણા જોશથી મજબુતપણે કાર્ય કરે છે. તેઓનીજ ઈચ્છા શકિત લાંબો વખત કુદરતમાં ટકી રહે છે. તેમની મકકમ ઈચ્છા સાથે મળવાથી કરનારનુ કાર્ય સિદ્ધ થાય છે. જો આપણી ઉપર કંઇ દુઃખ આવ્યું તેથી જો ગભરાઈને કે નિરાશ થઇને કંઇ કાર્ય કરવાનું મુકી દઈશું, તો કદી તેમાં ફતેહ પામીશું નહિ. પણ જે જે મુશ્કેલી આવી, તેની સામે હિંમતથી, ધીરજથી, કુનેહ વાપરી, મજબુત ઈચ્છા શકિતથી (will) આપણો બચાવ કરી તે દુઃખ પસાર કરીશું તોજ આપણી વૃદ્ધિ ને કુદરતમાં આપણું પ્રકટીકરણ (Evolution) આગળ વધારીશું. આપણી જીંદગીમાં ફતેહ મેળવવાને ખાતર મુશ્કેલી ને દુઃખ ઘણા જરૂરના છે. એવું કહેવાયલું છે, કે દુઃખ એ માણસનો મહાન શિક્ષા ગુરૂ છે. જો દુઃખ કે વિરૂદ્ધતા જેવું કુદરતમાં હતે નહિ, તો આપણો સુધારો, વધારો, કંઇ કશો આગળ થતેજ નહિ, ને જે હાલમાં દુનિયામાં મોટી ચળવળ, ને ઉથલપાથલ થઇ રહી છે તે થતે નહિ. આખી દુનિયા મંદ હાલતમાંજ પડેલી રહેતે.

બુરી ઈચ્છા શકિતથી જો માણસ ખોટે રસ્તે જાય, ભૂલ કરે, અથવા ખોટું કરે તો તે પોતાનાં ગુનાહનો વધારો કરે છે.

જે પણ કંઈ કામ થાય તે ભલી ઈચ્છાથીજ કરવું તેમાં આપણી શું ઉમદા નેમ સમાયલી છે તે સમજવું. કંઈ કામ

કરવું તે પહેલાં વિચાર કરવો, બુરી ઇચ્છાઓ આપણાં મનમાં આવે, તો તરત તે ઇચ્છાઓ પર મક્કમપણે કાબુ મેળવવો, અને મનમાં સારી ઇચ્છાઓનાં સારા વિચારો આગળ લાવી, તેની ઉપર મજબુતપણે મનન કરવું. જો આપણને ઉંચ જ્ઞાન મેળવવું હોય, તો આપણાં મગજને હંમેશા સારા વિચારોમાં રોકેલું રાખવું જોઈએ, જેથી બુરા વિચારો કે બુરી ઇચ્છાઓ મનમાં પ્રવેશ થઈ શકશે નહિ. ને તેને માટે કોશિશ કરી ઘણાં ઉંચ લાગણીનાં વિચારોની ઇચ્છા રાખીશું, તોજ આપણે ઉંચ જ્ઞાન મેળવી શકશું. હવે જોઈશું કે આપણો કુદરતી સ્વભાવ એટલો મગરૂર અને પોતાવતપણું અને લાલચો ધરાવતો છે, તેથી આપણે તેને દૂર કરી શકીયે, તો આપણે પોતાને ઓળખીયે, એટલે જે આપણામાં ખુદાઇ અંશ રહેલો છે, તેને પિછાણીએ (Know thy self) તોજ આપણી વૃદ્ધિ થઇ શકશે. આપણે પોતાને માટે કંઈજ કરવાનું નથી. જે કરવું તે ખુદાની મરજીને તાબે થઈ કરવું જોઇએ. જે જે જોખમદારી ને ફરજ આપણે માથે મુકાયલી છે તે પુરી કરવી જોઇએ. પણ પછી તેનું ફળ મેળવવાની આશા વગર કરે તો તેની ફરજ બજાવ્યા ઉપરાંત ઇચ્છા રહિત (selfless) કામ કીધેલું કહેવાય. જો આપણે અંતઃકરણ ચોકખું રાખશું તોજ આપણે સારી જ્ઞાની લાગણીઓને જલદી ઉચકી લઈશું, અહિંઆ એના બે મૂખ્ય અર્થ થાય છે. પહેલું બનતાં સુધી તરતજ ખરાબ વિચારો દૂર કરો. બીજું આપણા મનને હંમેશાં કાબુમાં રાખો, કોઈ પણ ચીજ તરફ અણગમો અથવા ભાવ બતાવવો નહિં. આ બે અર્થની ખરી બાબત શોધી તેની મતલબ જાણો. આપણે આળસુ બેસી રહેવું નહિ જોઇએ. તેમજ આપણાજ ફાયદાને માટે કોશીષ કરવી નહિ જોઇએ, બીજાને પણ ફાયદો થાય તેમ કરવું. દરેક

માણુસને પોતાનાં વિચાર જણાવા દો, અને ખરૂં કામ કરવા દો. તેઓએ ખરી રીતે કામ કરવું જોઇએ. આ પ્રમાણેનું પહેલું પગલું અંતઃકરણને ચોકખું બનાવશે. કેટલાએક સ્વચ્છ વિચારોને ઉંચી ઇચ્છાઓ મનુષ્યના અંતઃકરણ સ્વચ્છ કરે છે. આ ઉપરથી તેને બદલે તમારી પાસે ઘણા પૈસા હોય, તેથી સખાવત કરી લોકોને ઉપર ઉપરથી ચાહ દેખાડશો તેથી તમારી મેલી ઇચ્છાઓ ને અતઃકરણ સ્વચ્છ થશે નહિ એ રીતની સખાવત અને દેખાદેખીનો દીલ તરફનો ચાહ કંઇ આપણાં અંતઃકરણને સાફ કરી શકશે નહિ. જ્યાં સુધી આપણે ખરા હોઇએ છીએ તે વખતે જ્યારે કોઇ આપણી સામે જુઠું બોલે છે, અથવા બીજાની જરૂર વગરની ભુલો ઉઘાડી પાડે છે, ત્યારે આપણું ભેજું ઉશ્કેરાઇ જાય છે. કોઇ વખતે કંઇ પણ ચીજ ઢોંગી રીતે કહેવામાં અથવા કરવામાં આવે છે ત્યારે પણ મનને કાબુમાં આપણે રાખી શકતાં નથી, તેમ નહિ થવું જોઇએ. આપણામાં ઉશ્કેરાઇ જવાય એવી ઇચ્છા ને લાગણી છે તેમને પૂરતાં કાબુમાં રાખવાં જોઇએ. દરેક ખરાબ ગુણો દૂર કરવાજ જોઇએ. મોહ, માયા, મદ વગેરેને ખોટે રસ્તે લઇ જનારા બુરા દુર્ગુણોથી દૂર રહેવું, ને તેને બદલે સારા સદ્‌ગુણો ઉપર મનન કરી, આસપાસ ભલી ઇચ્છાઓનું વાતાવરણ ફેલાવવું, કે જેથી બહેશ્તમાં દાખલ થઇ શકવાનાં માર્ગો ખુલ્લા થાય છે. બહેસ્તનો અર્થ બીજો કંઈ નથી, પણ જેમાં મનુષ્યની સુખ અને દરેક રીતની શાંતી ભરેલી હાલત તે પામે છે. એક માણુસ કે જે પોતાનાં કામો કંઇ પણ ફળ મળવાની આશામાં કરે છે, તેને જ્યાં સુધી ફળ મળતું નથી ત્યાં સુધી તે સુખી હોઇ શકતો નથી; પણ જ્યારે તેને તેનું ફળ મળે છે, ત્યારેજ તેનો છેડો આવ્યો સમજે છે. તેમ મનુષ્ય જીવતાં જીવત બહેસ્તના જેવું સુખ ને શાંતી મેળવે છે, ત્યારેજ તેણે ખરૂં સુખ મેળવેલું ગણાય છે.



# અસ્ત ને ઉદય.

## સુખ દુઃખ.

બડે બડેકુ દુઃખ હેં છોટેસે દુઃખ દૂર,
તારે સબ ન્યારે રહેં, ગ્રહે ચંદ્ર ઓર સૂર.

જેમ સૂર્યના ગ્રહણ અને ચંદ્રના ગ્રહણ થાય છે, પણ તારાના ગ્રહણ કોઈએ જોયાં નથી; તેમજ મોટા લોકોને દુઃખ આવે છે, હલકા લોકોને દુઃખ આવતું નથી.

આ દુનિયાનો અનુભવી અને જ્ઞાની અખ્ખો ભકત થઇ ગયો છે. તે કહે છે કે, અસ્તોદય વિષેની ખબર માનવીને એક ક્ષણ પહેલાં પણ જાણુવામાં આવતી નથી; તેથી દરેક જણ ઉપર તે અકસ્માતિક આવી પડે છે, તેનો ભાર ઝીલવાને આપણે સમર્થ થવું જોઇએ.

આપણ માનવીનું ભાગ્ય ( અદૃષ્ય ) દેખાય નહિ તેવી ભાગ્યદેવીની આંખ નીચે છુપાયલું છે. તેની નજર આખા જગતના માનવીઓ તરફ ખેંચાયલી છે. તેના એક નેત્રમાંથી સુખ ને એકમાંથી દુઃખનાં કિરણો સર્વ ઉપર જુદે જુદે રૂપે પડે છે. જેમ માનવીનું ભાગ્ય ચંચળ છે, તેમ તેની દ્રષ્ટિ પણ તેઓ તરફ ચંચળ રહે છે. ( ઉદય કે અસ્ત ) સુખ દુઃખ બેમાંથી એક પણ સ્થિર કોઇના ઉપર રહેતું નથી. જેમ જળનો અંત સ્થળમાં આવે છે, સ્થળનો અંત જળમાં આવે છે, તેમ સંસારી સુખનો અંત દુઃખમાં અને દુઃખનો અંત સુખમાં, એમ વારાફરતી આવ્યા કરે છે. એ રીતે સામાન્ય અસ્ત ને ઉદયનો નિયમ સર્વને લાગુ પડે છે. પણ વધારે ઉદય કે અસ્ત મોટા માણુસોના થાય છે, તે વખતે બહુ સાવધાનતા રાખી તેનાથી કાયર થવું નહિ, તથા હિંમત છોડી બળહીન ન થવું; પણ શૂરવીર થઇ જે દુઃખો

આવે તે ધીરજથી સહન કરવાં જોઈએ. એમ કહે છે કે, મોટાં માણસોના શુધ્ધ ગુણોની ને અશુધ્ધ ગુણોની કસોટી ઉદય અને અસ્તમાંજ થાય છે. એનો અગ્નિ એવો બળવાન છે કે, મનુષ્યમાત્રના ગુણને અને મનની અંદરની વૃતિઓને ઉકાળે છે, ને અસ્તોદયના સમયમાં અંતરના સર્વ ગુણો બહાર પ્રસરી રહે છે, તે વેળા જે શુધ્ધ અને ઉત્તમ ગુણ હોય છે, તે વધારે નિર્મળ થઈ વધારે પ્રકાશ પાંમે છે. એટલે તેની કીર્તિનો વધારો થાય છે. જ્યારે અશુધ્ધ ને નીચ ગુણ હોય છે તે બળી જઇ કાળાશ પામે છે. એટલે નિર્બળ મનુષ્ય અસ્તોદયના મહાચક્રથી મૂર્છા પામે છે, ને તેનો નાશ થાય છે.

આ ઉપરથી કહ્યું છે તેમ જગતમાં ખડાં થવામાં પણ ઘણી મોટી જોખમદારી ને દુઃખો સમાયલાં છે. જ્યાં સુધી એક માનવીમાં તેવી લાયકાતો આવી નથી, ત્યાં સુધી તે આ સુખ દુઃખના ચક્રમાં વીટળાઈને નાશ પામે છે.

કેટલીક વખતે ઉદય ને અસ્તના આકર્ષણથી જે જય જીતના ડંકા વાગ્યા હોય છે, અને જય જયના શબ્દ ગર્જી રહ્યા હોય છે, ત્યાં શોક અને નિરાશાના ધપકારા સંભળાય છે.

ટુંકમાં અસ્તોદયનું આકર્ષણ એટલું બધું વિપરીત છે કે તેની અવસ્થા ઘણીજ દુઃખદાયક થઇ પડે છે જેમ ધોળાનું કાળું અને કાળાનું ધોળું બની જાય છે એવો મોટો ફેર પડી જાય છે. એવે વખતે જે ગુણીજનો હોય છે તેઓ પોતાનું રૂપ બદલતા નથી. એક પંડિત કહે છે કે સૂર્ય ઉગે છે, ત્યારે રાતો હોય છે ને આથમે છે, ત્યારે પણ રાતોજ હોય છે. તેવીજ રીતે સંપત્તિમાં કહો કે વિપત્તિમાં કહો, દરેક વખતે તો મહા પુરૂષોની એકજ રૂપતા રહે છે.

આ દુનિયાના પદાર્થ માત્ર અસ્થિર છે. ઉદય પામનાર કયાં અટકશે કયારે પડશે એ કોઇથી કળી શકાતું નથી. કહેવત છે કેઃ—ચઢે તે પડે. તેથી તે પડવાના માર્ગમાં તો છે. એક

ક્ષણમાં અસ્ત થવાનો હોય છે, પણ તે ઉદય પામનારના કે અન્યના જાણવામાં આવતું નથી. માટે શાસ્ત્રમાં કહ્યું છે કે જે કંઈ સારૂં કાર્ય કરવાનું હોય તે તેજ ક્ષણે કરી લેવું જોઇએ. જો કલ્યાણ કરવા જતાં કંઈ પણ વિપત્તિ આવી પડે છે તે વખતે તેનું અંતઃકરણ અજબ રીતે એવી સહાયતા આપે છે કે વિપત્તિના દુઃખની તેને ઘણી અસર થતી નથી. સર્વ લોક તેના ઉપર સમભાવના રાખી તેની કીર્તિ એટલી વધારે છે કે, પેલા સારૂં કરવા જતાં સંકટમાં આવનારના મનોરથો અંતે પૂરા થાય છે.માટે સારૂં કરતાં સંકટ આવેથી પાછા હઠવું નહિ. પણ જે સારૂં કાર્ય હાથ ધર્યું હોય તે પૂરૂંજ કરવું.

જેવી રીતે એક ઝાડ ઉપર મીઠાં ફળ થાય છે, તે ઝાડના મૂળમાં, થડમાં, શાખામાં, કે પત્રમાં તો તેની મીઠાશ જણાતી નથી, પરંતુ તે ઝાડ ઉપર ફળ આવે છે, ત્યારે તે મીઠાશ ફળમાંજ બધી સમાયલી હોય છે. તેમજ માણસના સદ્‌ગુણનો અમૃત જેવો સુસ્વાદ પણ જેવો તેના ફળમાં તેવો પહેલાં લાગતો નથી. પાછળથી જણાય છે.

એ રીતે સંપત્તિ વિપત્તિમાં કેવી રીતે વર્તવું જોઈએ તે વિષે એવા એવા વિચાર કર્યાથી સમજ પડે છે. તથા કેટલાક સંપત્તિ વિપત્તિમાં ઝબકોળાયલા મહા પુરૂષોના જીવન ચરિત્ર વાંચ્યાની અથવા તેનું અનુકરણ કરવાની દરેક માનવીને ઘણી જરૂર છે, કે તેથી સુખ દુઃખમાં આપણે એક સરખી હાલત રાખી શકીએ છીએ, ને તેમને પગલે આગળ ચાલતાં શીખીએ છીએ.

સદા ઉચ્ચ દૃષ્ટાન્ત જોવા, ઉચ્ચ વિચાર કરવા, અને ઉચ્ચ મનન રાખવું. આપણી રંકતા ઉપર જોઇ એમ નહિં સમજવું કે આપણાથી અમુક કામ નહિં થઇ શકે. ઈશ્વરની કૃપાથી તુચ્છમાં તુચ્છ મનુષ્ય ઘણા મહાભારત કાર્યો કરનારા થયા છે. માટે હંમેશાં શુભ વાસના અને ઉંચ ઈચ્છા રાખવી. સહાકાળ

ઉંચ ગતિ થાય એવો દ્રઢ નિશ્ચય કરી તે ઉપરજ દ્રષ્ટિ રાખી જગતમાં વર્તવું જોઇએ. અસ્તોદયથી દૂર રહેવામાં પરાક્રમ નથી પણ તેની સાથે યુધ્ધ કરી આગળ ને આગળ વધી શુદ્ધ ને ચોકખા કાર્યો કરવાં. ગમે તેવી અવસ્થા થઇ હોય, પણ ઉદયની શુભ નેમ રાખી તેને સફળ કરવા પ્રયત્નો કર્યા કરવા. એજ આપણુ મુખ્ય કાર્ય છે.

અસ્ત અને ઉદય એ સૃષ્ટિનો અચળ નિયમ છે, જે કાર્ય હંમેશા કંઇક અજબ ચમત્કારીક રીતે ચાલ્યું જાય છે. જેની ઉપર મનુષ્યનું પુરૂં લક્ષ ખેંચાતું નથી. એક મોટો બુદ્ધિવાન અનુભવી સુક્ષ્મદર્શક યંત્રથી એક નિર્જીવ પદાર્થમાં ગુહ્ય રહેલી શોધો કરે છે. પણ પોતાનીજ આંખ અને પોતાનુંજ શરીરરૂપી યંત્ર કે જેની બરાબર દુનિયામાં માણસે બનાવેલાં કોઇ પણ યંત્ર કદાચ કરી શકનાર નથી તેના વિષે વિચાર કરી તેની અચરતી કે ખુબસુરતી કેટલી અપાર છે તે જાણવાની લેશભાર દરકાર કરતાં નથી.

દરેક વિષયનો અનુભવ મેળવવો એ માનવીનો મહા લાભકારક શિક્ષક ગણાયલો છે. કોઇ એક વિષયના અનુભવ વગર સાંભળીને જાણવું તે કરતાં તેનો અનુભવ મેળવેલો બહુ ઉપયોગી ગણાય છે. જેમ જુદા જુદા દેશના માણસો જુદી જુદી ભાષાઓના અભ્યાસ કરે છે તે તેજ દેશના માણસો કે પછી તેનો અભ્યાસ કરનાર હોય તે સમજે છે. તેમ અનુભવના દેશની પણ એક ભાષાજ ગણાયલી છે તે સર્વ કોઇ સાંભળી શકે કે જોઇ શકે ખરાં પણ સમજે તો માત્ર જે અનુભવી વર્ગનાં હોય તેજ તે ઉકલાવી શકે અને તેઓજ જાણે કે ભાષા શીખવા પહેલાં કેટલી શ્રમ વેઠવી પડે છે. તેમજ તે શીખવાથી થતું સુખ દુઃખ એ બેઉનો અનુભવ મળવેજ તેનો લાભ કે ગેરલાભ શું છે તે પોતાના અનુભવ ઉપરથી જાણી શકે છે. જેમ એક શૂરવીરના શરીરના જખમનો અને તેમને જય મળ્યાથી તેમના

મનના આનંદનો ભાસ એક હીચકારા પુરૂષને સહેજ પણુ થતો નથી.

તેવીજ રીતે અસ્ત અને ઉદય એટલે ચઢતી અને પડતી એનો અનુભવ મેળવ્યા વગર ખરૂં સુખ હાંસલ કરી શકાતું નથી. જો કે આપણી જીંદગીના ઘણા વર્ગોને એવી તક મળે છે, તોપણ ઘણા થોડાઓજ તેમાંથી ખરો બોધ મેળવી જ્ઞાની બની પોતાનો જન્મ સુધારે છે. જ્યારે કેટલાંક બિચારાંઓ પશુની માફક પોતાના સુખ દુઃખની છાયામાં ભમ્યા કરે છે, ને ખરૂં સુખ શામા સમાયલું છે તે સમજવાની કોશીષ કરતાં નથી ને તેઓ અજ્ઞાનતાના અંધારામાં રહી પોતાની જીંદગીની મૂળ નેમ શું છે તેને આ દુનિયામાં જન્મ લેવાનું મૂળ કારણ શું, તેની કશી શોધ કરતા નથી. એની શોધ માટે દુનિયામાં અસ્ત ને ઉદયનો અચળ નિયમ શાની અંદર વ્યાપી રહેલો છે ને તે કેવી રીતે, તેનો સહેજ ખ્યાલ મેળવવો જોઇએ. અસ્ત અને ઉદય એ બેનું જોડકુ બની રહેલું છે આપણી દૃષ્ટિએ એવી અનેક જોડો નજરે પડે છે જેમ કે રાત્રિ દિવસનું જોડું, નર નારીનું, બે પગનું બે આંખનું, પક્ષિમાં બે પાંખનું, દુઃખ અને સુખનું, એવી રીતે દુનિયામાં અસ્ત ને ઉદય વ્યાપી રહેલો છે. કોઇ પણ નામ રૂપવાન પદાર્થમાં અસ્ત ઉદય નથી એમ નહી સમજવું. તેમાં પણ એક ઇશ્વરની અજબ રચના જોવામાં આવે છે. આપણા બ્રહ્માડનું મધ્ય બિંદુ સૂર્ય તેનો ઉદય ને અસ્ત આપણે હંમેશ જોઇએ છે. આપણે પૃથ્વિના ઉપગ્રહ ચંદ્ર તેની પણ વૃદ્ધિ અને ક્ષય દેખાય છે. તેમજ આપણી પૃથ્વિ ઉપરના ખંડો જોઇએ તો તેનો પણ ઉદય ને અસ્ત થયો છે. એક વખતે એશિયા ખંડ સર્વથી પહેલાં શ્રેષ્ટ ગણાતો હતો. એ એશિયા ખંડ પૂર્વે રાજ્યો સ્થાપ્યા હતા તેમ એ ખંડના પંડિતોએ સર્વ શાસ્ત્રોના બીજ પેદા કર્યાં તથા અમર પુત્ર હોમર, ફીરદોશી, શેખશાદી, ગૌતમ, શંકર, કાળીદાસ, વગેરે મહાન નરો કે જેઓ

જગત જાણીતા થયલા છે, તેવા મહાન નરોની જન્મભૂમિ તરીકે પણ ઓળખાયો છે. તેમજ વળી આખી દુનિયામાં ધર્મના મૂળ સ્થાપકો જેવા કે ઝોરોસ્તર, ક્રાઈસ્ટ, મહમદ ને બૌદ્ધ, વગેરે એશીયા ખંડનાજ પુત્ર ગણાય છે, કે જેઓથી એક વખતે એશિયા ખંડનો ઉદય થયો હતો. તે જગત પ્રકાશિત ગણાતું હતું. તે વખતે યુરોપ અને અમેરીકામાં (અંધકાર) અસ્ત ફેલાઇ રહ્યો હતો. હવે તેજ એશિયાનો અસ્ત થયલો છે, ને હવે ધુળમાં રગદોળાઈ તે આજ અતિશય દુઃખ વેઠી રહ્યો છે. જ્યારે આજના જમાનામાં યુરોપ ને અમેરીકામાં ઉદય થયો છે. જેથી તે જગત પ્રસીદ્ધ થયું છે. એજ રીતે ચઢતી પડતીના મોજાંઓ નામ રૂપવાન પદાર્થોમાં પણ જોવામાં આવે છે. એક વખતે આપણી મુંબઈપુરી કે જ્યાં બસો ત્રણસો વર્ષ ઉપર એકલા માછી અને ભોઈના ઝુપડાં પુરાં ન હતાં તેજ મુંબઇ આજે જુવો તો મુંબાઈ ગુલઝાર નગરી, એક મોજીલી મુંબઈ એક સુંદરપુરી એવા ઉદય હેઠળ દુનિયામાં લંડનથી ઉતરતું બીજે નંબરે આવતું જગત માનીતું શહેર થઇ પડયું છે. એ રીતે પદાર્થ માત્રનો નિરંતર આશા વગરનો ઉદય ને અસ્ત છે તો મનુષ્ય પ્રાણીનો હોય તેમાં નવાઇ થવા જેવું કશું નથી.

આ ઉપરથી સમજ પડે છે કે માનવીનો તો એક નહિ પણ અનેક પ્રકારનો અસ્ત અને ઉદય નિરંતર ભરતી ઓટના મોજાં નીચે જન્મથી તે મરણ સુધી અથડાયા જાય છે, જેવી રીતે શરીરમાં વૃદ્ધિ થાય છે તે આપણે ખુલ્લી આંખે જોઈએ છે. બાળપણ, જુવાનપણું, ને ઘડપણના મોટા ફેરફારો આવે છે તે પણ અચળ નિયમને આધારેજ થાય છે. આ બારીક નિયમનું અવલોકન કરાવનાર તે માનવીનું ચલીત મન છે કે જેની મારફતે સુખ દુઃખની પીછાન થાય છે.

"It is the mind that maks good or ill
That maketh wretch or happy rich or poor.
(Spenser.)

અસ્તોદય એ પ્રકારના ગણાય છે એક નીચે ને એક ઉંચે છે કોઈ માણુસ પોતાનાજ દુરાચારથી અસ્ત પામે છે. અથવા થોડો વખત તેનો ઉદય થાય છે. તે નીચ અસ્તોદય ગણાય છે. જો કે ટુંકમાં ઉદય થાય છે, તે લાંબો વખત ટકી શકતો નથી. તેના કુકર્મ અંતે અસ્તના અંધકારમાં દોરવી લેઈ જાય છે, અને તેને દોરવી લઈ જનાર આ જગતની મોહ, માયા, ને છંદ છે. તે પોતાની ઈંદ્રિયોને તે ઉપર લપટાવા દે છે. ત્યાર પછી ફંદમાં ફસી પડે છે, ને છેલ્લે અસ્તનું ભારી દુઃખ ધારણ કરે છે.

દરેક માનવીને પોતાની ઇંદ્રિયો ઉપર કાબુ રાખવાને જગતની મોહજાળમાં ફસાતા બચવાને માટે તેનું રક્ષણ કરવા અર્થે બુદ્ધિરૂપી હથીયાર આપ્યું છે. તેનો ઉપયોગ કરે નહિ તો પછી તે અજ્ઞાનતાના અંધકારમાં ડુબી પોતાનો તથા પોતાની આસપાસનાઓનો નાશ કરે છે. એટલે તેનો અસ્ત થાય છે.

દુનિયામાં ખરેખરા મહાન પુરૂષો તેજ ગણાયલા છે કે જેઓએ પૈસો, બાયડી, ને મોટાઈ એ ત્રણે ઉપરના ભાવ અને લોભને નીતિની મર્યાદામાં સ્થાપ્યા હોય ત્યારેજ તેનો ઉંચ ઉદય થાય છે.

ઉંચ સાધનથી ઉંચ પુરૂષાર્થ સંપાદન કરી શકાય છે. એટલુંજ નહિ પણ તેઓ જગત જંજાળમાં ન ફસાતાં ઉંચ ઉદયમાંજ સાર્થક થયલું સમજે છે. તેમ કરતાં નિષ્ફળતા પણ આવે છે. તોપણ હિંમત ન હારતાં પોતાની બુદ્ધિરૂપી હથીયાર વાપરી તેમાં જય મેળવે છે. અસ્તનો ભાર ઝીલવાને બહાદુર પુરૂષોજ સમર્થ થાય છે કે જે વખતે એ જ્ઞાનનું બીજ છે તેજ તેમનું રક્ષણ કરે છે, બચાવી રાખે છે ને વૃદ્ધિ કરે છે.

આ દુનિયાના બહોળા અનુભવ ઉપરથી આપણી પુરતી ખાત્રી થાય છે કે ઉદય અથવા અસ્ત, સુખ, દુઃખ બેમાંનું એક પણ આપણે માટે નિર્માણ થયલું છે. ત્યારે હવે આપણો ઉદય કેવી રીતે ને કેવા પ્રકારનો થવો જોઇએ કે જેથી આ દુનિયાના પ્રકટીકરણમાં કંઈ સુધારો કરી આપણું તેમજ દરેક માનવીનું કલ્યાણ કરવાનું સાધનરૂપ હથીયાર થઇ શકાય. ત્યારેજ આપણો જન્મ, કાર્યસાધક થાય તથા ઉદય થયલો નીવડે.

જેમ સૂર્યના કીરણથી કુદરતી શકિતવાળા પાણીના રજકણો આ પૃથ્વિ ઉપરથી ઉંચે જાય છે, અને અંતે નિર્મળ અને મિષ્ટ થઈ પાછા પૃથ્વિ ઉપર વરસાદ રૂપે વરસે છે, અને દરેક પ્રાણી માત્રના સુખની વૃધ્ધિ કરે છે. તેમજ ખુદાની મહેરબાનીથી ઉંચ ઉદય પામેલાં માનવી સદ્‌ગુણોથી, દીલથી, વિદ્યાથી સદ્‌જ્ઞાનથી પોતાના જાત ભાઇઓ સુખની વૃધ્ધિ કરે તેઓને ઉંચ સ્થિતિએ મુકવાનો પ્રયત્ન કરે ત્યારેજ ઉદયનું ખરૂં તત્વ પ્રકાશી નીકળે છે, ને તેનો ઉદય સાર્થક થયલો સમજાય છે. જેઓ લોક કલ્યાણ અર્થેજ પોતાનું જીવન ગાળે છે. પૈસા–વખત, મહેનત અને જાતિ ભોગ આપે છે, તેવા પુરૂષો, જેવા કે દાદાભાઇ નવરોજી, મરહુમ ગોખલે, સર ફીરોજશાહ મહેતા વગેરે સદ્‌ગૃહસ્થોએ લોક કલ્યાણ અર્થે કેટલો બધો શ્રમ વેઠીને પોતાની આખી જીંદગી લોક ભલાં અર્થે વાપરી છે. પોતાના જ્ઞાનનો બહોળો ઉપયોગ કરી હજારો દેશના ગરીબ લોકના આશીશ મેળવ્યા છે, તેજ ખરો ભાગ્યશાળી છે કે આ દુનિયાના લોકની વૃધ્ધિમાં પોતાની વૃધ્ધિ થયલી સમજે છે કે જેના મનની ખુશાલીનો પાર રહેતો નથી અને તેનો ખ્યાલ તે અનુભવનારનેજ હોય છે. તે પોતાના કર્તવ્યનો સુવાસ સઘળે ઠેકાણે ઉંચ સાધનોથી ફેલાવે છે.



# ચિંતા એ દુઃખનો ઉસ્તાદ.

આ દુન્યામાં કોણ એવું છે કે જેને કાંઇ પણ ચિંતા ન હોય. ચિંતા એટલે ફીકર અને ચિતા એટલે લાકડા સળગાવી બળી મરવું. એ બે બોલ વચ્ચે એક મીંડાનો ફેર છે. ચિતા–તો માણસને તરતજ બાળી ભસ્મ કરે છે. પણ ચિંતા તો આપણને રીબાવી રીબાવીને મારે છે. ચિંતાથી કેટલું નુકશાન થાય છે? પેહેલું તો ઉંઘ નથી આવતી, આપણી પાચન શકિત બગડે છે. શરીરમાં કાંઈક દુઃખ ઉત્પન્ન થાય છે. સ્વભાવ બગડે છે. જ્યારે કોઇનું મરણ થાય છે ત્યારે ડાકટરોના સરટીફીકટમાં કોઇનું કયા રોગથી મરણ નીપજ્યું છે એવું લખાય છે. પણ જો બરાબર તે રોગનું મૂળ જોશો તો ચિંતા છે.

એક વિદ્યાર્થી અભ્યાસ કરે છે ને જ્યારે તેની પરીક્ષા હોય છે ત્યારથી તે ચિંતામા પડે છે કે અમુક બાબદ મને આવડશે કે નહિં? હું પાસ થઇશ કે નહિં? એવી ચિંતા રાખ્યાથી તે રાતે ઉંઘતો પણ નથી. જો ઉંઘે છે તો ત્યારે પણ તેના વિચારો બબડયા કરે છે. જયારે એમ થવા માંડે છે, ત્યારે માબાપે તેની પર દયા કરવી જોઈએ, ને કેળવણીનો બોજો થોડો ઓછો કરવો જોઈએ. જ્યારે રાતે આપણને સુખથી ઉંઘ આવે નહિ અને બેચેની થાય છે તે ચિંતાથી થાય છે. ઘરબારની ફીકર, બચ્ચાંની ફીકર, વગેરેની ચિંતાથી માણસનું શરીર નબળું પડી જાય છે. ચિંતાને વધાર્યાથી ઘણાં દુઃખો થાય છે. એકજ માર્ગ છે તે એ કે ચિંતાને અટકાવવી જોઇએ. તે ચિંતાને મારી નાખવી જોઈએ. અસલ કહેતી છે કે

ચિંતા ઐસી દાકની કાટ કલેજો ખાય;
તબીબ બિચારા કયા કરે કહાં કહાં દવા લગાય?

ચિંતાતુર માણસને બમણું દુઃખ થાય છે. ચિંતા કરવાથી કાંઇ ભવિષ્યની વિપત્તી ખસી જતી નથી. ચિંતા એ

આપણી સાથે રહેલો શત્રુ છે. તે આપણી શકિતને નિર્બળ બનાવે છે અને આપણી ધારણાને નિષ્ફળ કરે છે. ચિંતાથી આપણી હાલત સુધરતી નથી. આપણા જીનપર જ્યારે વિપત્તીનો વિચાર સત્તા ચલાવે છે ત્યારે ચિંતા થાય છે. આપણ ગમે તેટલાં જોરાવર હોવા છતાં પણ કમજોર બની જઇએ છીએ. ત્યારે ચિંતાને દુર કરવા શું કરવું? આપણે આપણાજ વૈદ્ય બનવું જોઇએ. પેહેલે તો મક્કમ વિચાર કરવો કે ચિંતા કરવી નકામી છે. કારણ કે ચિંતામાંને ચિંતામાં વર્ષો ગાળ્યા છતાં જે થઇ ગયું તેમાં ફેરફાર થવાનો નથી. આ ચાલુ વખત ચિંતા કરવા માટે નથી, પણ આવતો વખત કેવો આવશે તે માટે છે. એમ સમજો કે કોઈ માણસને દેવું હોય તે કહ્યાં કરે કે "મારે દેવું છે; હું શું કરૂં! આ દેવામાંથી કયારે છુટો થઇશ?" એમ ફીકર કરવા કરતાં કાંઈ એવી રીત કરવી કે કાંઇક આવક થાય ને તે આવકમાંથી દેવું અપાય.

મનુષ્યો મોટે ભાગે ચિંતા કરી દુઃખી થાય છે. "આવતી કાલનો વિચાર ન કરો" એમ બાઈબલમાં કહ્યું છે. તે વાકય પર તમો સ્મરણ કરી તમારા સઘળાં જોરથી સારા નિયમથી તમારા શુરૂ દેવને સારૂં સઘળાં કાર્ય કરી તેને અર્પણ કરો.

ચિંતા વખતે હિમ્મત રાખવી. મનુષ્ય પોતાનું બળ ચિંતામાં ગુમાવી દે તો પછી જીવન કેમ આગળ વધી શકે? ચિંતા કરી બળને વિખેરી નાંખવું નહિં. ચિંતા કરવાથી જોઇતી શકિત ગુમાવી દઇએ છીએ. કાંઇ પણ કામમાં ચિંતા કરવાથી તે કામ થઈ શકે નહિ, તેમાં કાંઇ પણ મદદ મળી શકશે નહિ. કોઇ પણ મનુષ્ય પોતાની શકિત ઉપરાંત કામ કરી શકતો નથી. દુઃખની વખતે ચિંતા કરવી નહિં. દુઃખ એ ઇશ્વરના છુપા આશિર્વાદો છે. આપણાં દુઃખો આપણે સબુરીથી સહન કરવાં અને દુઃખ રૂપી ગુરૂ જે બોધ આપે તે આપણે લેવો.

ચિંતાને દુર કરવાને બે મોટાં કારણો છે. જે સ્થિતિને વાસ્તે આપણે નાલાયક હોઇએ તે સ્થિતિ આપણી થાયજ નહિં

માટે જે હાલની હાલત છે તે આપણા કર્મ પ્રમાણેજ મળી છે. માટે ચિંતા કરવાનું કારણ નથી. જે જે બનાવ બને છે, આપણને દરિદ્રતા મળે છે, કે નિષ્ફળતા મળે છે એ સઘળું કર્મ પ્રમાણેજ થાય છે, એમ સમજી સદા ખુશાલ રહેવું.

બીજું, આ શરીરો આપણે પોતે નથી, પણ આત્મા છીએ. અને આ શરીરો તો આપણા નોકરો છે. "આત્મા આનંદી છે, હું અત્મા છું માટે હું પણ આનંદી છું," એમ જો વિચાર આપણે કરીએ તો દુઃખ વખતે પણ આપણ ખુશાલ રહીશું. માટે ચિંતાનો ત્યાગ કરવો.




બાગનાં ખીલેલાં ખુશબોદાર પુલ,
લપટમાં તેમની લપટાયલાં બુલબુલ.
ચોપગાં, બે પગાં માનવીઓ કુલ,
પલમાં પરપોટા પેરે થશેરે ગુલ ।

મો'ત એટલે શું? એ શબ્દ દરેક માણસના મનમાં ધાસ્તી ઉપજાવનારો છે. પણ મો'તનો ખરો અર્થ તો એક દેખઈતાં શરીરમાંથી બદલાઈ અણદીઠ શરીરમાં જઈ રહેવાનો થાય છે. એટલે આપણા એક ખોલ્યામાંથી નીકળી બીજા ખોલ્યામાં જવાનું છે. જેમ એક કપડું દીલમાં લાંબો વખત પહેરી રાખીયે તો તે ઘસાઈ ફાટી જાય છે, અને તેથી બીજું નવું કપડું બદલવાની જરૂર જણાય છે, તેમજ આપણું કપડાં રૂપી બદન ઘસાઈ જાય છે ત્યારે તે ઘસાઈ ગયલું બદન બદલી નાખવાની આત્માને જરૂર પડે છે—અટલે કે આપણા આત્માના રહેઠાણનું બદલાવું થાય છે. આ દુન્યાની સઘળી હૈયાતી ધરાવતી

ચીજો નાશ પામવાની છે, એટલે જો સાયન્સના કાયદા પ્રમાણે લઇયે તો તે એક રૂપમાંથી ફેરવાઇ બીજું નવું રૂપ લેનારી છે—યાને જુનો દોસ્ત નવા લેબાશમાં ઉભો થાય છે!

કુદરતની અંદર નેમી આપેલો મો'તનો અચુક કાયદો છે તે કોઈની પણ તરફદારી ખેંચતો નથી, પણ સર્વેની ખબર એકસરખી રીતે લેછે. એક તવંગર કે ગરીબ, નેક કે બદ, હીચકારો કે હિંમતવાન, ખુબસુરત કે બદસુરત, એ સર્વને એક સરખી રીતે મો'તનો નિયમીત કાયદો લાગુ પડે છે, અને તે માણસનાં સારાં નરસાં કર્મોનો હિસાબ ભરપાઇ કરી આપવા આપણી નજર આગળથી તેને ઉંચકી લઈ જાય છે. તે ખરેજ એક અપક્ષપાત કાયદો છે, જેને કેટલાક કવિઓએ ફરેશ્તાની ઉપમા આપી છે, કે જે કોઇનીબી પક્ષ ખેંચતોજ નથી, અને સર્વેને આ દુનિયાંની જંજાલોમાંથી મોકળાં કરે છે.

અહીં આપણ માનવીઓ વચ્ચે, કુળ, પદ્દી, ધન, દોલત, ન્યાત, જાત, ધર્મ કેળવણી, તથા બીજી તરેહવાર બાબદોનો જે ખોટો ખરો ફરક ધરાવીયે છીયે તે બધાંનો છેડો મો'ત લાવે છે અને તે સર્વને એકજ સરખી હાલતે પહોંચાડે છે. જે દર્દની દવા એક તબીબ સમજે નહી, તેથી દર્દી બિચારો દુઃખે બેજાર થાય છે, તેમાંથી મુકત કરનાર અને રાહત આપનાર તે આ ફરેશ્તો મો'ત છે.

જે પ્રમાણે કુલ કુદરતમાં બીજા કેટલાક બનાવો ઠેરવેલે વખતે બને છે, તેજ પ્રમાણે મો'ત પોતાના ઠેરવેલે વખતેજ આવી ઉભું રહે છે. કેટલાક લોકો કેટલીક વખત દુન્યવી બોજાઓથી કચડાઈને ગભરાઇ જાય છે, અને અધીરાં બની જઈ કુદરતનાં કાર્યથી ઉલટું કામ આપઘાત કરવામાં ઉતાવળીઆં પગલાં ભરે છે. એવું માનીને કે તેથી કદાચ દુઃખનો અંત આવશે. પણ તેથી તો પોતાની આસપાસનાઓને, બાઈડી છોકરાં, સગા સ્નેહીઓને દુઃખમાં ગીરફતાર કરી રીબતાં નાંખી તેઓને પરઆધીન બનાવે છે. એવું પગલું ભરવાથી તો કુદરતનાં

કાયદાનું ઉલંઘન થાય છે. એટલુંજ નહીં, પણ તેને જે પોતાનાં કુટુંબ તરફની, કોમ તરફની, સઘળી ફરજો બજાવવાની છે, તે અધુરી રહી જાય છે. અને તેની કિંમતી જીંદગી વ્યર્થ જાય છે. એટલુંજ નહીં, પણ તેને મરણ પછી પણ શાંતી મળતી નથી. એવું જેઓ મરણ પછીની હાલત વિષે કાંઈ જાણે છે તેઓ કહે છે.

તેટલા માટે દરેક માનવીની ફરજ છે, કે કોઇભી રીતનો બકબકારો કર્યા વગર જીંદગીની જંજાળ અને ઉકુમતોથી કંટાળ્યા વગર હસ્તે મોહડે, સંતોષથી નિયમીતપણે ચાલી ઉદયોગી જીંદગી ગુજારવી. જ્યાં સુધી ખુદાતાલા પોતાની દરબારમાં બોલાવે નહીં, ત્યાં સુધી જીંદગીનાં કાર્ય અધુરાં મુકી ચાલ્યા જવું, એ મહા પાપ છે.—કારણ કે તે ખુદાતાલાના કાયદા વિરૂધ્ધ છે.—તેથી કુદરતના કાયદાનો ભંગ થાય છે. જે કામ કુદરતનું પોતાનું છે, તે તેનેજ સોંપવું જોઇએ.

મો'તની ધાસ્તી આ દુનિઆનાં વિષય ભોગો ભોગવનારાંઓને વધારે હોય છે, કે જેઓએ પોતાની જુવાનીનો કીંમતી વખત મોજ મજાહમાં ગુમાવ્યો હોય, અથવા આળસાઈ કે હરામખોરીમાં દિવસો ગુજાર્યાં હોય, જેઓએ બીજાની મહેનતનાં ફળ લુટી લીધાં હોય, પારકા પૈસા કમાર્ગે મેળવ્યા હોય, અને આ જીંદગીની આખી મુસાફરી દરમ્યાન એક પણ તક કોઇનુંભી ભલું કરવામાં ગુજારી ન હોય. એવા માણસોને મો'ત એક શીહુ બીહામણા રૂપમાં દેખાય છે. પણ જેઓ સમજે છે, કે તેઓ મરનાર છે, જે સરજેલાં છે તેઓ સર્વેને આ દુન્યામાં ગમે એટલી લાંબી જીંદગી સુધી જીવે છતાં પણ આખરે એક દિવસ તે પેદા કરનારની દરબારમાં દરેક કાર્યનો જવાબ આપવા જવાનું છે, તેઓ અત્રેની આ દુન્યવી ફોકટ બડાઈ અને ચાર દીનની મોટાઈ તરફ લલચાયા વગર પેદા કરનારનું નામ મુખમાં રાખી પોતાનાં અંતઃકરણનાં અવાજ ઉપર ધ્યાન આપીને ચાલે છે. કુદરતનાં બારીક

ફાયદાનું અવલોકન કરવાથી તેની ખરી ખુબી અને મોટાઈ સમજી શકાય છે. તેથી મો'તને એક નિરંતર નીગેહબાની રાખનાર દુત જેવો સમજી શકાય છે. અને જ્યારે તે ફરેસ્તો આ દુનિયામાં આવે છે, ત્યારે એવો ખ્યાલ રાખનારને પુલની મીશાલ ઉંચકી લે છે. વળી મરણ પછી પણ તે માનવીની મીઠી ખુશબો આ દુનિયામાં ફેલાઈ રહે છે.

મોતનાં બીછાનામાં સુતેલો માનવી બે તરેહનાં વિચાર કરે છે:-

જેઓએ સીધો માર્ગ મુકી દઈને આડો માર્ગ પકડયો હોય, તેઓ પોતાનાં મન સાથે પાછળથી બોલે છે, કે "અફસોસ! જે કરવાનું જ્યારે મારા હાથમાં હતું ત્યારે મેં ન કર્યું; જુવાનીનો કીમતી વખત આળસાઈમાં, જુઠા ટાહેલામાં તથા નઠારા વ્યસનોમાં ગુજાર્યો; કોઇબી દીવસ ખરા અંતઃકરણનાં પસ્તાવા સાથે ખુદાની બંદગી ન કરી; લોભ લાલચોનાં ખેંચાણથી દુર નહીં રહયો; મા બાપ, ભાઈ બહેન, કુટુંબીઓ તથા મિત્રો તરફની જાહેર તેમજ ખાનગી ફરજો અદા ન કરી. દરેક રીતે સર્વ બુરાઈનો ગુલામ થઈ રહયો. ત્યારે હવે તે કિર્તાર આગળ મારી જીંદગીનો હેવાલ કયે મોઢે આપીશ? તથા મારા છુટકારા માટે મારી કઈ નેકીનાં કામો મદદે બોલાવીશ!" એવી રીતે મરણની છેલ્લી ઘડીએ તેના અંતઃકરણનાં ડંખનાં દુઃખથી દુઃખી થઈ તે પાક પરવરદેગારની દયા તેના છુટકારા માટે ચાહે છે.

બીજા હાથ ઉપર એક નિર્દોષ માણસ મરતી વેળાએ વિચારે છે કે આ જંજાળી દુન્યામાંથી ઘડી પળમાં મો'તના ફરેસ્તાની પાંખ ઉપર સવાર થઈ તે હસ્તે મુખડે ખુદાની દરબારમાં ઉભો રહેશે. આ દુનિયાના લોકો તેની નેકીની યાદગારી જમાના સુધી કાયેમ રાખશે કે જેણે પોતાનો વખત દર્દીઓના દર્દ મટાડવામાં, કંગાલોની કંગાલ્યત તથા હાદસાના મારેલા-

ઓની ફીકર દુર કરી હશે, ભુખ્યાંને ખોરાક, વસ્ત્ર તથા વિદ્યાના દાનથી નવાજવામાં વખત ગાળ્યો હશે, દેશની ચઢતી માટે નિશાળો, કોલેજો, ધર્મશાળાઓ સ્થાપી પોતે પોતાનો સ્વાર્થ સાધ્યા વગર પોતાના સ્વચ્છ દીલથી પોતાના પેદા કરનારની ઇચ્છા પ્રમાણે નેકી ભરેલા વિચાર, વચન, અને કામો કર્યાં હશે, તેજ માનવી મરણના બીછાનામાં શાંતીથી ઉપલા ભલાં કામોની મીઠી યાદગારી સાથ આ દુન્યાનો ફેરો સફળ કરી મો'તની જરાપણ ધાસ્તી વગર સઘળાંને છેલ્લી સલામ કરી તે દાદારની નજદીક જઇ પહોંચશે.

એવા એક માનવીનાં મરણની ખોટ નહીં પુરાઇ શકે એવી ગણાય છે. માટે, ઓ માનવી! આ નાશવંત દુનિયામાં એવી એક પણ ચીજ નથી કે જેનો નાશ નહી હોય,—જગતના ફરતાં ચક્કરમાં તે એક દિવસ સપડાવાની છે—માટે પહેલેથી ચેતીને માત્ર નેકી અને નેકીની બાંહે ધરી હેઠળ ચાલ કે પછી તું ખુશાલ ચેહરે અહુરમજદની દરબારમાં પહોંચવાને શકતીવાન થાય!



## મોત.

મુસા ડરપ કાળસુ કઠન કાળ જોર
સવર્ગ ભુ પાતાળમે જહાં જાવે તહાં ઘોર.

કબીરજી.

કબીરજી કહે છે:—કાળ યાને મોતનું જોર એટલું સખ્ત રીતે આખી દુન્યામાં ફેલાઇ રહેલું છે કે તેનાથી મુસા પેગમ્બર જેવા ડરે છે. સ્વર્ગ પૃથ્વિ ને પાતાળ જ્યાંબી જુઓ ત્યાં એનો દોર દમામ વ્યાપી રહેલો છે; યાને આ નીચલી દુન્યામાં

સઘળું નાશ કરવાનું કામ મોત અથવા કાળને હાથ રહેલું છે.

પણ હવે વખત ફેરવાયો છે. અને લોકોમાંથી મોતનો ડર જે ઘણોજ રાખવામાં આવતો હતો, તે હવે જલદીથી દુર થતો જાય છે. આ નવા જમાનામાં જુનો જમાનો અસ્ત પામે છે. તેમજ જુની માન્યતાઓનું સ્થાન નવી માન્યતાઓમાં લેવાય છે. સ્વર્ગ અને પૃથ્વિ કંઇ નવાંજ સ્વરૂપો લેતાં જણાય છે. મોતના કાતીલ ઘાનો કડવાશ માનવીઓમાંથી ઓછો થતો જાય છે.

દ્રશ્ય ને અદ્રશ્ય વચ્ચેનો અંતર ઘટતો જાય છે. એટલે સુધી કે મૃત્યુ વિષેની સમજ અને તેનું સત્ય સ્વરૂપ શું છે તે આપણે પુરેપુરૂં સમજવા લાગ્યાં છીએ. તેને માટે જે બિહિક કે ફીકર માનવીઓમાં હતી તે ધીરે ધીરે દુર થતી જાય છે. આગળ મોતની બિહીક ઘણીજ રાખવામાં આવતી હતી, અને પશ્ચિમની પ્રજામાં એ વિષે જે ઘણું જડવાદીપણું હતું તે આ લડાઇના પરિણામે ઘણું ઓછું થયું છે. હાલ એ વિષય તરફ જે ઇંગ્રેજ લોકો ઘણાજ ધ્યાનથી અભ્યાસ કરે છે, તેઓ પણ હવે આ નવા યુગના ઉદય થવા સાથે એ વિષય તરફ વધુ ધ્યાન આપી દિવસે દિવસે નવીજ વિગતો આપણી સનમુખ રજુ કરે છે. લડાઈમાં માર્યા ગયેલા વીરો જેઓ આ દુનિયાની હદ ઓળંગી ગયલા છે, તે માણુસો તરફથી ત્યાંના જીવન વ્યવહારોને લગતા અદભુત સંદેશાઓ બહાર પાડે છે. એટલુંજ નહિ, પણ પશ્ચિમમાં તો મોત પછી માણુસની શી હાલત છે તેની શોધખોળ કરનારી એક મંડળી ઉભી થયેલી છે, જેની મારફતે અણદીઠ દુન્યાની બાબદો બહાર પાડી આ દુન્યાના ભાન ભુલેલાં માનવીઓને નવો માર્ગ દેખાડે છે. આ લોકો કેટલાક જડવાદી વિચારોને શરણ થયેલાઓ માટે નવા યુગમાં નવો ખોરાક પુરો પાડી નવુંજ અજવાળું નાખે છે. તે તરફ જોતાં મોતની બિહિક કમી થતી જાય છે. આપણો શત્રુ મોત નાશ પામશે અને આપણો આત્મા અમર થશે એવી જે

જુના કાળથી ચાલતી આવેલી ભવિષ્ય વાણી, તે આપણે આજે ખરી પડતી જોઇએ છીએ. આપણે મરણ પામ્યા પછી બીજો દેહ ધારણ કરીને બીજી ભુમીઓમાં આપણને ફરવું પડે છે એવું જે આપણાં શાસ્ત્રોમાં કહેવાયલું છે, તે વાતો ફરીથી કેટલાક આત્મજ્ઞાનીઓ તરફથી સાંભળીએ છીએ, તેથી આપણી શ્રદ્ધા વધારે મજબુત થાય છે. જો કે તે ભુમીકાના પરમાણું આપણા પરમાણુંના કરતાં વધારે સુક્ષ્મ છે, તેમજ બંને ભુમીકાના પરમાણુંઓના આંદોલન (Vibrations) ની ગતિમાં ભેદ છે, એટલાજ માટે એ ભુમીકાઓમાં વિચારવાના શરીરો પણ જુદાંજ હોય છે. તેથીજ સાધારણ મનુષ્ય જાતીમાંથી જીવતાં જીવત ત્યાં જઇ શકવાને સામર્થવાન થતાં નથી. જે મનુષ્યો ચોકસ હદ સુધી વૃદ્ધિ કરે છે, અને જેઓ ગુજરેલાં માણસો સાથે સંદેશા ચલાવી રહેલાં છે, તેઓ સુક્ષ્મ શરીર ધારણ કરી તે અદ્રશ્ય દુન્યાનું અવલોકન કરી કેટલાક સંદેશા આપણી ભુમીકાઓ તરફ લાવે છે. હરેક માનવી સ્વપ્નામાં તે અદ્રશ્ય ભુમીકાની મુસાફરી કરી આવે છે, પણ એ બાબદનું આપણને પુરતું ભાન નહિ હોવાથી તેમજ એ શિક્ષણમાં પછાત હોવાથી ત્યાંના બનાવોનું કે હકીકતનું વર્ણન સ્પષ્ટ આપણે આ દુન્યામાં લાવી શકતાં નથી.

આપણામાં મરણ પછી રડવા કુટવાના જે નઠારા રીવાજો છે, તે હવે અત્રે ઘણી ન્યાતોમાંથી દુર થતા જાય છે, એ ઘણું આવકારદાયક લેખાયલું છે. તેને બદલે ગુજરી ગએલાં તરફ પ્રાર્થનાઓ તથા દુવાઓ અને સહાયકારક થઈ પડે તેવા વિચારોના ધ્વનીઓ મોકલવાથી તેઓને ઘણી શાંતી મળે છે. પણ રડવા કુટવાના વિચારો કરવાથી તેઓ દુઃખી થાય છે, અને તેઓ આગળ વધી શકતાં નથી. આપણી સ્વાર્થિ લાગણીઓથી તેમની શાંતીનો ભંગ કર્યે છીએ. માટે આપણે આપણા પોતાના મન પર ઘણો કાબુ રાખી તેમને માટેની ભલી લાગણીના વિચારો સાથની સ્તુતી ને શાંતી ઇચ્છવી જરૂરની છે.

જો મરનારનું વાસના શરીર આ દુન્યાની મોહમાયામાં ફસેલું હોય છે, તો તેવા માણસને "હું મરી ગયો છું," એવું ભાન થતુંજ નથી અને તે પોતાના મરી ગયેલા શરીરમાંજ પેસવાની ચાલુ કોશેશ કરે છે. તેથીજ હિન્દુ કોમમાં મૃત્યુ દેહને અગ્નિદાહ ઝડપથી કરે છે, કે જેથી આત્માનો મૃત્યુ શરીર સાથનો સંબંધ જલદીથી નાશ પામે. એ કારણથીજ પારસી ધર્મના રીવાજ પ્રમાણે શરીરને સુર્યદાહ કરવામાં અને મુસલમાન તથા ખ્રીસ્તીઓમાં ભૂમીદાહ કરવામાં આવે છે.

આ ઉપરથી આપણને સમજ પડે છે કે જે માણસનું વાસના શરીર નિર્મળ અને સ્વચ્છ હશે તે મરણ પામ્યા પછી જલદી આગળ વધી શકે છે. કારણ કે તેનામાં કોઈ પણ હલકી જાતની ઈચ્છા વાસનાઓ નથી. તેથી આ સ્થુલ દેહ સાથનો તેનો સંબંધ મરણ પછી તુરતજ નાશ પામે છે. જેવી જાતનું વાસના શરીર આપણે બાંધ્યું હોય, તેવીજ જાતના વાતાવરણમાં આએ સ્થુળ દેહ છોડયા પછી એટલે મરણ પછી પણ રહેવું પડે છે, અને સઘળી સ્થુળ વાસનાઓ તૃપ્ત કરવામાં આવે છે, ત્યારેજ આગળ માર્ગમાં વધી શકાય છે. જે પછી તે જે હાલતને પોંહોંચે છે તે સ્વર્ગ કહેવાય છે. સારી ખાહેશોવાળું સ્વાન શરીર છોડયા પછી ભલાજ દેખાવોવાળું સ્વર્ગ પોતાની સામે ઉભું કરે છે; જ્યારે બુરી વાસનાવાળું મૃત્યુ દેહ બુરી વાસનાઓનું દુઃખદ રહેઠાણ પોતાની સનમુખ ઉભું કરે છે, અને પોતે ઘણુંજ ભયભીત થાય છે. તે વખતે નીચલી દુન્યામાંથી તેના સગાં સ્નેહીઓ રડવા કુટવાને બદલે શાંતીના વિચારોનો પ્રવાહ મોકલે તો તેને ત્યાં આશીર્વાદ થઈ પડે છે. અને તે મૃત્યુ દેહ આ સ્થુલ શરીરનો સંબંધ છોડી નીચલા ભુવન ઉપરથી મુકત થઈ ઉંચ ભુવન ઉપર આગળ વધવાની કોશેષ કરે છે.

---

## સ્ત્રી નવીન જુગ.

(સ્ત્રી નવજીવન.)

હાલ વીસમી સદીના જમાનામાં સ્ત્રી નવજીવનની ઉન્નતિ માટેનો સવાલ ઘણો જરૂરનો ગણાયલો છે. દુનિયામાં ચારે બાજુ નજર નાખતાં જણાય છે કે જુદા જુદા વર્ગની સ્ત્રીઓમાં એક નવુંજ બળ ફેલાઇ રહેલું માલમ પડે છે. ગરીબ તેમજ તવંગર, જ્ઞાની તેમજ અજ્ઞાની સ્ત્રીઓમાં તેમના નવજીવનનો થોડો થોડો ઉદય થતો લાગે છે. હાલનો પુરૂષ વર્ગ સારી રીતે સમજવા લાગ્યો છે કે હાલ દુનિયામાં ચાલી રહેલા મહાન પ્રકટીકરણમાં સ્ત્રીઓ એક મદદગાર હથીયાર તરીકે ઉપયોગી થઇ પડી છે, તેથી તેમનો અજ્ઞાનરૂપી અંધકાર દુર કરી તેમને જ્ઞાનરૂપી તેજથી પ્રકાશતી કરવી એવી સુધારણાથી દરેક ઠેકાણે પુરૂષ વર્ગમાં સ્ત્રીઓની જાગૃતીનો સવાલ ભારી ચળવળ કરી રહેલો છે. આગલી તવારીખની કેટલીક નોંધો ઉપરથી હાલના જમાનાએ એવું પુરવાર કરી આપ્યું છે કે એક દેશની આબાદી અને જાહો જલાલીનો મુખ્ય પાયો સ્ત્રીઓ ઉપર રહેલો છે.

જયારે અમેરિકાની સ્ત્રીઓએ કેળવણીમાં આગળ વધી પોતાના દેશનું છુટાપણું મેળવ્યું છે. તેજ ત્યારે દાખલો યુરોપ ખંડના દેશની સ્ત્રીઓમાં પ્રકટી રહયો છે. અને હાલના લડાઇના સમયમાં ત્યાંની સ્ત્રીઓ પુરૂષ વર્ગનું કામ કરવાને સામર્થવાન થઈ છે.

જ્યારે એ પશ્ચિમનો પ્રવાહ પૂર્વની સ્ત્રીઓમાં આ વીસમાં સૈકામાં જાગૃત થયો છે. તવારીખ ઉપરથી આપણને એવું માલમ પડે છે કે દુનિયામાં પ્રાચીન કાળમાં પશ્ચિમ તરફના મુલકો જંગલી અવસ્થા ભોગવતા હતા, ત્યારે આપણી ભારત ભૂમિના કીર્તિ દુનિયામાં ચારે બાજુ ફેલાઇ રહી હતી.

ત્યાર પછી જમાનાઓ અને વખતોના ફેરફારથી હિંદની પડતી થઈ. રાજપાટ જતાં રહ્યાં, સલાહ શાંતિની કોટાઈ માલમ પડી, ધર્મને બહાને કોમ વચ્ચે ઝગડો શરૂ થયો, દેશ ઉજ્જડ થયો અને સ્ત્રીઓના કલ્યાણ અર્થે તેમની કેળવણી માટે બેદરકારી થઇ સ્ત્રીઓનો ઉદય દબાઈ ગયો. હવે હાલના જમાનાના આપણા મરહુમ દાદાભાઈ નવરોજજી, મરહુમ ગોખલે, વગેરે દેશ હીતકારી નરોએ નવું સ્ત્રી જીવન મુકી સ્ત્રી કેળવણીના હીમાયતી તરીકે બહાર આવી ભારત ભૂમીની સ્ત્રીઓની ઉંચી હાલત લાવવા તથા સ્ત્રી જાતિના ઉધ્ધાર તથા ઉન્નતિ કરવા આપણા દેશમાં ઠેકાણે ઠેકાણે સ્ત્રી શિક્ષણ વર્ગો ખોલવાની યા ખોલાવવાની તેમજ કન્યાશાળાઓ, કોલેજો, જુદાં જુદાં સ્ત્રી મંડળો, જુદી જુદી સંસ્થાઓ ખોલાવવાની યોજના કરી છે. એવી રીતે સ્ત્રી કેળવણીના બીજ વાવ્યાં છે. તેનો લાભ હાલના જમાનાની બ્હેનપણીઓ પુરતી ઉલટથી લે છે ને વધુ પ્રમાણમાં લેશે. આ કાર્યનો મૂળ હેતુ કાંઈ પુરૂષના જુદાં જુદાં કલ્યાણ અર્થે નથી પણ સ્ત્રીનું હિત તેજ પુરૂષનું છે. આ ઉપરથી એક અંગ્રેજી નાટકકાર કહે છે કે સ્ત્રીઓ પુરૂષ પર સામ્રાજ્ય ચલાવે છે. માટે તેમને પુરૂષો જેવી સંપૂર્ણ બનાવવી કે જેથી તેઓ પુરૂષના દરેક કાર્યમાં મદદગાર થઈ શકે, ભવિષ્યની એક સારી પ્રજા પેદા કરવાને શકિતમાન બને, પોતાના બાળકની સંભાળ અર્થે મનોભાવથી, સ્નેહ બળથી, માયાળુ વર્તનથી તેના દરેક આચરણ ઉપર દેખરેખ રાખી તેને ઉત્તમ નાગરિક બનાવવા શિક્ષણ આપી શકે. એ માટે સ્ત્રી પોતાના મુખ્ય ગુણ માટે જાણીતી છે. પ્રેમી સ્વભાવ, સુંદરતા, ભકિતભાવ, સેવા અર્પણ ને પતિવ્રત પાળનારી છે તેમજ ફીદાગીરી દેખાડનારી છે, એમ ઘણા પુરાણા કાળથી અને કેટલાક દાખલાઓ ઉપરથી પુરવાર થઇ ચુકયું છે. એક સ્ત્રીની ખરી સેવા તે કંઈ પોતાના બાળકની યા કુટુંબનીજ સેવા કરવામાં જીવનો ખરો આનંદ સમજાતો નથી પણ આપણા

દેશની અજ્ઞાનતા, ગરીબાઈ, દુઃખ દરદો. જાત જાતના રોગો, ન્યાત જાતની કઢંગી રાહરસમો, બાળલગ્ન ને વિધવાપણાના દુખો વગેરેમાં છે. તે તપાસવાનું, તેની જાત મહેનત લઇ ને બેનપણીઓના દુઃખો ઓછાં કરવાં, તે સામે ટકકર ઝીલવાનું તેમાં જોઈતા સુધારા કરવા, આપણી માતૃભૂમિનો જય કરવા તથા તેની ગરીબાઈનું દુઃખ ટાળવા માટે સર્વે હિન્દ માતાની ખરી પુત્રીઓ તરીકે બહાર પડવાનો સમય હવે આવી પુગ્યો છે. આપણો દેશ પહેલી પંકતીનો આવે તે માટે જે કાંઈ ઉત્તમ હોય તે લઈને સ્ત્રી શીક્ષણનો ઉદેશ બહોળા પ્રમાણમાં કરવો જોઇએ. શિક્ષણનો મૂળ હેતુ એવો નથી થતો કે એક બે ભાષા બોલતાં શિખ્યા કે તેથી સ્ત્રીનું શીક્ષણ પુરૂ થયું પણ તેની મુખ્ય નેમ એવી જોઇએ કે કેળવણીના માર્ગે તેમની બુધ્ધિ, લાગણી, કલ્પનાશકિત ને સમાજીક ને નાગરીક ભાવનાની ઉંચી હાલતો ખીલે તેમજ તેમનામાં હોંશ ઉમંગ તેમજ નવા જુસ્સા રૂપી મનોબળ ને નવજીવન શકિત દરેકના હૃદયમાં ખુલ્લી પ્રકટી તેણી પોતે સુખી થઇ બીજાને સુખી કરવાનો પ્રયાસ કરે. તેમજ પુરૂષ તથા સ્ત્રી બંનેએ એક બીજા સાથે મળી સાધન સામગ્રી અને શકિતઓ સાથે પુરા પ્રેમથી બહાર આવી શકે ત્યારેજ દેશમાં રાષ્ટ્રીય ભાવના પેદા થશે ને સ્ત્રી જીવનનો કંઇક દરજ્જે ઉદય થશે અને દેશની ઉન્નતિ થશે.

એક વખતે અમેરિકાની સ્ત્રીઓના હૃદયમાં સ્વદેશ પ્રીતિની દાઝ જાગૃત થઈ હતી ને ધીમે ધીમે રાષ્ટ્રીય જીવનની સઘળી માહીતી મેળવી દેશની દરેક હીલચાલોમાં આગળ પડતો ભાગ લેતી થઇ ને દેશ સેવા બજાવવા ખાતર પુરૂષોના કાર્યમાં મદદ કરી તેમનો ભાર ઓછો કીધો હતો તેનો જીવતો દાખલો હવે હિંદી બેનપણીઓને લેવાનો છે.

જે સ્થિતિ તે વખતે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટમાં હતી તેજ અત્યારે આપણા દેશની છે. માટે આપણે તેમને પગલે

ચાલી આપણી જાતી મહેનતથી આગળ વધી આપણા પુરૂષો જે દેશની સંસારિક ને રાજકિય ઉન્નતિ માટે તન મન અને ધનના ભોગે જે શ્રમ ઉઠાવે છે ને તેઓ દેશની સેવા બજાવે છે, સ્વદેશી ને સ્વરાજ્યની ચળવળ ચલાવે છે, મ્યુનિસીપાલીટી લેજીસ્લેટીવ કાઉનસીલો વગેરેમાં વ્યાજબી હકક મેળવવા માટે સ્વમાન સાચવવા કમ્મર કસી જે બાથો ભીડે છે તેમાં સ્ત્રીઓ-એ આગળ પડતો ભાગ લેવો જોઇએ.

અત્યારે આપણે કયાં છીએ? એમ આપણે પોતાનેજ પુછી જોતાં એમ માલમ પડે છે કે સહવારથી સાંજ સુધી પેટની પૂજા કરવામાં, સગાંવ્હાલાં કે આડોશીપાડોશીની જુઠી કુથરી કરવામાં, સારાં નવી ફેશનના કપડાં કે ઘરેણાં પહેરવામાં, ગાડી-ઘોડા હોય તો તેમાં બેસી અહિંથી તંહી સહેલ કરવામાંજ આપણા દીવસો પુરા કરીએ છીએ ને જો જરા વાંચતાં લખતાં આવડતું હશે તો ઉપર ટપકેથી એક ન્યુસપેપર વાચીશું આ ઉપરાંત આગળ કાંઇ કરી શકતાં નથી. આપણામાંથી થોડીક ગણુ-તરી બેનો દેશની ઉન્નતિ માટેનો પ્રયાસ કરે છે. બેનો એમ કરવાથી કાંઈ વળવાનું નથી. જો આપણા ભાઈઓને મદદ ન આપીયે તો તેમનું કાર્ય સફળ થવાનું નથી. માટે મારૂ નમ્ર કહેવું એવુંછે કે આપણે એ બધી બાબતો શું છે તેને લગતો થોડાક અભ્યાસ કરવો જરૂરનો છે. ગર્વમેન્ટ એટલે શું તેનો વહીવટ કેમ ચાલે છે, કોનગ્રેસ એટલે શું, મ્યુનીસીપાલીટી એટલે શું, તેનું કાર્ય શું છે, આપણા દેશના મહાન પુરૂષો કોણ હતા, અત્યારે કોણ છે, તેઓએ શું શું કામો દેશ સેવા અર્થે કર્યા છે, આપણા દેશનો રાજવહીવટ કેવો છે (હોમરૂલ, ડેમોક્રેસી ઓટ્રોક્રેસી, બ્યુરોક્રેસી) એશબ્દો એટલે શું? એ બરોબર સ-મજી તેને લગતું જ્ઞાન મેળવી આપણે પુરૂષ વર્ગને બતાવવું જોઇએ કે તેમના કાર્યમાં આપણે સ્રીઓ પણ ઉલટથી ભાગ લઇએ છીએ.તેમને ધીરજ આપી તેમના કાર્યમાં મદદ કરવી.

તે કેવી રીતે કે દાખલા તરીકે સ્વદેશી માલની હીમાયત કરવી. બનતા સુધી આપણા કપડાં, ખોરાકી, બુટ મોજાં વગેરે ચીજોમાં સાદાઈ વાપરી દેશમાં બનતો માલ ખરીદવાની કોશિષ કરવી. જેથી એક તો દેશનો પૈસો દેશમાં રહેશે ને બીજું દેશના ઉદ્યોગને ઉત્તેજન મળશે, ત્રીજુ તમારા આડોશીપાડોશી તમારો દાખલો લઈ દેશી માલ ખરીદશે ને ચોથું આપણે પુરૂષ વર્ગને દેશ સેવા બજાવવાનો માર્ગ સરળ કરી અપીશું. પાંચમુ આપણાં કુમળાં મગજ ઉપર દેશભકિત વિષેના પ્રેમ ભાવને મજબુત રીતે ઉત્પન્ન કરીશું. એ રીતે ખરા દેશ હીતકારી સ્ત્રીપુરૂષનો દેશમાં વધારો થશે. તેજ પ્રમાણે સંસારીક રીતારિવાજોમાં આગળ પડતો ભાગ લઈ પુરૂષો સામાજીક સુધારો કરવામાં સ્ત્રીઓને ઠપકો આપે છે તે જો આપણે ઘણી બેનપણી સાથે મળી વ્રત લઈએ કે છોકરીનાં વિવાહ સોળ વર્ષ પછીજ કરવાં. મરણ કે લગ્ન ટાંકણે ફુલણજી થઈ અથવા તો માન અકરામ મેળવવાના લોભોમાં ખરી મહેનતના સકમાઈના પૈસા ન્યાતવરામાં ઉરાડી નાખવાની આપણી સ્ત્રીઓ જો મના કરશે તો પછી પુરૂષો કદી પણ જન્મો જન્મ સુધી કરજના બોજા તળે કુચડાવા હા પાડશે નહિ.

બીજું માતાનું મહાન કાર્ય એ છે કે જેને ઘેર દીકરી હોય તેને દશ કે અગ્યારમે વર્ષે ભણતી ઉઠાડી લઈ તેના ભવિષ્યનો નાશ કરે છે. ને પોતાના સ્વાર્થ ખાતર તેણીને કેળવણીથી પછાત રાખે છે. એવી રીતે તે સ્ત્રી જીવનનું હીત બગાડીને બીચારી પુત્રીનો આખો જન્મારો અજ્ઞાનતામાં રાખે છે. એ રીતે પણ દેશની સેવા બજાવવામાં માતાઓ પછાત પડે છે માટે હાલના જમાનામાં એવા સામાજીક સુધારાના સવાલો ઉપર અજવાળું પાડી તેમાં સુધારો કરવો જોઈએ.

આપણે સ્ત્રી જાતી તરીકે એકસંપથી કામ કરનારા ધૈર્યવાન દૃઢ નીષ્ટાવાળાં થઈશું. આપણી ખામીઓ શું છે તે

સુધારવાની મહેનત આપણે પોતે લઈશું નહિ ત્યાં સુધી આપણા પુરૂષોને મદદગાર થઈશું નહિ.

વળી બીજું આપણા કુટુંબમાં અડોશીપાડોશીના જીવનમાં પણ કંઈક નવજીવન શકિત આપી શકીયે. વિધવા સ્ત્રીઓના જીવન માર્ગમાં પ્રકાશ રેડી શકીયે.

કેટલાક કુટુંબોમાં દારૂને જુગારનું વ્યસન વધી ગયું છે તેથી શારીરિક અને માનસીક શકિતને નુકસાન પહોંચે છે. તે સ્ત્રીઓ પ્રયત્ન કરી પોતાના ભાઈ ધણી દીકરાને તે બદીમાંથી બચાવી લેવાનો ને તેમનું દુઃખ ઓછું કરવાનો પ્રયાસ કરીશું.

આપણી દ્રષ્ટિ મર્યાદા વિશાળ કરી જોઈશું તો જણાશે કે દુનિયાના જુદા જુદા દેશોમાં સ્ત્રીઓ હાલ ઘણુંજ કામ કરે છે. ઇંગ્લંડમાં પુરૂષ વર્ગ લડાઈમાં ભાગ લઇ શકે તેટલા માટે પુરૂષ વર્ગનું કામ સ્ત્રીઓ કરે છે. સ્ત્રીઓ મોટરો હાંકે છે ટ્રામ ને ટેલીગ્રાફનું કામ કરે છે કારખાનામાં દારૂગોળો બનાવે છે. ખેતીવાડીનું કામ કરે છે. ખોરાકીના પદાર્થો તૈયાર કરે છે રોજના ગૃહવ્યવહારમાં વધારે લક્ષ આપી કરકસર ને સાદાઈથી રહેવા માંડી છે.

રૂશીઆમાં સ્ત્રીઓની એક ફોજ તૈયાર થવા માંડી છે. વળી કેટલેક ઠેકાણે મીત્ર રાજ્યના ઘાયલ થયલા સીપાઈઓથી સારવાર કરવા દરેક ભાગમાંથી સ્ત્રીઓ બહાર પડી છે. એવી રીતે દરેક રીતની ઉન્નતિમાં સ્ત્રીનો હાથ છે.

હવે આ બદલાયલા જમાનામાં હિંદની પુત્રીના કર્તવ્યો શું છે. તે સ્ત્રી મંડળો ને ભગિની સમાજ, આર્ય સમાજ સેવાસદન, વિધવા આશ્રમો વગેરે એવા મંડળોના મેમ્બરો થઈ બની શકે તો તનમન ધનથી મદદ આપી દેશની સ્થીતિ સુધારવી એજ આ જમાનાની શુભ પ્રગતી છે. એજ માતૃભૂમિની ખરી સેવા બજાવેલી ગણાશે ત્યારેજ હિંદની પુત્રીઓમાં ખરૂં નવજીવન પ્રકટી નીકળશે એજ આપણો ઉદ્દેશ છે. જે સફળ કરવા ઇશ્વર આપણા કાર્યમાં સહાય થાય એવી પ્રભુની પ્રાર્થના છે.

## જુના કાલના શિક્ષકો અને શિષ્યો

सर्वं द्रव्यषे विद्यैव द्रव्यमांहुरनुत्तमम्
अहार्य्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा

ભાવાર્થ. સર્વ ધનોમાં વિદ્યારૂપી ધન ઉત્તમ છે. કારણુ કે વિદ્યા રૂપી ધનને કોઈ ચોર લોકો ચોરી શકતા નથી, તેમ વિદ્યારૂપી ધનનો નાશ પણુ થતો નથી; તથા અમુલ્ય હોવાથી કંઇ મુલ્ય આપવાથી પણુ બજારમાંથી વેચાતી મળી શકતી નથી. એ માટેજ તે સર્વદા અક્ષય છે.

એવું કહેવામાં આવ્યું છે કે આગલા પુરાતન કાળમાં શિક્ષકો પોતાના શિષ્યોને નાની વયે જ્યારે તેઓના કોમળ મગજ ઉપર જેવી છાપ બેસાડવી હોય તે પ્રમાણે પોતાના ધર્મ સંબંધી રીત રિવાજ મુજબ ધર્મપોથીઓમાંથી પ્રાર્થનાના ચોક્કસ કલામો બાળકને શીખતાં હતા. એથી તે બાળકના મગજ ઉપર પરમેશ્વર કોણુ છે, શું શું તેની અદભુત શકિતઓ છે તેનું શિક્ષકો તરફથી વાર્તારૂપી બ્યાન કહેવામાં આવતું હતું. હવે તે બાળક પોતાની નાજુક વયેની અનહદ જીજ્ઞાસાને લીધે પોતાના પ્રભુની મહાન શકિત શોધવા જાણુવાને વધારે આતુર થતું, અને તેના ખ્યાલમાં તેને યાદ કરાવવાને માટે શિક્ષકો તેમની ધર્મપોથીનીજ પ્રાર્થનાના ચોક્કસ શ્લોકોનું ધ્યાન વગર સમજવે શિષ્યો પાસેથી કરાવ્યા જતા હતા. તોપણુ તે શિષ્યો મનથી એટલું તો સમજતા હતા કે પોતાના પેદા કરનારની યાદમાં મશ્ગુલ રહી તે મહાન શકિતને પીછાનવા કોશેશ કરતા ને તેની બક્ષેલી ન્યામત માટે ઉપકાર માનતા હતા. એવી રીતે જુના જમાનામાં માબાપો પોતાના બાળકને શિક્ષણુ મેળવવા ધર્મગુરૂઓ આગળ મોકલી આપતા હતા. હાલના

વખતનાં જેવી શિક્ષણ શાળાઓ કે યુનીવર્સીટીઓ પહેલાં નહિ હતી. એક બાળક નાજુક વયેજ ધર્મગુરૂ આગળ દિવસનો ઘણો ભાગ ત્યાંજ ગુજારતું હતું. તે પોતાના ગુરૂ મારફતે ધાર્મિક શિક્ષણ મેળવતું. અને પછી મનની શકિતઓ ખીલવવામાં તથા ગુરૂ સેવા કરવામાં મહેનત લેતું હતું તે વખતે ગુરૂ એક પિતા તરીકે બાળકના મગજનો તેમજ શરીરનો હવાલો લેતા ને તેના ગુણ દોષો શું છે તે તપાસી પછી તેને વિદ્યાજ્ઞાનનો ઇનસાફ આપવામાં આવતો હતો તે વખતે કહેવામાં આવતું હતું કે બાળકે શિક્ષકની શિક્ષાનો અનર્થ કરવો જોઈતો નથી. તે વખતે શિષ્યો પોતાના ગુરૂને એક પરમેશ્વરની માફક પૂજતા હતા અને પડયો બોલ ઉચકતા હતા અને તેમ થવું જોઈએ. કારણ કે શિક્ષકનું કામ એક બાળકને નાદાન્યતમાંથી ઇનસાન્યતમાં લાવવાનું છે. તેથી બાળપણમાં જે છાપ પડયો હોય તે બાળકને તેની હંમેશની જીંદગી સુધી ટકી રહે છે તે કદી ભુસાતો નથી. આ સંસારમાં મનુષ્ય શરીર ધારણ કર્યા પછી વિદ્યા અભ્યાસ જેણે કર્યો નથી તેનું જીવન સંસાર નિષ્ફળ ગણાયલુ છે. ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

विद्यया देवलोको वै लोकाना
श्रेष्टस्तस्मा हिद्यां प्रशसन्ति

ભાવાર્થ—જે મનુષ્ય વિદ્યા અભ્યાસ કરે છે, તેજ પુરૂષ દેવતાના સ્થાનને પ્રાપ્ત કરે છે. એજ મતલબથી વિદ્યાની પ્રસંસા કરવામાં આવે છે.

જે પ્રમાણે માતા પોતાના બાળકનું પાલણ પોષણ તથા રક્ષણ કરે છે, તેજ પ્રમાણે મનુષ્યનાં આત્માનું પાલણ કરનાર વિદ્યારૂપી માતા છે જોકે એક માતા તો પુત્રનું બાલ્યવસ્થામાંજ રક્ષણ કરે છે પણ વિદ્યારૂપી માતા તો સર્વ અવસ્થામાં રક્ષણ કરે છે.

આપણે પુરાતન કાળથી જોતા આવ્યા છીયે કે એક દેશની પ્રજાની ઉન્નતિનો આધાર સારા કેળવાયલા શિક્ષકો ઉપર લટકેલો છે. જોકે શિક્ષકનો ધંધો આબરૂ ભરેલો ને માનપૂર્વક છે, તોપણ અફસોસની વાત છે કે આપણા દેશમાં શિક્ષકનો દરજ્જો ને તેનું ગુજરાનનું સાધન પુરતું મળતું નથી. જેમ બીજા સુધરેલા દેશોમાં શિક્ષકોને પોતાનો મોભો જાળવવાને માટે સારાં સાધનો મળેલાં છે, તેમ આપણા દેશમાં નથી. આપણા દેશમાં આજકાલ ઉંચી કેળવણી સંપાદન કર્યા પછી, એક શિક્ષક જો સખત મહેનત કરે તો પછી તે સહેજ સારૂં કમાઈ શકે છે. જેથી આ ઉત્તમમાં ઉત્તમ બીન સ્વાર્થીને ડહાપણ ભરેલા ધંધા તરફ ખેંચવાનો હાલમાં જેવો જોઇએ એવો ભાવ રહેતો નથી. જો હાલની સ્કુલોની અને શિક્ષકોની હાલત સુધારવી હોય તો હાલમાં તેઓને મળતા પગારમાં તેઓની લાયકાત જોઇને વધારો કરવોજ જોઇએ.





## ગાફીલ મુસાફર.

દરેક મનુષ્ય પ્રાણીને જન્મ અને મરણ વચ્ચેની મુદતમાં ત્રણ તબક્કામાંથી પસાર થવાનું છે—બચગી, જુવાની અને બુઢાપો. આ ત્રણે તબક્કામાં સૌથી બળવાન તબકકો જોઈશું તો જુવાની છે. બચપણ તો નિર્દોષ રમત ગમતમાં પસાર થાય છે; બુઢાપામાં મનુષ્યના અવયવો સુસ્ત પડી જવાથી તેની હીલચાલ મંદ પડી જાય છે; પણ જુવાનીમાં એક સ્ત્રી યા પુરૂષ સારે યા નઠારે માર્ગે જવા સારૂં પુરતું લોહી ધરાવે છે.

એક ઈંગ્રેજ ગ્રંથકાર લખે છે કે—

"There are in man in the beginning and at the end two blank book-binder's leaves—*childhood and old age.*"

એટલે બુક-બાઈન્ડર ચોપડી બાંધતી વખતે જેમ શરૂઆતમાં અને છેવટે એક કોરૂં કાગળ મુકીને ચોપડી બાંધે છે, તેમજ માણસની શરૂઆતનું કોરૂં પાનું તે તેની નિર્દોષ બચગીનો વખત છે; વચગાળેની ચોપડી તે તેની જુવાનીનું દાસ્તાન, નેકી અથવા બદીથી ભરપૂર છે; અને છેવટનું પાનું તે તેનો બુઢાપો છે, જે પણ એક કોરા કાગળની માફક વગર લખાયલો સફે છે.

હવે આપણે ગાફીલ મુસાફરની એક કાહણી શરૂ કરીશું:—

એક વખત એક મુસાફર પોતાની સાથે ઘણાંક હીરાજડીત રત્નો લઇ મુસાફરીએ નીકળ્યો. તેને પોતાના શેહેર તરફ પહોંચવા માટે એક જંગલમાંથી પસાર થવાનું હતું. તેવામાં રાત પડી તેથી ચોરો અને લુટારૂઓની બિહિકથી એક નજદીકના ગામમાં વાસો કરી તે થાકેલો મુસાફર ઉંઘાઈ ગયો. સહવારે જલદીથી ઉઠી એક નાળાંમાં સ્નાન કર્યું, પછી દાતણ કરવા એક નજદીકના ઝાડની ડાંખલી લઈ દાતણ કીધું. કમભાગ્યે તે ડાંખળી કેફી નીકળી, જેથી પેલા મુસાફરને ખુબ કેફ ચઢી. તે છતાં તે રસ્તો કાપવાને જેમ તેમ લઠડતો ચાલતો હતો. તેવામાં તેની પૂઠે ગામના છોકરાં ચીડવવા લાગ્યા. તેથી તે વધારે ઉશ્કેરાઈ ગયો અને બુમો પાડી તેઓને દુર કરવા ગુસ્સાથી પોતાની પાસે અમુલ્ય રત્નો હતાં તે પત્થરને બદલે ફેંકવા માંડયાં. છોકરાઓએ એવા લીલા પીળા કાચના કટકા રમવાના જોઈ તેને વધારે ઉશ્કેરી જે હતા તે બધા કઢાવી લીધા, ત્યાં સુધી તેનો પીછો છોડયો નહિં. એટલામાં તેને રસ્તામાં એક ખાલી મકાન નજરે પડયું, ત્યાં તે ભરાઈ બેઠો. પણ તે ઘરનાં બારી બારણા ખુલ્લાં જોઈ પેલા છોકરાઓ ત્યાં પણ પજવવા લાગ્યા. અંતે કંટાળી તેણે તે ઘરની પાંચ બારીઓ હતી તે બંધ કીધી અને પાછો ખુબ ઉંઘમાં પડયો, હવે જ્યારે તેની કેફ ઉતરી ગઈ ત્યારે તેને પોતાના અમુલ્ય રત્નો યાદ આવ્યાં. પણ તેની સંભાળ લેવા જાય છે, અને ખીસામાં હાથ નાખી જુએ છે, તો તે કીમતી ઝહવેરાત મળે નહિં! જ્યારે તેને ભાન

થયું કે કેફની મુંઇમાં પેલાં રત્નો તો છોકરાઓ ઉપર પથરાને બદલે ફેંકી દીધાં હતાં, ત્યારે તેણે રોવા માંડયું અને તેના દુઃખનો પાર રહ્યો નહિં.

આ વાર્તા એક અલંકારીક દાખલા રૂપે છે. થીયોસોફીની ફીલસુફી પ્રમાણે એની મતલબ એ છે કે આ દુન્યા તે એક શેહેર છે; કેફી ડાંખલી તે આ દુન્યાની માયાવી જાલ છે, કે જેમાં જુવાનીના બહારથી પુલાઇ માનવીઓ ભમાઈ જાય છે. ખાલી ઘર તે માણુસના શરીરનું ખોખું છે, જેની અંદર પાંચ બારીઓ તે શરીરની પાંચ ઇંદ્રીયો છે. મુસાફરને ચીડવનાર છોકરાં તે કામ, ક્રોધ, લોભ, મોહ ને મદ છે, કે જે ઇંદ્રીયોનાં વિષયો છે. તેની પાછળ રહેલી ગુપ્ત શકિતઓ તે અમુલ્ય રત્નો છે, જે આત્માનું દ્રવ્ય છે, તેને પત્થરની માફક ગણી ગુમાવી દેવામાં માનવી મુસાફર ગાફીલ બન્યો છે. માનવી શાંતી ચાહે છે, પણ જ્યાંસુધી આપણામાંના ઇંદ્રીય વિષય રૂપી દરવાજા ખુલ્લા છે ત્યાં સુધી આપણું મન અંકુશમાં રહેતું નથી અને શાંતી મેળવવીજ અશ્કય છે.

માનવીના ઇંદ્રીય વિષય રૂપી દરવાજાઓ જ્યારે બંધ થાય છે ત્યારેજ આત્મામાં રહેલી ગુપ્ત શકિતઓ ખીલવા માંડે છે. જેમ ઉપલી વાતમાં જણાવ્યું તેમ કેફ ઉતરી ત્યારે તેને પોતાના અમુલ્ય રત્નો શોધવાનું અને જોવાનું ભાન આવ્યું. તેમજ માનવીઓ પોતાનો અમુલ્ય વખત અને ગુપ્ત શકિતઓ દુન્યવી મોજ મજાહ પાછળ નકામા ગુમાવી દે છે. એ બધી મજાહો ભોગવવા છતાં તેને ખરી શાંતી મતીતી નથી, ત્યારેજ તેને ભાન આવે છે કે આ દુન્યાના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને વાસના રૂપી માયામાં લપટાઈ આપણુ ગાફીલ મુસાફર જેવા બની ગયાં છીયે. માટે એ ગફલતીનો પડદો માનવીની આંખો ઉપરથી ઉંચકવો જોઇયે. ત્યારેજ સુખ, શાંતી અને આનંદ પોતાની અંદરજ સમાયલો માલમ પડે છે, જેને બહાર શોધવાની જરૂર નથી. બહારની માયા ઉપર જાન કુરબાન કરવા

કરતાં અંદરની દોલતને મેળવવાથી તે આનંદના અમૃત ઝરા નજદીક પોહોંચાશે. એક સંતે કહ્યું છે કે—

"માલા ફેર જુગ વિત્યો ટલે ન મનકા ફેર,
તનકા મનકા છોડકર મનકા મનકા ફેર."

બહારથી સુખ મેળવવાની આશામાં અહીં તહીં ફોકટ દોડવા કરતાં મન જે આનંદની ચાવી છે, તેને કાબુમાં લેવાથી આત્માનો ખજાનો મેળવાય છે. માનવીનું મન એક પળવારમાં ઈંદ્રીયોના સ્વાદથી કાંઈ તરેહવાર કર્મ કરી નાખે છે. અને પવિત્ર સંતોએ કહેલી શીખામણ પ્રમાણે નહિં ચાલી પોતાનો અમુલ્ય જન્મ ગફલતીમાં પસાર કરે છે. પણ માનવીનું મન વશ થતાંજ ઈંદ્રીયો કાબુમાં આવે છે, એ માટે કબીરજી કહે છે—

"મન મરતક ભયા, દુર્બલ ભયા શરીર,
પેડે લાગા હરી ફિરે, યું કહે દાસ કબીર."

જ્યારે માનવીનું મન મરી જાય યાને બાહેર ભમતું અને દુન્યાને વશ થતું અટકે, તેમજ પાંચે ઈંદ્રીઓના ખેંચાણથી દુર થાય, ત્યારેજ શરીર આસુદું થાય, અને ત્યારેજ મન એક ખુદાને મલવા તથા આત્માનો અમુલ્ય ખજાનો શોધવાને તૈયાર થયલું કહેવાય. તેમજ વળી તે સ્થિર થવાથી આત્મામાં રહેલી ગુપ્ત શકિતઓ ખીલવા માંડે છે. એવી રીતે ગફલતીમાં પડેલો મુસાફર પાછો આ જીંદગીમાં નવી રોશની મેળવવાને શકિતવાન થાય છે અને પછી ખુદાના વિચારમાં લીન થઈ જાય છે. એક વિદ્વાનનું એવું કહેવું છે કે એક્કી વેળા એક જગ્યામાં બે ચીજ રહી શકિત નથી તેમ કામ અને રામ બેઉ એક્કી વેળા મનમાં કેમ રહી શકે? જ્યારે એક ચીજ તજીયે ત્યારેજ બીજી ચીજ આવી શકે. તેવીજ રીતે જ્યારે મનમાંથી ઈંદ્રીઓની મજાહના વિચારો દુર થાય ત્યારેજ માનવીનાં મનમાં ખુદાનો વાસો થાય, ત્યાં સુધી તો નહિંજ! આપણા અંતઃ-કરણમાં જે ખુદાની આરસી છે, તેમાં જોવાને ગફલતની ઉંઘમાંથી બીદાર થઈશું ત્યારેજ તેનો આનંદ, તેની રોશની અને તેનું સુખ મેળવવાને ખરાં ભાગ્યશાળી થઈશું.

## મહાત્મા શ્રી સુદામાજીના ચરિત્રમાંથી કાંઈક સમજવા જેવી બાબત.

આગલા વખતના મોટા મહાન પુરૂષોના ચરિત્ર જાણવાથી સાંભળવાથી અને વાંચવાથી આપણી જીંદગીમાં એક નવી જાતની ભભક આવે છે. આપણા આત્માને એક જાતનું નવુંજ બળ મળે છે. આપણી બુદ્ધિને નવો ખોરાક મળે છે. આપણુ મન વિશાળ બને છે. અને આપણી લાગણીઓમાં ઉત્તમ પ્રકારની ઝમઝમાટ આવી જાય છે. કારણ કે તેઓના જીવન ચરિત્રો ઉપરથી તેમને જીંદગીમાં શું શું જાત જાતની અડચણો ભોગવવી પડી, શા શા કારણથી અડચણો ખમવી પડી, કયા કયા ઉપાયો કરવાથી તેઓ છુટી શકયા, એ બધી અનુભવી કુંચીઓ આપણને મળી જાય છે, ને તેથી આપણી જીંદગીમાં નવું જોર આવે છે. તથા મન ઉપર કાંઈક નવુંજ અજવાળું પડે છે ને તે અજવાળાથી આપણે પોતે ઘણું કરી શકીએ છીએ, માટે અસલના વખતના એવા મહાન ભકતોના તથા હાલના વખતના મહાન મનુષ્યના જીવન ચરિત્ર જાણવા, સાંભળવા ને વાંચવાની મુખ્ય ફરજ છે.

એ એક આપણી જીંદગી સુધારવાનો ઉત્તમ ઉપાય છે માટે આજે મહાત્મા શ્રી સુદામાજીના જીવન ચારત્રમાંથી કેટલીક સમજવા જેવી બાબતો કહેવાની તક લઉં છું. મહાત્મા સુદામાજી એટલા બધા ભક્તિવાન હતા કે તેમની બરોબરી કરનારા ઘણાજ થોડા હશે. એવું કહેવાયલું છે કે મોટા મોટા કવિઓ, પંડીતો, અને ભકતો દરેક દરેક હરિ કથા કરનારાઓ વારંવાર ઠેકાણે ઠેકાણે સુદામાજીના ચરિત્રના રસિક ને અસરકારક વર્ણન કર્યા કરે છે. જે હાલમાં હજારો જન ઘણા આનંદથી સાંભળી હરખાય છે.

હવે આપણને વિચાર આવે છે, કે જે મહાન ભક્તનું ચરિત્ર દરેક ઘેરે ઘેર હોંશે ગવાય છે અને જે બીજા ભક્તો કરતાં ઘણી બાબતોમાં શ્રેષ્ટ છે, તે શ્રીકૃષ્ણ ભગવાનના મિત્ર હતા અને તેમની સાથે અભ્યાસ કરનારા પવિત્ર બ્રાહ્મણ ભક્તરાજ સુદામાજી છે. જે એટલા બધા ધનની બાબતમાં હરીફ કેમ રહ્યા? એ સવાલ વિચારવા જોગ છે. એ માટે એમના જીવન ચરિત્રમાં એવું કહેલું છે કે એક વખત શ્રીકૃષ્ણ ભગવાન તથા સુદામાજી ગુરૂના યજ્ઞ સારૂ કાષ્ટ લેવા માટે એક જંગલમાં ગયા હતા એ વખતે વરસાદ તથા વાવીઝોડાંને લીધે તેઓ વખતસર ઘેર આવી શકયા નહિ, અને બંને બાળકો નાની ઉમરના તેથી ભુખ પણ બહુ લાગેલી હતી. પણ જ્યારે તેઓ જંગલમાં ગુરૂને ઘેરથી નીકળ્યા, ત્યારે ગુરૂપત્નિએ થોડા ચણા-દાળીઆ સુદામાજીને આપેલા હતા. અને કહ્યું કે કૃષ્ણ સાથે તમો બંને ખાજો પણ એ વાતની એ વખતે સુદામાજીને ખબર ન હતી કે પાછળથી એનું ફળ શું આવશે તેથી સુદામાજીને ઘણી ભુખ વાગી ત્યારે પોતે એકલા દાળીઆ ખાઈ ગયા અને તેમાંથી શ્રીકૃષ્ણને જરાક પણ ભાગ આપ્યો નહિ. એ ભુલને માટે તથા એ પાપને માટે સુદામાજી જીંદગી સુધી દરિદ્ર રહ્યા હતા.

હવે ભાઈઓ અને બહેનો આ ઉપરથી આપણે વિચાર કરવો જોઈએ કે સુદામાજી એક બાળક હતા. વળી ભુખ લાગી હતી એટલુંજ નહિ પણ ચણાના દાળીઆ પણ ઝાઝા હતા નહિ માત્ર મુઠ્ઠીભરજ હતા. અને તે વળી કોઈના આપેલ હતા તેમાંથી પોતાના દોસ્ત શ્રીકૃષ્ણને ભાગ ન આપ્યો તે સારૂ તેને જીંદગીભર દરિદ્ર થવું પડયું.

ત્યારે હવે આપણને એ ઉપરથી વિચાર કરવાનો છે કે આપણે તો મોટી ઉમરના છીએ, સઘળું સમજીયે છીએ, સારા સાધનોવાળા છીએ, અને ઘણી જાતની સગવડો તથા અનુકૂળતા વાળા છીએ,. હાલની વીસમી સદીના નવા જમાનામાં જન્મેલા

હોવાથી હરેક જોઇતા ભોગો ભોગવીએ છીએ. અને એમ છતાં જો આપણે પ્રભુને અર્થે આપણા શા હાલ થશે એ એક માત્ર સુદામાજીના નજીવા દાખલા ઉપરથી આપણને ખરો બોધ મળે છે કે માત્ર મુઠી ચણા હતા તેમાંથી બીજાને ભાગ ન આપ્યો, ને પોતે એકલું ખાધું તે સારૂ જીંદગીભર નીર્ધન રહેવું પડયું. ત્યારે જો આપણી પાસે છતાં સાધનો હોય ને ભલાઈ નહિ કરી શકીએ અને આપણા જાત બંધુઓનું ભલું નહિ ઇચ્છીએ યા કરીયે તો આપણા શા હાલ થશે વળી આ દાખલા ઉપરથી ખુલ્લું સિધ્ધ થાય છે અને શાસ્ત્રની એવી આજ્ઞા છે કે જયાં સુધી માણસો બીજા માણસોની સાથે ભલાઈ ન રાખે, અને ભકિતનો કે પ્રભુ પ્રેમનો ખોટો દાવો કરે, તેઓ જુઠા છે કારણ કે બાપ તરફ હેત રાખીએ અને તેનાજ છોકરા તરફ વેર, અદેખાઈ ને ઝેર રાખી ફરીયે તે કાંઈ ખરી ભકિત કહેવાય નહિ. પણ જયારે પ્રભુનાજ બનાવેલા જીવોની તરફ અતિશય પ્રેમી ભાવથી વર્તીએ, સૌની સાથે આપણી સ્થિતિના પ્રમાણમાં તથા પોતાની શકિતને આવડત પ્રમાણે તેમને સહાયક થઈએ, તોજ આપણી ભકિત ફળીભૂત થઈ શકશે.

ઘણાં માણસોનું એવું કહેવું છે કે અમારી પાસે જો ઘણું ધન હોતે તો અમો ઘણો ખર્ચ કરતે. ઘણાકો કહે છે કે અમારામાં બહુ વિદ્યા હોતે તો અમો બીજાને શીખવતે. ઘણા માણસો એમ કહે છે કે જો અમારી પાસે સત્તા હોતે તો અમો ઘણું કરી શકતે. પણ ખરેખર જોતાં એ બધાં બહાના કાંઇ કામના નથી. જો આપણે એમ મોટી આશા રાખી ખોટી ખોટી વાતો જોવી, એ કાંઇ સમજુ માણસોનું કામ નથી, આપણુ માનવીની તો ફરજ છે કે પ્રભુએ જે કાંઇ તમને યથા-શકિત આપેલું છે, તેમાંથી તમારી શકિત, હોશિઆરી ને આવડતના પ્રમાણમાં દેશ, કાળ વગેરે સ્થિતિ જોઈને આપણા ભાઈ બંધુને થોડોક ભાગ પ્રભુ અર્થે આપવો જોઇએ. કારણ

કે આપણને જે ચીજો પ્રભુએ આપી નથી તેને માટેનો હિસાબ તે કાંઈ આપણી પાસે માગવાના નથી પણ આપણી ઉપર કૃપા કરીને જે વસ્તુઓ, તથા જે શકિતઓ, તેણે આપણને આપેલી છે તેનોજ હિસાબ પુછશે. આ ઉપરથી જોતાં આપણને જણાશે કે જો તરસ્યા મુસાફર લોક સારૂ પાણીનું તળાવ ન ખોદાવી શકીએ કે નહેરો ન બંધાવી શકીએ તો પણ તરસ્યા લોકોને પાણી પાઈ શકીએ તેટલાં તો શકિત-માન છીએ. જો આપણે ઝાઝું ભણેલા ન હોઈએ, તેથી કાંઈ કોઈને સહેજ પણ ન શીખવી શકીએ એમ તો કાંઈ નથીજ. તોપણ આપણા છોકરાંને કક્કો, બારાખડી કે અંક વગેરેનું, તથા તેમને કેટલાક નીતિના પાઠો કદી સંભળાવી શકીશું. આપણે નવી નિશાળો, કલાસીસો, કે પાઠશાળાઓ, ખોલાવી શકીએ તેટલાં શકિતવાન તો નથી, પણ તેને બદલે આપણા પડોશીના વિદ્યાર્થી ભણી શકે, તેવી તેઓને ચોપડી, દી, કે સારી સલાહ આપીએ અથવા તેમની ભલામણ કરી શકીએ તેમ છીએ તો તેવી તકને પણ શા માટે ગુમાવવી જોઈએ ? આપણામાંના ઘણાકો એવી અમુલ્ય તકો હાથ ધરતાજ નથી ને તેનો લાભ બીજાઓને આપવાની દરકાર કરતા નથી. આપણે પોતે મનથી સમજીએ છીએ, કે વિદ્યા એ ઉત્તમ છે, અને જ્ઞાન વિનાનું જીવન એક પશુ તુલ્ય છે, એટલુંજ નહિ પણ એમ સમજીએ છીએ કે સ્ત્રીઓને ભણાવવી જોઈએ. જ્યારે સ્ત્રીઓમાં સુધારો થશે, ત્યારેજ આપણા દેશની, આપણા ઘરની, છોકરાંની તથા ભવિષ્યની પ્રજાની ખરેખરી ઉન્નતિ થઈ શકશે. તે છતાં આપણે તેમને ભણાવવાની જેટલી જોઈએ એટલી કાળજી રાખતાં નથી. હવે આપણને મહાત્મા સુદામાજીના ચરિત્ર ઉપરથી પુરો ધડો મળે છે, કે જ્યારે મુઠી ચણાનો હિસાબ પણ તેને આપવો પડયો અને એમાં તેમને ગફલતી થઈ, તેથી તેઓને મહાન્ દરિદ્રતા ભોગવવી પડી, ત્યારે

આપણાં બધા કામોમાં આટલી બધી બેદરકારી ને ગફલતી રહે છે, તેનું પરિણામ શું નહિ ભોગવવું પડશે? પ્રભુનો કાયદો એકજ સરખો કુલ કુદરત ઉપર લાગુ પડેલો છે. જેમ આપણે આ દુનિયામાં એક બીજાનો સ્વાર્થ સાધવા બિચારાં મુગાં પ્રાણીઓ તરફ ખોટી રીતે વર્તી તેમને સતાવીએ છીએ, તેવાં રીત રિવાજ કાંઈ પ્રભુને ત્યાં નથી. તેની દરબારમાં પાપ ને પુણ્ય એકજ ત્રાજવામાં તોળાઈ તેનો ખરો ઈન્સાફ મળે છે.

કેટલીક વખતે આપણાથી જોઈએ તેવો પરમાર્થ કરી શકાતો નથી. તેનું મુખ્ય કારણ એ છે કે આપણે સારા વખતની વાટ જોયા કરીએ છીએ. કેટલાંક જો વાંઝયા હશે, તો કહેશે કે અમારે ત્યાં દીકરો કે દીકરી આવશે, તો તેની ખુશાલીમાં ફલાણું કામ કરીશું, ગરીબોને અમે મદદ કરીશું ને તેમના દુઃખો કાપશું વગેરે. કેટલાક જણાવશે કે અમોને ઘણો પૈસો મળે તો અમો કેળવણી પાછળજ બધો પૈસો ખર્ચી નાખીશું. કેટલાક ધારે છે કે વીલમાં લખી જશું કે છોકરાંઓને ત્રસ્ટી ધરમ કરશે, એવી આશામાંને આશામાં માણસો રહી જાય છે, અને હાથમાં આવેલી અમુલ્ય તકોને ગુમાવી દે છે. તેથીજ માણસો પરમાર્થના કામો કરવામાં પછાત રહી જાય છે. હવે સુદામાજીના ચરિત્ર ઉપરથી ખુલ્લું માલમ પડયું છે કે, એક મુઠીભર ચણા નહિ આપ્યા, તેની ભુલને ખાતર તેવણને આટલું બધું દરિદ્રતાનું દુઃખ ખમવું પડયું ત્યારે જો આપણા હાથમાં આવેલી ઘણી તકો ગુમાવી દઈ જીંદગીમાં તેનો સારો ઉપયોગ ન કરીએ તો આપણા કેવા હાલ થશે, એને માટે ખ્યાલ કરવો ઘણોજ મુશકેલ છે.

**દોહરો.**

દેહી ધારો કો એહી ફળ દેહ દેહ કુચ્છ દેહ
દેહ ખેહ હો જાયગા ફીર કોણ કહેગા દેહ.

સમજ—જેઓ પરમાર્થી રીતે ચાલનારાં છે, તેઓ તો સમજે છે, કે મોડું કે વહેલું આપણને મરી જવું છે. અને કાંઈ પણ સાથે આવે તેમ નથી. ખાલી હાથે આવ્યા છીએ, અને ખાલી હાથે પાછાં જવું છે. માટે હાથે જાતે જેટલું ભલું કાર્ય થાય, એટલું કરી લીધું તેટલુંજ આપણા બાપનું ગણાય છે. હવે એમ છતાં જો સાધનો હાથમાં હોય ને તે હાથ ન ધરીએ તો પછી અંતે દુઃખી થઈ પસ્તાવું પડે છે.

સુદામાજીના ચરિત્ર ઉપરથી બીજી મુખ્ય બાબત આપણું ધ્યાન ખેંચી રહી છે, તે એજ છે કે દુઃખમાં માણસની કસોટી થાય છે. પણ સુખમાં ખબર પડતી નથી. માટે દુઃખની વખતે જે ધીરજ રાખી શકે, તેનીજ બલીહારી છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે:–

હે અર્જુન ઇંદ્રિઓને વિષયોની સાથે સંબંધ થાય, એટલે કે ઇંદ્રિઓ વિષયોને ભોગવે તે ભોગથી ટાઢું ઉનું વગેરે અસરો થાય, તે અસરો સુખ દુઃખ આપનારી છે, અને તે ભોગો તથા તેથી થતાં સુખ દુઃખ આવે ને જાય એવા સ્વભાવવાળા છે. અને તે થોડી વારના તકલીફી છે. માટે હે અર્જુન, તું તિતિક્ષા સહન કર એટલે કે બધી જાતના દુઃખોની સામે થયા વિના, ચિંતા રાખ્યા વિના, અને દીલગીર થયા વિના તું તે ખમી લે. કારણ જે ઇંદ્રિયોના વિષયોના સંબંધથી થતાં દુઃખ. સુખને સમાન ગણે છે, તે માનવી મુક્તિ મેળવવાને લાયક છે.

એ માટે મોટા મહાન્ પુરૂષો આપણને સમજાવે છે, કે જે પ્રેમથી, જેવા તનમનથી, ને જે ભાવનાએ પ્રભુને અર્પણ કરવું જોઇએ, તેવા પ્રેમથી કે તેવી ભકિત ભાવના રાખ્યા વગર માત્ર દેખાદેખીને લીધે માનપાન મેળવવાની આશાને લીધે, દુનિયામાં મોટા ગણાવાનાં લોભ ને લાભ અર્થે, વિગેરે કારણોએ આપણે સેવા કરીએ છીએ, તેથીજ તેનું ફળ ફળિભુત થતું નથી.

મારા પ્રિય બંધુઓ અને બ્હેનો ! તમો એટલું યાદ રાખજો કે, જમાનાના દોષથી આપણે બદલાઈ ગયા હોઈએ, અથવા બદલાઇ ગયા છીએ. પણ આપણા પ્રેમ સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ, ને આનંદ સ્વરૂપ પ્રભુમાંથી કાંઇ બદલાયું નથી, ગયું નથી, અને જવાનું નથી. પણ આપણામાંજ ભોળાપણું, અવિદ્યા આવી ગઇ છે. અને આપણે સ્વાર્થી બની ગયેલા છીએ તેથી આપણી સેવા જેવાં જોઇએ તેવાં મોટાં પૂળો મેળવતાં નથી. આ આખી વાતનો સાર એ છે કે સુદામાજી જો કે ધનની બાબતમાં દરિદ્ર ગણાતા, પણ કાંઈ જ્ઞાનમાં, ધ્યાનમાં, તપમાં, શ્રદ્ધામાં, સત્યતામાં, એવા જે મોટા ભકતોના બીજા સદ્‌ગુણો છે, તેમાં દરિદ્ર નહોતા. તેઓ દરેક સદ્‌ગુણમાં સંપૂર્ણ બહોળી શકિત ધરાવનારા મોટા મહાત્મા સ્વરૂપ હતા. અને આપણને એટલું યાદ રાખવાનું છે કે ધનની દરિદ્રતા કાંઇ પ્રભુને ઘેર નડતી નથી. સદ્‌ગુણોની દરિદ્રતા કરતાં ધનની દરિદ્રતા પરવડશે, પણ સદ્‌ગુણોની દરિદ્રતા ન ખમી શકાય તેવી છે માટે પ્રભુનો મહિમા સમજવા દરેક વસ્તુઓ પ્રભુને અર્પણ કરતાં શીખવું જોઇએ. તેના પ્રતાપેજ શોકરહીત ને દરિદ્રતા રહિત થઈ શકાય છે. એ જો આપણને આવડે તો એમાંથી આપણે ઘણું કલ્યાણ કરી શકીયે.

ભાઇઓ અને બહેનો મહાત્મા સુદામાજીના ચરિત્ર ઉપરથી આપણે ઘણા ઉપદેશો મેળવ્યા છે. જે આપણી સ્થિતિના આપણી આસપાસના સંજોગો ને દેશકાળના પ્રમાણમાં આપણે સ્વીકારવા જોઈએ, ને તે પ્રમાણે ચાલવાની આપણે કોશેશ કરીએ જેમાં તે માયાળુ પ્રભુ આપણને સર્વને સહાય થાય, એવી મુજની દુવા આમીન કરે.

## એક હાસ્ય જનક વાર્તા

એક વાર એક બ્રહ્મદેવ ઘેરથી ધનની શોધમાં નિકળ્યા પરંતુ સંસારમાં ચારે તરફ પર્યટન કરતાં પણ તેમને કંઇ ધન મળ્યું નહિ. અનાયાસે એક મહાત્મા સાથે તેમને મુલાકાત થઇ ગઇ અને બ્રહ્મદેવે તેમને દંડવત પ્રણામ કરીને સર્વ કથા કહી સંભળાવી કે હે મહાત્મન, ધનની અભિલાષાથી નિકળ્યો પરંતુ મને એક કોડી પણ મળી નહી, તેથી મહારાજ હું ઘણોજ દુઃખી છું. મહાત્માએ બ્રહ્મદેવને વિશેષ દુઃખી જોઇ એક કાચની મુદ્રા આપી કે જે રોજ એક સોનામહોર આપતી હતી. તે આપ્યા પછી તેમણે કહ્યું કે પંડિતજી! હવે તમે આને લઇ જાઓ તે આપને રોજ એક સોનામહોર આપશે જેથી આપનું દુઃખ દૂર થશે. બ્રાહ્મણે તે કાચની મુદ્રા લઇને ચાલવા માંડયું પરંતુ મનમાં પૂર્ણ વિશ્વાસ નહોતો કે આ મુદ્રા રોજ એક સોનામહોર આપશે કે કેમ. તેથી મનમાં વિચાર કર્યો કે કોઇ સ્થળે ઉતરીએ અને ત્યાંજ સ્નાન સંધ્યા કરી મહોર માગી જોઉં કે તે આપે છે કે નહિ. બ્રહ્મદેવે એવુંજ કર્યું. રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં એક શિવાલય હતું અને કુવો પણ ઘણો સારો હતો અને પાસેજ એક વાણીયા શેઠની દુકાન હતી. આ જોઇ બ્રહ્મદેવ શિવાલયમાં ઉતર્યા અને કુવાપર સ્નાન કરી શિવાલયમાં આવી પૂજા કરવા લાગ્યા. શિવાલયમાં પાસેની દુકાનનો શેઠ પણ બેઠો હતો. બ્રહ્મદેવે પૂજન કરી રહ્યા પછી કાચની મુદ્રાને કહ્યું કેઃ—હે કાચની મુદ્રા મહારાણી, હવે એક સોના મહોર આપો. આ સાંભળતાંજ કાચની મુદ્રાએ મોહોર આપી. આ જોઇને પેલો શેઠ ઘણો આશ્ચર્ય પામ્યો ને મનમાં વિચારવા લાગ્યો કે અમે આખો દહાડો મહેનત કરીએ છીએ ત્યારે મહા મુસ્કેલીથી બે રૂપીઆ મેળવીએ છીએ અને આ

મુદ્રા તો ઘણીજ સારી છે કે વગર મહેનતે એક મહોર રોજ આપે છે. એમ સમજી તેણે મનમાં નિશ્ચય કર્યો કે બ્રહ્મદેવની મુદ્રા કોઈ પણ પ્રકારે લઈ લેવી જોઇએ. ત્યાર પછી બે પહોર બાદ જયારે બ્રહ્મદેવ ત્યાંથી જવા લાગ્યા ત્યારે તે શેઠે બ્રહ્મદેવને ઘણી આજીજી કરી કે " મહારાજ ! હજુ તડકો છે અને દિવસ થોડો છે. કયાં કષ્ટ ઉઠાવતા ફરશો. અને આ તો આપનુંજ ઘર છે, આપ અમારા પૂજય છો આપની સેવા કરવી તે અમારો ધર્મ છે. આપની સેવા વળી અમારા નશીબમાં કયાંથી હોય ? તમને અહીંયા કોઈ વાતનું દુઃખ નહીં પડે માટે તમે આજની રાત રહી જાઓ સવારે ઉઠીને જજો." આ સાંભળી બ્રાહ્મણને દયા આવી અને ત્યાંજ રાત રહેવા વિચાર કર્યો. વાણીયાએ બ્રહ્મદેવની ઘણી સેવા કરી અને રાત્રે જયારે બ્રહ્મદેવ ઉંઘી ગયા ત્યારે વાણીયાએ તેમની મુદ્રા કાઢી લીધી અને તેને બદલે બીજી તેવીજ મુદ્રા મુકી દીધી. બ્રહ્મદેવે તો સવારમાં ઉઠીને ચાલવા માંડયું, પરંતુ તેમના મનમાં હજુ એક શંકા હતી કે મુદ્રા એવી ન હોય કે એકજ દહાડો સોના મહોર આપીને રહી જાય અને બીજે દિવસે ન આપે? તેથી સ્નાન પૂજા કરીને મહોર માગી જોઉં કે ખબર પડશે કે આ મુદ્રા રોજની સોના મહોર આપનારી છે કે નહિ. એવો વિચાર કરી બ્રહ્મદેવજીએ નદીમાં સ્નાન પૂજા કરીને પછી બોલ્યા કેઃ—હે કાચની મુદ્રા ! હવે એક સોના મહોર આપો. પરંતુ હવે ત્યાં મહોર કોણ આપે ? કાચની મુદ્રા તો શેઠની પાસે ગઈ અને આ તો એના સ્થાનમાં બીજી મુદ્રા હતી તે મહોર કેમ આપે વારૂ ? જયારે મુદ્રાએ મહોર ન આપી ત્યારે બ્રહ્મદેવે વિચાર્યું કે મહાત્માએ મને ઘણો છેતર્યો. કહ્યું તો એમ હતું કે તમને રોજ એક મહોર આપશે, પરંતુ આ તો એકજ દિવસ આપીને રહી ગઇ એમ વિચારી બ્રહ્મદેવ પાછા મહાત્મા પાસે ગયા અને હાથ જોડી બોલ્યા કેઃ—મહારાજ ! આપે મને ઘણો છેતર્યો આપ તો કહેતા હતા કે આ કાચની મુદ્રા તમને રોજ એક સોના મહોર

આપશે, પરંતુ આણે તો ફકત એકજ દિવસ આપી. બીજે દહાડે મેં ઘણી માગી પરંતુ નજ આપી. મહાત્મા આ સાંભળી હેરાન થઈ ગયો અને વિચારવા લાગ્યા કે કારણ શું હશે કે આમ થયું? પુનઃ મહાત્માએ બ્રહ્મદેવને પૂછયું કે તમે રસ્તામાં કોઈ જગ્યાએ ઉતર્યા હતા? બ્રહ્મદેવે રસ્તામાંની બધી વાત કહી સંભળાવી. ફરીથી મહાત્માએ તેમને એક શંખ આપ્યો અને કહ્યું કે આ લઇ જાઓ અને જે શિવાલય ઉપર ઉતર્યા હતા ત્યાંજ ઉતરજો અને એવીજ રીતે પૂજા કરીને આ શંખ પાસે બે મોહર માંગજો, અને રાત્રે પેલા શેઠને ત્યાં રહી જજો. આ શંખ તમને તમારી કાચની મુદ્રા જે પેલા શેઠે બદલી લીધી છે તે અપાવી દેશે. જો તમારી મુદ્રા મળી જાય તો પછી ઘર સિવાય કોઈ જગ્યાએ રહેશો નહિ. બ્રહ્મદેવે એમજ કર્યું. ચાલતા ચાલતા એજ શિવાલય પર આવીને ઉતર્યા અને કુવા પર નાહી ધોઇ બ્રહ્મદેવ પૂજા કરવા લાગ્યા અને તે વેળા શેઠ પણ ત્યાં આવી તેમની પૂજા જોવા લાગ્યો. બ્રહ્મદેવ પૂજા કરી રહ્યા બાદ પેલા શંખને કહેવા લાગ્યા કેઃ—શંખ મહારાજ, હવે બે મહોર આપો. શંખે કહ્યું કે કાલે બે દિવસની એકઠી ચાર આપીશ. પાછા જયારે બ્રહ્મદેવ જવા લાગ્યા, ત્યારે પેલા શેઠે વિચાર્યું કે આ કાચની મુદ્રા તો એક મહોર આપે છે પરંતુ આ શંખ તો રોજ બે આપે છે, તેથી બ્રહ્મદેવને આજે રાખવા જોઈએ. તેથી તેણે બ્રહ્મદેવને ઘણીજ ખુશામત કરીને રાખ્યા અને ઘણી સોઇ કરી. રાત્રે જયારે બ્રહ્મદેવ ઉંઘી ગયા ત્યારે તેણે તેની પાસે પેલી મુદ્રા મૂકી દીધી અને શંખ લઇ લીધો. હવે સહવારમાં બ્રહ્મદેવે તો મુદ્રા લઈને પોતાનો રસ્તો લીધો. રહ્યા શેઠ, તે નાહી ધોઇ શંખજીને કહેવા લાગ્યા કે શંખજી કાલે ચાર સોના મહોર આપવાનું કહેતા હતા તો આજે ચાર આપો. શંખજીએ કહ્યું કે કાલે આઠ, જયારે બીજે દહાડે શેઠે કહ્યું, મહારાજ શંખજી, હવે આજે આઠ આપો. ત્યારે શંખજીએ

કહ્યું કે કાલે સોળ, જ્યારે ત્રીજે દહાડે શેઠે કહ્યું કે શંખજી આજે સોળ આપો. ત્યારે શંખજીએ કહ્યું કેઃ—

पद्म शंख प्रदा मुद्रा, काञ्चनी सागताऽडबुध ॥
अहं डफोल शंखोऽस्मि, न ददामि वदान्यहम् ॥ १ ॥

અર્થઃ—હે મૂર્ખ જે કાચની મુદ્રા પદમ અને શંખો આપનારી હતી તે તો ગઈ અને હું તો ડફોલ શંખ છું. કહેતોજ જઈશ; આગવાનો એક કોડી પણ નહી.

સાર:—બુદ્ધીમાન લોકો ચતુર દુષ્ટોની સાથે રહીને પણ પોતાનું કામ કાઢી લે છે. મહાત્માએ યુકિતથી પેલા ડફોલ શંખદ્વારા ગરીબ બ્રાહ્મણની મુદ્રા અપાવી. ઠગથી બચતા રહો અને બુધિમાનથી કામ લો.





## શિક્ષકની ફરજો

શિક્ષણ વર્ગની ફ-તેહનો આધાર મુખ્ય તે વર્ગના શિક્ષકો તેમજ તેનાં કર્તા કારવતા ઉપર રહેલો છે. જેવી રીતે નાના બાળકોને શાળામાં શિક્ષણ આપવામાં આવે છે, તેવા રીતે મોટી ઉમરની બહેનો સાથે કામ લઈ શકાતું નથી. એમ હું મારા ભગિની સમાજમાં ચાલતા આ શિક્ષણનાં અનુભવ ઉપરથી જણાવી શકું છું.

એક શિક્ષક જો તેમની સાથે ઘણા સ્નેહબળથી વર્તી તેમની સ્થીતી, આચાર વિચારો, રીત રિવાજથી વાકેફ થઈ

તેમની તરફ માયાળુપણાથી વર્તી તેમના આચાર વિચારોથી માહીતી મેળવી તેમનો પુર્ણ વિશ્વાસ જાણી શકે એ રીતે તેમની જોડે કામ લેવાથી તેઓ શિખવવામાં બાળકો કરતાં વધારે ઉલટ લે છે તથા તેમની મુસ્કેલીઓ વિનાસંકોચે જણાવી દે છે. જેથી તેમના શિખવાનાં માર્ગોની મુસ્કેલીઓ દુર થાય છે. હાલમાં મોટી ઉમરની બાઈઓ પણ ભણવામાં ઘણી ચંચળતા દેખાડી શકી છે. એમ સ્ત્રી શિક્ષણ વર્ગમાં અભ્યાસ કરતી બાઇઓથી સિધ્ધ થયું છે. ને એવા વર્ગો ઠેકાણે ઠેકાણે ખોલવા જે પ્રયાસ થાય છે, તે ખરેજ આવકારદાયક છે. નીચે જણાવેલા મુખ્ય ચાર ગુણો શિક્ષકનાં અંગો તરીકે ગણાયલા છે.

૧—મનનો નિગ્રહ (મન ઉપરનો કાબુ)

૨—કર્મનો નિગ્રહ (કામ ઉપરનો કાબુ)

૩—સહનશીલતા

૪—શ્રધ્ધા.

આમા દરેકને આપણે એક એક પછી લઈશું.

૧—મનનો નિગ્રહ.

એ શિક્ષક માટે ઘણો અગત્યનો ગુણ છે. કારણ કે તે મનની મારફતે શિષ્યોને દોરવી શકે છે. તેમની ઉપર અસર કરી શકે છે. જો શિક્ષક પોતે વારંવાર ગુસ્સે થતો હોય, અથવા અધીરાઈ બતાવતો હોય તો તેવો શિક્ષક શીખનારા માટે ઘણો હાનીકારક થઇ પડે, કારણ તે શિખનારાના મન ઉપર ક્રોધનાં ને અધીરતાના બીજ વાવે છે, જેથી તેમની ભવીષ્યની જીંદગીનું સુખ નાશ પામે છે, તેઓ પોતાન. કુટુંબ તરફ મીત્રો તરફ એવીજ વૃત્તી રાખે છે. આવી રીતે શિક્ષક ને શિષ્ય વચ્ચેનો પરસ્પર આનંદનો જે સમો છે તેમાં અરૂચીકારક ને નહિ ઇચ્છવા યોગ્ય લાગણીઓ ઉત્પન્ન થાય છે.

શિક્ષકો પોતાનાં શિષ્યોને મદદ કરવા ઈચ્છતાં હોય તો તેઓ પ્રેમી વિચારોનો પ્રવાહ મોકલે કે જેથી વચન, વાણી, ને કર્મ કરતાં પણ વિચારોથી શિષ્યો ઉપર વધારે અસર કરી શકાય છે. થોડો વખત એક શિક્ષક તરફથી આખા વર્ગ ઉપર માયાળુ પ્રેમ ભરેલો પ્રવાહ મોકલવાથી શીષ્યોનાં મન વધારે શાંતને સુખી થઈ શકશે. એટલુંજ નહીં પણ એક શબ્દ બોલ્યા વગર તેઓનું આખું વાતાવરણ સુધારી શકાશે, ને તેમને સુખી ને આનંદમય બનાવી શકાશે.

૨—કર્મનો નિગ્રહ.

એનાં સંબંધમાં એવું કહેવાયલું છે કે આળસાઈમાં મંડયાં નહીં રહી શુભ કર્મ કરવાની નીરંતર વૃતી રાખવી. એ ગુણ શિક્ષકનો મુખ્ય ભાગ થવો જોઈએ.

બીજાને મદદ કરવી પણ તેમાં ગર્વનો હેતુ ન હોવો જોઈએ, કે બીજાંઓ કરતાં હું મોટો છું અથવા મેં સારૂં કર્યું છે. એવી લાગણીઓ તેઓમાં જન્મ પામેલી ન જોઈએ. પણ ઐકય ને આનંદના ઉભરા સાથે જે કામ હાથ ધરવામાં આવે તેમાં ઉત્સાહ પુર્વક શ્રમ ઉઠાવી ભલી દીલસોજીથી એક શિક્ષક કાર્ય કરે છે. તે કાર્ય એવું જોઈએ કે શિષ્યોના ગુણોની ખીલવણી ઘણી ઉંચી નેમથી કરે, કે જેથી તે શિષ્ય તેના પ્રગટીકરણમાં આવકારદાયક વૃધ્ધી કરી તે પોતાનાં ગુણો સુધારે. હવે એ રીતે શિક્ષક ધીમેથી તેમનામાં જે દોષો જોય તેને લાગણી પુર્વક રીતે તેમાં સુધારો કરાવીને તેને પ્રેમપુર્વક સમજણ આપે. એ રીતે એક શિક્ષક પોતાની ફરજો બજાવે છે અને તેનું શિષ્ય પોતાના સારા ગુણોની ખીલવણી કરે છે. એક ખરો અને પ્રીય શિક્ષક શાલાની અંદર મા બાપની જગ્યા લે છે અને મા બાપની માફક પોતાનાં શિષ્ય તરફ ચાલુ ચાહ દેખાડે છે; તે જો વખતે એક શિષ્ય ખોટે રસ્તે દોરવાતો જણાય તો તેને સમજાવી પટાવી સીદધે રસ્તે લાવી તેને નવીન માર્ગ તરફ વલાવી દે છે, ને શિષ્યોનાં મન પર ઘણીજ સારી

લાગણીઓથી સાચ્ચી ચીજો ઠસાવી તેની ખાત્રી કરી આપે છે ને એવું દેખાડી આપે છે કે જે રસ્તે તે જાય છે તે ભુલ ભર્યો છે. આ રીતે શિક્ષકે તેમને તેમની વૃધ્ધી કરવામાં મદદ કરવી જોઇએ, કે જેથી શીષ્યો પોતાની ભુલો સુધારવાને શકિતવાન થાય. તે પોતાના પગપર ઉભા રહેતાં શીખે. એક શીક્ષકના નામની યોગ્યતા ત્યારેજ કહેવાય કે તે બીન સ્વાર્થી સ્વાશ્રયવાળું જીવન ગાળે ને એવીજ બીજી લાયકાતો ધરાવતો હોય તો તેણે આ જાતની ગંભીર ફરજો ને જવાબદારીનો જે બોજો લીધેલો છે તે પુર્ણ લીધેલો ગણાશે. એક શીક્ષકે શિષ્યને કર્મનો નીગ્રહ એટલે કે કાર્ય ઉપર કાબુ રાખતાં પહેલાં શીખવવું જોઈએ. શાળા યા વર્ગના નીયમીત કાર્ય તરફ બેદરકારી દેખાડવી નહીં; એ જાતનાં સદગુણ શિક્ષકમાં હશે તોજ તે સદગુણો શિષ્યો પણ સંપાદન કરી શકશે.

૩. એક નમુનેદાર શાળા કેવી જોઇએ ?

એક નમુનેદાર શાળા યા વર્ગ બનાવવા માટે તેમાં નવું જીવન તત્વ ઉમેરવું જોઇએ. તેટલા માટે તેની સમાજીક સેવા શું છે તેને લગતી વર્ગમાં વાદવીવાદ કરવાની કે જે વખતે તેઓ વાદવીવાદ કેમ કરવી તેનાં નિયમો સારી રીતે જાળવે તે એક બીજાં તરફ માન આદર સત્કારથી બોલતાં શીખે વિવિધ પ્રકારની કસરતો માટે એથ્લેટીક સ્પોર્ટસ હોવી જોઇએ કે જ્યાં શરીર અને મન બંને ઉપર કાબુ મેળવાય. લીટરરી સોસાઈટીઓ તથા જુદી જુદી બાબદો ઉપર ભાષણો આપવા જોઈએ. તાત્કાલીક ઉપાયો કેમ કરવા તે વિષેનું થોડુંક જ્ઞાન અપાવું જોઇએ. ગરીબ વિદ્યાર્થીઓને કેળવણી, ચોપડીની, ખાવાપીવાની સુખ સગવડ માટે મદદ કરનારી સંસ્થાઓ સ્થાપવી જોઇએ. આ સર્વ એક શાળા યા વર્ગ માટે તેના અંગભુત હોવાં જોઇએ છે.



# જગદ્‌ગુરૂ.

મારા પ્રિય વાંચકો! આ આપણી દુન્યા કંઇ પોતાની મેળે કોઇપણ જાતનાં બંદોબસ્ત વગર ચાલતી નથી. પણ આપણે જો તેને માટે પુખ્ત વિચાર કરીશું ને ખુલ્લી આંખે જોઇશું, તો માલમ પડશે કે આ જગતને ચલાવનાર, તેને સરલ માર્ગે દોરવનાર એક મહાન શકિત છે. તે શકિતને જ્યારે જગતમાં કંઇ ગેરબંદોબસ્ત ચાલતો દેખાય છે, તે વખતે, તે દર યુગે યુગ તે મહાન શકિતમાંથી એક શકિત પ્રગટી નીકળી જગતને સીધા માર્ગે દોરવી લઈ જાય છે. હિંદુ ધર્મમાં જે અવતારની માન્યતા પણ ઉભી થયલી છે, તે એજ કારણને લીધે છે. આ દુન્યા પર આપણી ઉપર રાજ્ય ચલાવનાર એક મહાત્માઓનું મંડળ છે જે (White Lodge—વાહીટ લોડજ) ને નામે ઓલખાય છે, જે લાખો વર્ષ થયાં આ જગત ઉપર દેખરેખ રાખે છે જેવી રીતે આ બહારની દેખઈતી દુન્યામાં જુદાં જુદાં ખાતાંઓ હોય છે તેવી રીતે તે અનદીઠ દુન્યામાં પણ આખું સુર્ય મંડળ ચલાવવા, મનુષ્ય જાતને સીધે માર્ગે દોરવવા જુદાં જુદાં ખાતાં હોય છે, તેમાનું એક ખાતું ધર્મ જ્ઞાનનો ફેલાવો કરવાને લગતું છે. જે માત્ર મનુષ્યનો ગુરૂ નહિ પણ ફરેસ્તાઓનો (યા દેવતાઓનો) ગુરૂ છે એવું કહેવામાં આવ્યું છે. કોઈ પણ વખત આ જગત યોગ્ય ગુરૂ વગર રહેલી જણાઈ નથી.

જે વખતે આપણી મનુષ્ય જાતી બાલ અવસ્થામાં હતી ત્યારે શુક્રનાં ગૃહ ઉપરથી કેટલાક મહારૂષીઓ આપણી મનુષ્ય જાતીને આગળ વધારવા, તની ઉન્નતી કરવા આ પૃથ્વી ઉપર ઉતરી આ યા હતા. જ્યાં સુધી જગતગુરૂની પદવી મેળવવાને વાસ્તે મનુષ્ય જાતીમાંથી કોઇ લાયક થાય નહિ ત્યાં સુધી મનુષ્ય જાતીનાં ભલાં માટે જાતી ભોગ આપી આ પૃથ્વીમાંનો

કોઈપણ જીવાત્મા એવી ઉંચી પદવી મેળવવાને લાયક થાય તે માટે હર યુગે યુગ દેખરેખ રાખી તે જીવાત્માને સંભાળી તેનું સંરક્ષણ કરે છે, ને મનુષ્ય જાતનાં ભલાં અર્થે આ સ્થુલ દુન્યામાં પેગમબર તરીકે યા એક મહાન રૂષી તરીકે અવતરે છે. જેથી આ જગતમાં જે અધર્મની વૃધ્ધિ થયલી હોય છે ને મનુષ્ય જાતી જે અવળે રસ્તે દોરવાઈ ગઇ હોય છે, ને ધર્મની હાની થઈ હોય છે, એવી સઘળી બાબદમાં કાંઈ નવું પગલું આગળ વધારવાની મતલબેજ કોઈને કોઇ મહા પુરૂષ આ પૃથ્વી પર ઉતરી આવે છે.

આપણે એ આગલા ઈતીહાસનું બારીક અવલોકન કરીશું તો આપણને જણાશે કે જયારે પણ દુન્યામાં ઘણો ગેરબંદોબસ્ત ફેલાઇ રહેતો ત્યારે કોઇને કોઇ મહાપુરૂષ ને કોઈ વખત જગતગુરૂ પોતે આવે છે, તો કોઈ વખત પોતાનાં શિષ્યને મોકલે છે. આગલા વખતના જ્ઞાનીઓ આપણને એમ બતાવે છે કે દુન્યાના ઈતિહાસમાં આગલ મહાત્મા બુધ્ધ ચાર વખત મહાગુરૂ તરીકે આવ્યા હતા

જો આપણે દરિઆ કીનારે ઉભા રહીએ ને નજર કર્યે તો આપણને જણાશે કે દરીઆનો એક મોજો કિનારે આવી કીનારા સાથે અફલાઈ ભાંગી જાય છે અને તેની જગ્યા પાછલ આવતો બીજો મોજો લેછે. એ પ્રમાણે ક્રીયા ચાલ્યા કરે છે. એ દાખલો યાદ રાખી આપણે મૂખ્ય પ્રજા, ને ઉપ પ્રજાનો ઇતિહાસ તપાસીશું તો દરેક મુખ્ય પ્રજા, તથા ઉપ પ્રજાના જન્મ વખતે કોઇ મહા પુરૂષ જન્મ લઇ તેને આશીર્વાદ દેવાને આવેલા છે એમ આપણા જાણવામાં આવેલું છે.

હાલમાં પાંચમી મુખ્ય પ્રજા ચાલે છે, પહેલી બે પ્રજા તો કરોડો વર્ષ પહેલાં ચાલી ગઇ જેનો ખ્યાલ કરવો પણ કઠણ છે. ત્રીજી પ્રજા લેમુરીઅન પ્રજા તરીકે ઓલખાય છે. તેનાં વંશજો હાલ આફ્રીકાના કેટલાક ભાગમાં તેમજ પેસીફીક

તથા આટલાંટીક મહાસાગરમાં આવેલા કેટલાક ભાગોમાં તેમજ ત્યાંનાં કેટલાક બેટોમાં માલમ પડે છે. ચોથી પ્રજા આટલાંટીક પ્રજા હતી અને હાલમાં જ્યાં આટલાંટીક મહાસાગર છે, ત્યાં આગલ મોટો ખંડ હતો, તે વખતનાં લોકોમાં સુક્ષ્મ દુન્યાની અદભુત શકિતઓ ઘણા બહોળા પ્રમાણમાં ખીલી રહી હતી તે શકિતઓનો તેઓએ ઉપયોગ ઘણી ગેરમતલબથી કર્યો. જેમકે કામ વાસનાંઓ સંતોષવામાં, લોકોને નુકસાન કરવા વગેરેમાં કર્યો હતો. જેથી તે આટલાંટીક ખંડનો મોટો ભાગ તેની વસ્તી સાથે ડુબી ગયો અને તેને બદલે તેજ જગા ઉપર આપણે એજ નામનો મહાસાગર જોઇએ છીએ, એથી મુખ્ય પ્રજાનાં વંશજો ચીન, જાપાન, બર્મા, મંગોલીઆ વગેરે પ્રદેશોમાં વસે છે.

આ પ્રમાણે ચાર પ્રજાઓનો ઘણો અપુર્ણ ને ઝાંખો ખ્યાલ આપી આપણે પાંચમી પ્રજા જે આર્ય પ્રજાના નામથી ઓલખાઇ છે તેનો વિચાર કર્યે. હવે દરેક પ્રજાની સાત ઉપ પ્રજા હોય છે અને છઠ્ઠી પ્રજાની ઉતપત્તી થઇ ચુકી છે. દરેક ઉપ પ્રજાનાં જન્મ વખતે મહા પુરૂષ આવ્યા હતા, અને આ વખતે પણ આવશે, એ તદનજ સ્વભાવીક છે.

પહેલાં બધાં લોકો એશીઆનાં મધ્ય ભાગમાં રહેતાં હતાં, ત્યાંથી જુદે જુદે વખતે દુન્યાનાં જુદા જુદા ભાગ પર પથરાયા. આર્ય પ્રજાની પહેલી ઉપ પ્રજા પહેલી હિંદુસ્તાનમાં આવી, તે સમયે તે પ્રજાને દોરવવાને, તેને આશીર્વાદ આપવાને, ધાર્મીક લાગણી ઉતપન્ન કરવા, વ્યવસ્થા કરવાને વ્યાસ રૂષી આવ્યા. બીજી ઉપ પ્રજા ઇજીપ્ત તરફ ગઇ, કે જ્યાં જગતને અજાયબી પમાડે એવું જ્ઞાન ને સુધારો વધારો ને ગુપ્ત જ્ઞાન તત્વ તેઓમાં આમેજ કરવા હર્મીસ નામના મહા પુરૂષ ત્યાં જનમ્યા હતા. ત્રીજી ઉપ પ્રજા ઇરાન તરફ ગઇ તે પ્રજાને દોરવવા ને આશીર્વાદ આપવા સંત અશો જરથુસ્ત હતા,

કે જેવણે પવિત્ર જીવનનો ઉમદા માર્ગ બતાવ્યો. ચોથી ઉપ પ્રજા કેલ્ટીક નામથી પ્રસીધ્ધ છે તે ગ્રીસ ને રોમ તરફ ગઇ. અને ગ્રીસ અને રોમ ધીમે ધીમે ચઢતી પંકતી ઉપર લાવનાર ઓર્ફીઅસ નામના મહા પુરૂષ હતા, જેમના આશીર્વાદથી ને તેમનાં સંગીતની મધુરતાથી પશુ પક્ષી સર્વ આનંદમાં લીન થઈ જતાં.

આ પ્રમાણે એ ચાર ઉપ પ્રજાઓ સનમુખ ચાર જુદા જુદા ધર્મ ગુરૂઓ રૂપે પ્રગટ થનાર એકજ મહા પુરૂષ હતા. જે છેલ્લે ગૌતમ બુધ્ધ રૂપે હિંદુસ્તાનમાં પ્રગટ થયા, ને બૌધ ધર્મની સ્થાપના તે વખતથી થઈ અને પોતાની પાછળજ ધીમે ધીમે આગળ વધનાર ૨૫૦૦ વર્ષ શ્રિ બુધ્ધનાં નિર્વાણુ પછી જગદગુરૂ તરીકે મૈત્રય રૂષી છે, જે દુન્યાના સઘળા ધર્મોને બીજા મહાત્માઓની સાથે દોરવી રહ્યા છે. પાંચમી ઉપ પ્રજા ટયુટોનીક થઇ જેમાં હાલનાં અંગ્રેજો, જર્મનો, વલંદા વગેરે છે. તે પ્રજાનાં જન્મ વખતે તેમને પ્રેમ અને આત્મ ભોગનો ઉમદા પાઠ શીખવવાને કાઈસ્ટ મહાત્મા જન્મયા.

હાલમાં ઉપ પ્રજાની ઉતપન્તી શરૂ થઇ ચુકી છે. હવે આ છઠ્ઠી પ્રજાની ઉતપન્તી વખતે તેને આશીર્વાદ આપવા અને જનસમાજની ઉન્નતીનું પગથીયું આગળ વધારવા મૈત્રય રૂષી જગતગુરૂ તરીકે આવે એ બનવા જોગ છે. એ આપણે જો શાંતપણે આગલો ઈતિહાસ તપાસીએ અને તે મહાન શકિતનો વિચાર કરીએ તો તદન સ્વભાવીક દીસે છે.



## સંતોષ.

સંતોષી વિચાર માનવીને શ્રેષ્ટ બનાવે છે તેનું કારણ એ છે કે જે ચીજ આપણે ધરાવતા નથી તે મેળવવાની ઈચ્છા જો આપણે કયે તો તે એક દલીદ્રતાનું મૂળ થઈ પડે છે. પણ એક સંતોષી વિચાર ને મન ધરાવનાર માનવી તે સઘળી દલીદ્રતાથી દુર રહેલો છે. જે કોઈ એમ ધારે છે કે તે ઘણો દ્રવ્યવાન છે તે ખરો સુખી છે. પણ કબીરજી કહે છે કે :—

ગઉધન ગજધન ગોપીધન, ઓર રતનધન ખાન,
જહાં આવે સંતોષ ધન, તો સબ ધન ધુળ સમાન.

માનવી પાસે ઘણાં ગાય ઢોરો ને ઘણી દોલત હોય, બેશુમાર જવાહીરો તથા ખાનનો તે માલેક ગણાતો હોય, પણ જો તેની પાસે સંતોષનું ધન નહિ હશે તો તેની પાસેના બીજાં બધાં ધનો ધુળ સમાન છે. આ દુન્યાનું જો ખરૂં સુખ મેળવવું હોય તો સંતોષી થવું જોઈએ. એવું કહેવાયલું છે કે સંતોષી તે સદા સુખી છે. સંતોષથી આત્માનો આનંદ હાંસલ થાય છે. ડહાપણવાળું સંતોષી માનવી એક રોટીના ટુકડાથી તવંગર રહે છે. જયારે ઉંધી અક્કલના લોભી માનવીને આખી દુન્યાની પાદશાહી મળે છે, તોબી તે સદા મુફલેસ રહે છે.

જેવી રીતે માનવી શરીરને સારો પુષ્ટીકારક ખોરાક આપી તંદરોસ્ત રાખી શકે છે તેમજ સંતોષી માનવી પોતાની ગમે એવી હાલતમાં પણ આત્માને સંતોષ ને આનંદથીજ પોષણ આપે છે. એક સંતોષી માનવી સખતમાં સખત મુશ્કેલી, ગરીબાઈ, ગમે એવી નાસીપાસી, ગમે એવું દુઃખ, દીલગીરીની વચ્ચે પણ સરોવરનાં પાણી સમાન શાંત મનની શાંતીમાં ખલલ કરી શકતો નથી. જેવી રીતે એક કીમ્યાગર હલકી ધાતુને

ઘણુાજ બારીક પ્રયોગોમાંથી પસાર કરી ઉંચ ધાતુમાં ફેરવી નાંખવાની શુભ નેમ રાખે છે, તેજ માફક સંતોષી માનવી પોતાનું સંકટ ને દુઃખ મુગે મોંઢે સહન કરી દરેક વખત તે ધીરજ ખંત ને કુનેહથી પોતાનું કાર્ય સંતોષથી પસાર કરે છે, ને જે ઇશ્વરે ઉમદા તક આપી છે તે તક માટે પ્રભુનો ઉપકાર માને છે. જેમ એક હોડી એક નાળાંમાંથી કાંઈપણ હરકત વગર પાણીમાં સહેલાઈથી રસ્તો કાપી જાય છે, તેમ એક સંતોષી માનવી આ સંસાર સાગરના તોફાનો અને ખરાબીઓ વચ્ચે અહીં તહીં અઠડયા નહિ કરતાં ધીરજ ખંત ને શાંતીથી પોતાનું શારીરીક વહાણુ પસાર કરી પ્રભુના નક્કી કરેલાં બંદરે જઈ પૂગે છે.

દોહરો

સંતોષે મન વશ થશે, સુખનું મૂળ સંતોષ
સંતોષી જનને કદી, વળગે ના કાંઈ દોષ

સંતોષ માટે એક અસલના વખતમાં જોડી કાઢેલી ઈતિહાસીક વાર્તા નીચે મુજબ છે.

એક વખત એક કાશ્યપ નામનો બ્રાહ્મણ ઘણોજ ગરીબ હોવાથી ભીક્ષા માંગવાનો ધંધો કરતો હતો. તે ભીક્ષા માંગતાં ઘણો કંટાળી ગયો તેથી તે અસંતોષી બની ગયો ને તેણે પોતાના જીવનો નાશ કરવાનો વિચાર કીધો ને ગાડી ઘોડામાં બેસી ફરવાના રસ્તાની સડક ઉપર ઉભો તેટલાં એક ગાડીનો આંચકો લાગ્યો ને તે પડી ગયો. જ્યારે કેટલાંક દયાળુ માણસો તેની સારવાર કરવા લાગ્યા ત્યારે કહેવા લાગ્યો, "મને મરી જવા દો, જીવવામાં શું સાર્થક છે, હું નિર્ધન છું, તેથી મારૂં જીવવું આ દુન્યામાં શા ઉપયોગનુ નથી." એમ બોલી મરવાનો નિશ્ચયજ કીધો ને પાછો સડક ઉપર જઈ બેઠો, દેવતાઓના રાજા ઇંદ્ર મહારાજે શિઆળનું

રૂપ લઈ ત્યાં દેખાવ આપ્યો. પેલા બ્રાહ્મણને શિખામણ દીધી કે ઓ કાશ્યપ, સર્વ પ્રાણીઓમાં માણસનો અવતાર તું ઇચ્છે છે ને વળી તું તો માણસોમાં પણ ઉંચ જાતનો ને ભણેલો બ્રાહ્મણ છે, જે તુને યોગ્ય છે તે સઘળું તુંને મળેલું છે. તે છતાં તારે એટલી અવગણના કરીને મરવું શા માટે જોઈએ? જે પ્રાણીઓને હાથ છે તે માટે તો હું તને ઘણો ભાગ્યશાળી સમજું છું. તુંને જેમ ધન મેળવવાની ઈચ્છા છે તેમ મને તારા જેવા હાથ મેળવવાની ઈચ્છા છે. જો હું હાથ વગરનો હોવાથી શરીરમાં કાંટો ભોકાયો હોય તો કાઢી શકતો નથી. શરીરમાં જીવડાં કરડે તે કાઢી શકતો નથી. જેને પ્રભુએ દશ આંગળીવાલા હાથ આપ્યા છે, તેઓ સઘળું કરવા ઉપરાંત ટાઢ તડકાંથી બચવા માટે કપડાં વાપરી શકે છે. ગાય, બળદ, ઘોડા વીગેરે પશુઓને વશ કરી તેઓની પાસે કામ કરાવે છે. પ્રાણીઓ જીભ વગરનાં, હાથ વગરનાં હોવાથી અનેક દુઃખો તેઓને ખમવાં પડે છે. તોપણ તેઓ આત્મઘાત કરવાનો વિચાર કરતાં નથી. કારણ આત્મઘાત કરવાને પાપ સમાન સમજે છે. એટલુંજ નહિ પણ આ શિઆળનાં કરતાં પણ બીજા કોઈ અધમ અવતાર જે ઘણા દુઃખી બનાવે એવા છે તે લેવા પડશે, એ બીકથી આત્મઘાત કરવાનો વિચાર કરતાં નથી. હવે જેમ તું નિર્ધન છે ને ધનવાન થવા ઇચ્છે છે, તેમજ રાજાઓ દેવતા થવા ઈચ્છે છે. એવી રીતે આ દુન્યામાં દરેક માનવીમાં આવી જાતનો અસંતોષ રહેલો છે કે તેમને ગમે એવી પ્રિય વસ્તુ મળે છે, તોપણ શાંતી મળતીજ નથી. તેઓ વધુને વધુ મેળવવા વધારે અસંતોષી બને છે. પણ જેઓએ ઈંદ્રીઓને તથા મનને હદયના કાબુમાં રાખ્યાં હોય છે તેઓનેજ સંતોષને સુખ મળે છે. જે જે કામો કુળને કલંક લગાડે, લાજની હાણી કરે, અને છેહલે મૃત્યુ પછી નરકવાસ થાય, એવાં જણાયલાં છે, તેવાં

કાર્યો ઘણું ધન મેળવવાની લાલચથી, યા ઘણા મોટા રાજા બનવાના લોભથી કદી કરવાં નહિ. એ ઉપરાંત તું તારા કરતાં નીચલી પંકતીના માનવીની હાલત તપાસી જો. તેઓ કેવાં બિચારાં આંધળાં, લંગડાં, લુલાં, રોગી ને દુઃખોથી રીબે છે. તેઓને પહેરવાનું, કે ખાવાનું અન્ન પૂરૂં મળતું નથી. આ બધું જોઈ તું તેટલાંથી સંતોષ માનીને તારે અહિંઆથી ઉઠી જવું જોઇએ. તારે આળસ છોડી ઉદ્યોગ કરવો જોઇએ. ઘણો ધનવાન થવાનો લોભ લાલચ છોડીને ઈશ્વર ઉપર ધ્યાન લગાડી જે હાલતમાં તુંને સરજ્યો છે, તેમાંથી ચઢતી હાલત મેળવવા માટે ધીરજ ખંત ને મહેનત કરવી જોઈએ, ને સકમાઇથી મેળવેલું ધન ડહાપણથી પરમાર્થી કામો માટે ખરચવું જોઇએ, ને સંતોષથી આત્મીક આનંદ હાંસલ કરવો. આ પ્રમાણે શિઆળને બોલતો જોઇ કાશ્યપે જ્ઞાનદ્રષ્ટીથી જોયું તો જણાયું કે ઈંદ્રદેવતા તેના જોવામાં આવ્યા. આ ઉપરથી તેણે તે ઇંદ્રને નમન કરી તેનો ઉપકાર માની ત્યાંથી તેની રજા લઈ ઉઠયો ને શાંત થઈને પોતાને ઘેર ગયો ને પછી સંતોષથી નીયમીત પોતાનું કાર્ય કરવા મંડયો.

પ્રિય વાંચક આ વિષય સમાપ્ત કરતાં એટલુંજ ઈચ્છીશું કે પરમકૃપાળુ કીરતાર સર્વને નેક બુધ્ધી બક્ષે ને સંતોષ તથા સબુરીનો જે ઉમદા ગુણ છે, તે ખસુસ કરી આપણી કોમમાં ખીલવવાથી આપણે છૈયે તેનાં કરતાં પણ વધુ ચઢતી હાલતે પહોંચી શકયે.






## હીંમતથી ને ડહાપણથી થએલાં શુભ કાર્યો.

એક સુંદર ઉનાળાની સાંજે આ વાર્તાનો ભલો નાયક જ્યારે ઉનાળાની ખુશનુમાં લહેકીમાં ઝાડો આમતેમ હીલી સાંજનો બહાર વધુ ખુબસુરત બનાવતાં, જ્યારે અસ્ત પામતો સુર્ય ઠંડકમાં અને ખુલ્લુ છાંયામાં સોનેરી કીરણો ફેંકતો, પક્ષીઓ સાંજનાં પોતાના મધુર ગાયનો પાછાં ખણુખણાત કરતાં હતાં અને પ્રકાશીત આંખોવાલી ખીશકોલીઓ એક દાંખલી પરથી બીજી ડાંખલી પર વગર ઘોંઘાટ કરવે કુદતી હતી, ત્યારે રૂશતમ પોતાના દુઃખી દીલે ત્યાં બેઠો હતો. તેને જંગલમાં રહેવું ઘણું ગમતું હતું. તેને ત્યાંના રળીઆમણા દેખાવ સુંદર ઝાડોની ઘટા તથા પુલોનાં મધુર પમરાટ અને તેનાં ઘોંઘાટી અવાજ તેમજ વળી ઉંડી ચુપકીદી વધુ ગમતી હતી. તે ત્યાં બેઠો હતો ત્યારે તેની માતા પોતાના નાજુક હાથો પોહલા કરી તેની તરફ આવતી હોય તેમ લાગતું હતું. એવી રીતે તેને તરત સધ્યારો મળ્યો, અને આખરે તેની સુંદર ચળકતી આંખોમાંથી દુઃખનાં આંસુઓની ગરમ ધારો વહેવા લાગી, અને ડચકાં ખાતી હાલતમાં તે ઘાસ પર સુઇ ગયો. ઉંઘમાં તેની સઘળી ગમગીની ભુલાઈ ગઈ. ઉંઘમાંથી ફારેગ થતાં તરતજ તેણે ખોદાની ભકિત કર્યાં પછી, છેલ્લે તેણે નીચે મુજબ પ્રાર્થનાં કરી.

> હું ખુદા તેમજ રામને માન આપવાના સોગન લઉં છું. તેમજ નબળાંને મદદ કરવી અને જબરાની સામે લડત કરવા સોગન લઉં છું. તાલેવંત પાસેથી મેળવીને ગરીબને આપવાના કશમ લઉં છું. અને ખુદા મને તેની સર્વે શકિતથી મદદ કરશે.

એ પ્રમાણે દ્રઢ નિશ્ચય કર્યાં પછી સહેજ દલગીરી સાથે તે આગળ ચાલ્યો. કારણ કે એકદમ દુઃખનો વિલાપ ઓછો થતો નથી. તે એક ગામડામાં આગળ ચાલ્યો એટલે તેનાં સાથી ઘણા થયા. કારણ કે તે પોતાના તનના કૌવતને જોરે નાતવાન ગરીબોનો બચાવ કરવા તત્પર રહેતો હતો. તેથી અશકત દુબલાં માણસો તેની તરફ વધુને વધુ ચાહ બતાવતાં હતાં. જે જોઇ તે ઘણો આનંદ પામતો. દુઃખીઓને કોઇબી રીતે મદદગાર થવામાં મોટાઇ માનતો. એ પ્રમાણે પોતાના વખતનો સદ્ઉપયોગ કરી પોતાપર વીતેલાં દુઃખનો ગમ ભૂલી જઇ બીજાંઓને દુઃખમાં દીલાસો આપતો થયો. દીલાસો આપતોજ થયો એટલુંજ નહી, પણ કોઇબી રીતે તેઓનાં દુઃખો ટાળવાને મહેનત કરતો રહ્યો. જ્યાં ગરીબની દાઝ હૈડે ચઢી એટલે તે પરમ કૃપાળુની મોટી મદદ તેને મળતી ગઈ. એમ કરતાં એક નાનાં જેવાં ખુલ્લાં મેદાનમાં પોતાનાં સાથીઓ એકઠાં કરી પોતાનો વખત સારી રીતે ગાળવા લાગો. જેમ જેમ તે ગરીબોનાં સંકટ ટાળવાને અને પોતાનાં તન મનથી સહાય થવાને કોશીશ કરતો, તેમ તેમ તે દયાળુ સાહેબ તેને વધુ ને વધુ મદદ કરવાને ચુકતો નહિ. આવા સારા સંજોગને લીધે તે એક નાના રાજા તરીકે લેખાતો હતો. કોઈબી પ્રગણામાં અભણ શકિતવાનો પોતાના તન તથા મનનાં જોરે ગરીબોને દુઃખી કરતા. ત્યાંથી કોઈબી ગરીબ આવી પોતાપર વીતેલી જફા જાહેર કરતો, તો રૂશતમ બચ્ચો તરતજ તે પર પોતાનું ધ્યાન રોકવા આગમજ પ્રથમ ખોદાની બંદગી કરી તેની સહાયતા માંગતો જે તેને સારી રીતે મળતી. અદ્ભૂત સારોજ રસ્તો ધ્યાનમાં આવતો, ને તે પ્રમાણે અમલ કરી તે ગરીબનાં દુઃખો ટાળતો. તન અને ધનથી શકિતવાન આગળ પૂર હિંમતથી જતો અને તેઓનાં અજ્ઞાનતાનાં દાખલા દેખાડી સારી રીતે ચાલવાને શું જ્ઞાનની જરૂર છે, તેમજ

નીર્દયતા છોડી દયાળુ થવાને કયાં સાધનોની જરૂર છે, તે પોતે કરી દેખાડતો ને તેઓને સારી સલાહ અને રીતભાત શીખવી, ત્યાનાં નાતવાન ગરીબોની દાઝ હૈડે ધરી સલાહ સંપજ ને શાંતી ફેલાવતો હતો. એ પ્રમાણે થોડાક વરસોમાં તેણે ઘણાં જનનો પ્રેમ જીતી લીધો. હવે એક દિવસ એવું બન્યું કે રૂશતમ પોતાના ગામથી થોડેક દુર એક ખેતરમાં ફરતો હતો, જે ખેતર રૂશતમનીજ માલેકનું હતું, ત્યાં સુંદર પોશાકમાં સજ થએલો એક ગૃહસ્થ તેણે દીઠો. રૂસ્તમને કાંઇ અંગતના કામસર જવુ હતુ, તેથી તેણે એ ગ્રહસ્થ કોણ હતો અને શા માટે આ ખેતર તરફ આવ્યો હતો તે જાણવાની દરકાર કીધી નહિ. અને પોતાને માર્ગે ચાલ્યો ગયો. હવે એતેફાક એવો બન્યો કે બીજે દિવસે રૂસ્તમનાં સાર્ગેદોમાના બે જણ તેજ ખેતરમાં ફરતા હતા, ત્યાં આગલે દિવસે રૂસ્તમે જેને ભપકાદાર પોશાકમાં જોયો હતો તેજ ગ્રહસ્થ તદનજ જુદી ઢપે તેઓને મળ્યો. તેણે પોશાકતો ઠીકજ પહેરેલો હતો, પણ જેટલો આગલે દિને ખુશાલી ભરેલા પોશાકમાં સજ થયલો હતો તેટલો બીજે દિને દલગીરીનાં લેબાશમાં દેખાયો. તે બિચારો નીચી મુડીએ તેના પગો જાણે શીશાનાં બનેલાં હોય તેમ ભારી પગલે ચાલતો હતો. તે એટલો તો દલગીર હતો કે તેણે ભલા રૂસ્તમનાં સાર્ગેદોને છેક નજદીક આવ્યા ત્યાં સુધી જોયા નહિ. જ્યારે તેને બે જણને પોતાની નજદીક આવતા જોયા ત્યારે તેણે તરતજ ઝડપથી ચાલી જવા ધાર્યું પણ તેટલામાં તેઓએ ઝડપથી આવી તેનાં હાથ પકડી લીધા અને તેને રૂસ્તમ આગળ લઈ ગયા, જે પોતાના ખેતરમાં મોટા ઝાડ તળે બેઠો હતો. તરતજ રૂસ્તમ તેને જોઇ ઘણોજ નરમાશથી નમ્યો અને પોતાના ખેતરમાં આવવાને માટે મુબારકબાદી આપી. અને વધુને વધુ નરમાશથી તેની સાથે વાતચીતમાં મશગુલ થયો. જ્યારે તેઓ બંને જણ વાતે વળ્યાં

ત્યારે તે નવા આવનાર શખશ જેનું નામ અદી હતું, તેણે પોતાપરની વાત કહેવા માંડી. તે પોતે એટલો બધો દલગીર શા માટે હતો તે ઘણાજ ધીમાં ગલગલતે સાદે પોતાનો હેવાલ કહેતાં બોલ્યો કે, મારૂં નામ અરદેશર છે. પણ મને મારાં માબાપ અને ભાઇ બ્હેન તથા ઓળખીતાઓ અદીનાં લાડકાં નામથી બોલાવે છે. મારા માબાપની હયાતીમાં હું પૈસે ટકે સુખી હતો. તેઓની જીંદગીનો છેડો આવ્યા બાદ મારાં નસીબ સંજોગે સઘળી દોલત મારી નાની વય હોવાથી કોઇ અતલગનો ખેશી પચાવી ગયો. ત્યારથી હું દુ:ખી થયો, પણ મારી પ્રમાણીક દયાનતથી હું થોડુંક કમાઇ સુખથી રહેતો હતો, હવે આજથી સાત વરસની વાતપર હું એક ઘણીજ ખુબસુરત છોકરી સાથે પ્યારમાં પડયો. અમો એક બીજાંને ઘણુંજ વહાલથી ચાહતા હતાં, પણ તેણીનો બાપ મારી સાથે કરડો રહેતો. કારણ કે હું પૈસા વગરનો હતો. અને તેથીજ તે ખોટું બાહનું કાઢી કહેતો હતો કે હમો લગનને લાયકની ઉંમરનાં નથી. તેણે અમોને કહ્યું કે સાત વરસ સુધી તમારે થોભવું અને ત્યારે પછી પરણવું. હવે સાત વરસ પૂરાં થઇ ગયાં ને ગઇ કાલે અમો પરણ્યાંબી હતે પણ જ્યારે હું તેની આગળ ગયો ને કહ્યું કે સાત વરસ પૂરાં થયા છે, હવે અમારાં લગન કરવાં જોઇએ. પણ અફસોસ તે બુધો મારી સાથે ઘણુંજ થોડું બોલ્યો, અને મને કહ્યું કે હું મારી દીકરી તમુંને આપી શકતો નથી. એનાં લગનતો કાલે બીજાં પાસે થવાનાં છે. જોકે તે ગ્રહસ્થ બુધો ને કદરૂપો છે. પણ તેની પાસે ઘણાં પૈસા છે. અને મારી છોકરી હું પૈસાવાલા સાથે પરણાવા માંગું છું. તે તમુંને આપી શકતો નથી. એટલું બોલી અદી ઝાર ઝાર રડવા લાગ્યો. તે મનમાં ઘણો અફસોસ કરવા લાગ્યો ને બોલ્યો કે મારૂં અંતકરણ તુટી જાય છે. ને પોતાનું માથું એમ બોલી ઝુકાવી દીધું. તેને રડતો જોઇ ભલા રૂસ્તમનું

હૈયું ભરાઈ આવ્યું. તે મુશ્કેલીથી છુપાવતાં રૂસ્તમે કહ્યું કે આટલો બધો દુઃખી ના થા, કારણ કે એક છોકરી જે પોતાનો વિચાર બદલી નાંખે તેવી છોકરી માટે શોક કરવો લાયક નથી. અદી પોતાનું માથું હીલવી બોલ્યો કે નહિ, તે છોકરી તો મને ઘણીજ ચાહે છે. પણ તેનો બુઢો બાપ આવું કામ કરવાને જબરી કરે છે. રૂસ્તમે મશ્કરીની ઢબે કહ્યું કે હું તો ઘણોજ ગરીબ છું તારે લાયક મારી પાસે ફક્ત એકજ ચીજ છે. અને તે એ કે હું તારો સદાનો નીમક હલાલ દોસ્ત તરીકે રહેવાને સોગંદ લઉં છું. હું તમારી નોકરીમાં રહી સદા તમુંને મારા મધુર હલકે ગીતો ગાઇ રીજવીશ. રૂસ્તમને ગાયણનો તેમજ વાજીંતરનો ઘણો શોક હતો પણ તેને કે તેનાં ગોઠીયાઓને સરસ ગાયન આવડતું ન હતું તેથી એ સાંભળી ઘણો ખુશ થયો. અદીનાં ખભાં પર હાથ મૂકી તેને કહયું કે ચાલ ખુશી થા. આવતી કાલ તારા લગ્નનો દિવસ છે. પછી રૂસ્તમે તેઓનાં લગ્ન કયે ઠેકાણે થવાનાં છે તેની બાતમી મેળવી.

બીજે દિને સહવારે સકકારેથી રૂસ્તમ ઉઠયો ને હાથમાં એક સારંગી લઇ પોતે વજાડનારો હોય તેવોજ પોશાક પહેરી ચાલતો થયો. જતાં જતાં તે પોતાનાં બીજાં દોસ્તોને કહેતો ગયો કે આશરે ૨૫) જણે સારો પોશાક પહેરી સાથે અદી અને એ મોબેદોને લઈને આવવું. જે અગીયારીમાં તે મધુરી મોહીનાનાં લગન થવાના હતાં ત્યાં રૂસ્તમ જઈ લાગ્યો, ત્યાં એક દસ્તુરે તેને પૂછ્યું કે તું કોણ છે અને અહિં શા માટે આવ્યો છે? રૂસ્તમે જવાબ દીધો કે હું વજાડનારો છું. મારા સાંભળવામાં આવ્યું કે અહિં મોટાં લગન આજ રોજે થવાનાં છે તે જોવા આવ્યો છું. લગનની ક્રિયા પૂરી થયા પછી હું ગીત ગાઈશ ને વજાડીશ. દસ્તુરજી તો રૂસ્તમની બોલી પર લોભાઈ જઈ તેને બેસવાની છુટ આપી. રૂસ્તમે કહયું કે મને તો પહેલાં પરણતો વર, કન્યા જોવા ગમે છે. એમ કહી

તે અગીયારીમાં જઈને એક થાંભા નજદીક બેઠો. લગનની શુભ મીજલસ ભરાવા લાગી કેટલાક ખુબસુરત બાનુઓ પોતાના સુંદર પોશાકમાં સજ થઈને આવતી હતી, જે તેઓની ખુબસુરતીમાં વધારો કરતો હતો. તે સઘળી નાજનીનો મરોડદાર ઢપે ચાલતી હસ્તી બોલતી દાખલ થતી હતી. તેઓ આપસ આપસમાં વાત કરતી હતી તે રૂસ્તમ સાંભળતો હતો. કોઇ કોઈ વેલા તો તે છડે ચોક બોલતાં સાંભલતો કે કેવી સરસ જુવાન છોકરી છે, ને પેલો તો બુઢો બુબખ કદરૂપો છે. વળી કોઈ કહેતું કે નહિ નહિ એટલો બધો પાપી નથી. વળી કોઈ કહેતું કે તેણીતો કોઇ બીજાંને ચાહે છે. વળી કોઈ કહેતું કે હા પેલા ગરીબ પણ સદગુણી અને દરેક રીતે ગૃહસ્થને લાયક જવાન્યાને ચાહે છે, વળી કોઈ બોલતું કે પેલો ગાય છે ને વજાડે છે તે કેવો ખુબસુરત છે. તે કાંઈ નહિ લઈ જતો. તો કોઇ જવાબ આપતું કે તે ઘણો ગરીબ છે. તો કોઈ વળી દયા ખાતું. આ બધું સાંભળી રૂસ્તમ ખુશી થયો કે દરેક જણ આ મધુરી મોહીની તરફ દલગીરી બતાવે છે, આખરે વરરાજા ખુશાલી ભર દાખલ થયા, તેને જોઈ બધાં એકદમ ચુપ થઈ ગયાં. તે એટલો તો બુઢો ને બદસુરત હતો કે કાંઈ મના નહિ. વળી તેણે અધુરામાં પૂરૂં જમાનાની ફેશન પ્રમાણે દગલા પર રેશમી સાહ્યા ઓરવયો હતો અને માથે રેશમી ચળકતું ખોખું, તેમજ પગમાં વારનીશનાં ચળકતાં બુટ પહેરેલાં હતાં, જેથી વધારે બુઢોને બેડોળ દીસ્તો હતો.

એકાએક બધાની નજર બારણાં તરફ ગઈ ને તેઓએ દીઠું કે પરણુતી કન્યા આવે છે. ભેગાં મળેલાં લોકોમાં કાંઈક અજબ વિચાર ફેલાયો. તેણી એટલી તો ખુબસુરત હતી કે તેને જોતાંજ બધાંની નજર તેણી તરફજ ઠરેલી હતી. તેણી ધીમે પગલે પોતાના બાપના હાથનાં ટેકાપર ચાલતી આવી.

તેણીનો ચહેરો શોકાતુર અને નજર નીચી હતી. તેણી પોતાના શુશોભીત પોશાકમાં દલગીરી છતાં વધુ ખુબસુરત દીસ્તી હતી. તેણીની પાછળ તેણીની સહીમીતીઓ ખુશ હલકે લલકારતી ચાલતી હતી પણ તેઓનાં ચહેરાપર દલગીરીનો છાપ કુદરતી દીસ્તો હતો.

જેવી તે આવીને લગનની ખુરશી પર બેઠી કે બુઢાજી આવીને ખુરશીપર બેસવા જાય છે, કે રૂસ્તમ એકદમ ઉઠી ઉભો થયો ને તેની આગળ જઇ ઉભો, અને બોલ્યો કે સાહેબો જરા થોભો આ લગન મને નથી ગમતાં. કારણ કે કન્યા તો ખુબસુરત અને જવાન છે અને વર રાજા તો જમાનાના ખાધેલા ઘરડા ધુવડ જેવા છે. જયાં છે ત્યાં પૈસાના લોભને ખાતર આ કુંવારી કન્યાનું ભવીષ્ય જબરીથી રદ થાય છે. દરેક બાનુઓએ તેને બોલવામા મદદ આપી અને આખો હોલ એકજ અવાજથી ગાજી રહ્યો. બીચારા દસ્તુરજી ગભરાટમાં પડી ગયા ને પૂછવા લાગા કે ભાઈ તું કોણ છે. આટલું તોફાન ઉઠાવવાની મતલબ શું? રૂસ્તમે કહ્યું કે હું ગરીબોનો સહાય થનાર અને તેઓ પરનો જુલમાત ટાલનાર રૂસ્તમ રાણા છું. એમ કહી તેણે સીસોડી વજાડી કે પેલા ૨૫) જણા અને અદી તથા મોબેદો તરતજ દાખલ થઈ ઉભા, રૂસ્તમે કહ્યું કે આ ઘરડા વર સાથે જુવાન કન્યા આપવાની સામે છું. કેટલીક તકરાર પછી બાપડો બુઢો હારી ખાઈ સેતાન ડાબો કરી અગીયારીમાંથી તુટેલાં જીગરે બહાર પડયો, અને ફટકટો ચટકતો પોતાના ઘર તરફનો રસ્તો લીધો. સઘળી મીજલસ શાંત થયા પછી રૂસ્તમ બોલ્યો કે હવે આ સુંદર કુંવારીને પોતાનો મન ગમતો વર શોધી લેવા દેવો. તરતજ ખુશીથી મધુરી મોહીનીએ પોતાની આંખો ને જમીન તરફજ ટેકવી રાખી હતી. તે ઉંચે ચઢાવીને જોતાંજ પોતાની પાસે પોતાના ખરાં જીગરથી

ચાહેલા ગરીબ અદીને ઉભેલો દીઠો. તેણીએ પોતાનાં હાથ બીહતાં બીહતાં ઉંચકીને અદીનાં હાથમાં મૂકવા ગઈ, તરતજ અદી તે હાથો પોતાના હાથમાં માનથી પકડીને ઉભો. જાણે આકાશમાંથી હુરી ઉતરીને ઉભી હોય તેવી તેણી ખુશાલીથી પોતાની ખરી ખુબસુરતીને શોભાવી રહી હતી.

રૂસ્તમે ખુશીથી તાલીઓ ફોડી જેને સઘળી બાનુઓએ અને ગ્રહસ્થોએ ટેકો આપી ગર્જના કરી મૂકી. પછી મોબેદોએ પોતાનું કામ આગળ ચલાવ્યું, જ્યાં સાક્ષી તરીકે રૂસ્તમ રાણા મધુર મોહીનાના ભાઈ તરીકે ઉભો અને અદી તરફથી જાંગીર જાગીરદાર ઉભો. મધુરી મોહીનાનાં બાપે લગન સામે પોકાર કીધો પણ તેનું કોઈએ સાંભળ્યું નહિ. કોઈબી આ લગનની વિરૂધ હતાં નહિ. ફકત લોભી બાપ અને લાલચુ દસ્તુર સિવાય કોઈબી વિરૂધ નહિ હતાં. તેઓ ઘણાં ગુસ્સે થયાં પણ તેઓનું કાંઈ વળ્યું નહિ. અંતે લોભી બાપને લાલચુ દસ્તુરો સાથે તકરારમાં રૂસ્તમે કીધા, ને લગનની ક્રિયા આશાનીથી થઈ. અને રૂસ્તમ રાણા જાંગીર જાગીરદાર તથા બીજા સોબતીઓ વાજતે ગાજતે વર રાજાને પરણુતી કન્યાને પોતાને ઘર લઈ ચાલ્યા. લોકોમાં આ લગનની વાતો ઘણું સુધી ચાલી, અને એ પરથી કેટલાક લોભી તેમજ અણુસમજુ માબાપોને કાંઈક શીખામણ મળી કે પૈસાને ખાતર પોતાનાં રાંક બચ્ચાંને પછી છોકરો કે છોકરી જે હોય તેને જબરી કરી લગનની પવીત્ર ક્રિયા કરવી નહિ. કેટલેક ઠેકાણેથી આપણે સાંભળ્યું હશે કે, છોકરા છોકરીની મરજીથી આ લગન થયાં તો કેટલેક ઠેકાણેથી સાંભળ્યું હશે કે છોકરાની તો મરજી હતી, પણ માએ બાપે કે મમઈ બપઈએ તેને તેમ કરતાં અટકાવ્યો. ઘણા પૈસાવાલાને ત્યાં તેની મરજી ઉપરાંત પરણાવ્યો. પણ પૈસાના તાપથી છોકરી ગરીબ

છોકરાને સંપોવી શકી નહિ. અને પાછી પોતાનાં માબાપને ઘર ચાલી ગઇ. જેથી છોકરાને મનમાં ઘણું માઠું આવ્યાથી આપઘાત કરી મૂવો. એવું એવું આપણુ ઘણું સાંભળચે છીએ. ખરેખરજ રૂસ્તમ રાણા અને જાગીર ભાગીરદારે પોતાના નાના ગામમાં હીંમતથી ડહાપણુ ભર્યું પગલું લીધું ને ખરૂ જોડું મેળવી આપ્યું. એવા વીરલાઓ જો અનેક ઠેકાણે હોય તો આપણી નાહની કોમમાં ઘણો ફાયદો થાય. આજ કાલ છુટા છેડા ને પગાર બંધવાની ધમચકરી ચાલે છે. તે દીન ઉગતે નાબુદ થાય અને કોમનો ફેસ્તો પારકી કોમે જતો અટકે તેમજ સુધારાના સાથીઓ પોતાનો સ્વાનો છોડી દઇ કોમનુંજ ભલું કરવામાં મન રોકે તો કોમને કાંઈક ફાયદોજ થાય. પણ આપણુને તે માટે કોણુ જાણે કેટલાં વરસ થોભવું પડશે કારણુ કે હાલમાં રૂસ્તમ રાણા અને જાંગીર જાગીરદાર જેવા પરમાર્થી શેઠયાઓ હિંમતથી જાહેરમાં નથી પડતા.





## કેળવણીનો પ્રતાપ.

ગીતામા કહે છે કે सर्वं कर्माखिल पार्थज्ञाने परीस मापते

હે અર્જુન, જ્ઞાનમાં સર્વ કર્મ સર્વ રીતે સમાપ્તી પામે છે. અજ્ઞાન શીરોમણી છે. વળી તે જ્ઞાન પામનારી સ્થિતી કેવી સુખમય થાય છે.

चलं षध्वा चावरं लाभ मन्यते नाधकं ततः

જે સુખનો લાભ પામ્યો, તેથી વધારે બીજો લાભ છે એવુ માનવાને તેને કારણુ રહેતું નથી. એવી ઉંચી વિદ્યા મેળવવા માટે જે ખરો વિદ્યાભકત હોય છે, તેજ માત્ર તેનો ખરો ભકત બને છે, ને તેનો અમરત રસ ચાખે છે.

પ્રિય વાંચકો, જો આપણા દેશનો ઉધ્ધાર કરવા ને દેશનાં ઉદયની આશાઓનાં કિરણો પ્રફુલીત કરવા માંગતા હોવો તો આજની કેળવણીનો સવાલ ઘણો મહત્વનો ગણાયલો છે. એની ઉપર ઘણાં લેખો લખાયા છે, ઘણાં ભાષણો અપાયાં છે. ઘણી નવી શાળાઓ, કોલેજો, મદ્રેસાઓ સ્થપાઈ છે. પણ હિંદની ૩૩ કરોડની વસ્તીનાં પ્રમાણમાં જોતાં હિંદનાં લોકોનો પોણો ભાગ કેળવણીનો મહીમા, તેનો પ્રતાપ તથા બલીહારી શું છે એ પીછાણવામાં આપણાં લોકો દુન્યાના બીજા દેશો કરતાં ઘણાંજ પછાત માલમ પડે છે. એનું મુખ્ય કારણ જો શોધીશું તો જણાશે કે લોકો ગરીબાઇને લીધે ભૂખે ટવળે છે, ત્યારે કેળવણી લેવા પાછળ તે કયાંથી પૈસો ખર્ચી શકે. તેથી હાલનાં જમાનામાં મુખ્ય જરૂરીયાત ફ્રી એજ્યુકેશનની છે. નાનામાં નાનાં ગામડાંથી તે મોટામાં મોટા શહેરો સુધીમાં ફરજ્યાત મફત કેળવણી અપાવીજ જોઇએ. જો દેશનાં બાળકો કેળવણીની મોજ શું છે તે સમજશે ત્યારેજ આપણાં દેશનો ઉધ્ધાર થશે, ને જે નિર્ધનતાનું સંકટ સહન કરે છે, તે સંકટ નિવારણ કરવા સામર્થવાન થશે ત્યારેજ તેઓ પોતાનાં દેશની દાઝ હૈડે રાખી દેશ સેવા, સમાજ સેવા, સ્વરાજ સેવાનાં ઉંચ સિંધાતો શું છે તે સમજી શકશે. પણ જયાં સુધી કેળવણી મેળવ્યા વગર અજ્ઞાનતામાં રહેશે ત્યાં સુધી તો આપણાં હિંદની હાલત સૂધારવી નહિ બનવા જોગ છે. અહિંઆ એક વાત આપણે સદા સ્મરણમાં રાખવાની જરૂર છે કે કેટલાકો થોડું ભણ્યા પછી એમ વિચારે છે કે અમે બહુ ભણ્યાં છીએ પણ એતો માત્ર ખાડીનાં [illegible]માં ડુબી મરવા જેવું છે- વિદ્વાન લોકોનું મત છે કે જો થોડું ભણી અભીમાની થાએ તો તે ઘણું હાણીકારક ગણાયલું છે. પોપ કવી કહે છે કે:—"Little learning is a dangerous thing" ગુજરાતી કહેવત છે કે:—અધુરો ઘડો છેલકાય ઘણો. જેમ પાકેલાં ફળ જે

સુસ્વાદ આપે છે તેમ કાચાં ફળમાં હોતો નથી. એક આંબાની પાકી કેરી જેટલી સ્વાદીષ્ટ લાગશે તેટલી કાચી કેરી લાગતી નથી.

બીજું એકે પાકાં ફળમાં સારો સ્વાદ છે. એટલુંજ નહિ પણ તે બીજ રૂપે અનેક ફળો ઉતપન્ન કરવા શકિતવાન થાય છે. તેમજ કેળવણી વિષે સમજવાનું છે. એક પૂરો ભણેલો વિદ્યાર્થી પોતાનાં વિદ્યાનાં બળે દેશનું તેમજ આખા જગતનું કલ્યાણ કરી ખરી મનુષ્ય સેવા બજાવવાને શકિતવાન થાએ છે. એ સઘળું આગલી તવારીખ ઉપરથી ને આપણાં અનુભવ પરથી સિધ થએલું છે. વિદ્યા એજ વિર્ય છે. (Knowledge is power) આપણાં આખા દેશનાં ઉદયનો આધાર આપણાં વિદ્યાર્થીઓ ઉપર રહેલો છે. માટે વિદ્યાર્થીઓને પહેલે કેળવવા જોઇએ.

પ્રથમ વિદ્યાર્થીએ યોગ્ય થવું, એ પહેલું પદ છે. પછી સ્વતંત્ર ઉધોગ આદરવો, અથવા રાજ્ય સંબંધમાં આવવું એ બીજું પદ છે.

કેળવણીનો પ્રતાપ એટલો તો બળવાન છે કે તે સંસારમાં અનેક ધંધા કરી શકે છે. એક પશુ ચરાવનારથી રાજ્ય ચલાવનાર સુધી સર્વમાં કેળવણીનાં પ્રતાપે મેળવેલી સમજણ, ને બુધ્ધી પ્રમાણે તે કામો ઘણી કુશળતાથી ચલાવવામાં આવે છે ને તે કેળવણીથી દીપી નીકળે છે. જેવી રીતે હીરા ઉપરનાં કેટલાંક પડ ઘષણથી નીકળી જાય છે ત્યારે તેમાંથી પ્રકાશીત તે મૂલ્યવાન કિંમતનો હીરો દીપી નીકળે છે, તેમજ અજ્ઞાનતા ને તેથી ઉત્પન થતા કેટલાક દોષોનાં પડો ચઢી ગએલાં છે. તે વિદ્યાઅભ્યાસથી નીકળી જાય છે. તે વિદ્યાર્થી પોતે આપ બળથી ઝગકી રહે છે. ને છેલ્લે કેળવણીનો શો પ્રતાપ છે, તે પીછાણતાં શીખે છે.

આપણને આ દુન્યામાં બધી બહારની સૂખ સગવડો ને અનૂકુળતા કેળવણીથી મળે છે, એટલુંજ નહિ પણ એમાંજ

કાંઈ કેળવણીનું ફળ સમાઈ જતું નથી, એ તો વિદ્યાનું ઉપરનું ફળ ગણાયલું છે. પણ જે મહાપુરૂષો વિદ્યાની જ્ઞાનાવસ્થાઓ પ્રાપ્ત કરી વિદ્યાચારાએ પરમજ્ઞાન પામી આત્મીક આનંદ મેળવી જે સુખ મેળવે છે તેનાં જેવું શ્રેષ્ટ બીજું કશુંજ નથી. એક ઠેકાણે અંગ્રેજીમાં કહેલું છે કે—

The purpose of his life. its end and aim
The search of hidden truth, careless of fame,
Of empty dignities and dirty pelf,
Learning he loved and sought her for herself.

મતલબ કે જેનાં જીવતરનો આષ્ય, તેનો અંત અને લક્ષણ ગુપ્ત સત્વને પિછાણવાની ને શોધવાનીજ છે. તે મનુષ્ય આ દુન્યાનાં ખાલી માનચાંદ, પ્રોઢતા કે મલીન તૂચ્છ ધન વિષે લેશ ભાર પણ દરકાર કરતો નથી ને તે વિદ્યામાં આસ્કતજ હોય છે ને વિદ્યાનેજ અર્થે વિદ્યાની શોધ પાછળ મંડે છે.

પ્રિય બહેનો ને બંધુઓ, આ સઘળા ઉપરથી આપણી ખાત્રી થાય છે કે કેળવણી યા વિદ્યા મેળવવી તે કાંઇ આપણા પોતાનાંજ લાભ અર્થે મેળવી બેસી રહેવનું નથી, પણ આપણે તો આ મનુષ્ય જન્મ સફળ કરવા સત્યની શોધ કરી પરમ પરમાત્માને પહોંચવાનીજ પુરૂષાર્થ કરવાની ઇચ્છાઓ રાખવી જોઇએ કે જેથી જ્ઞાન માર્ગે જગતનું કલ્યાણ કરી બધાં સાથે એકયતા સંપાદન કરી દેશનો ઉધ્ધાર કરી તેને પહોંચ્યે.

જેમ હાલના ચાલુ જમાનામાં આપણા મહાત્મા ગાંધીજી, વિદુષી એની બીઝાંટ, રબીંદ્રનાથ ટાગોર, દાદાભાઈ નવરોજી, ફીરોઝશાહ મહેતા, ગ્લાડસટન વગેરે, મહા વિરલાં પુરૂષોએ જ્ઞાનનો રસ્તો પોતે અખત્યાર કીધો છે તેમને પગલે ચાલવાની આપણે જો કોષેશ કરીશું તો જરૂર ફ-તેહ મેળવીશું. જેમણે પોતાનું સઘળું જગત કલ્યાણ અર્થે આપ્યું છે તેમજ હાલનાં વિદ્યાર્થી ભાઈઓ ને બહેનો ચાલે તો જરૂરજ આપણાં દેશનો ઉધ્ધાર થાય, ને આખા જગતનું કલ્યાણ કરી પરમાત્માને પહોંચી શકયે. છેલ્લે પ્રભુ પ્રત્યે આપણે પ્રાર્થના કરીશું કે સર્વ જનસમાનમાં એવી સદ બુધ્ધી આપે.

---

## આત્મા શુદ્ધિનો સરળ માર્ગ.

દરેક માનવીની ફરજ છે કે જ્યારે તે આખા દિવસના કામથી પરવારી રાતનાં બીછાનામાં આરાયસ લેવા જાય ત્યારે આખા દિવસની અંદર આપણાથી મન, વાચા, ને કર્મથી જે કાંઈ ભૂલો જાણી જોઇને અથવા અજાણપણે થઈ હોય, તેની તપાસ અંતઃકરણથી કરી નહિ હોય, ત્યાં સુધી આપણે નિદ્રાવશ થવું નહિ જોઈએ. આપણ દરેકે મન સાથે આ પ્રમાણે વિચાર કરવો કે આપણે કરવા યોગ્ય શું છે? ને નાહ કરવા યોગ્ય શું છે? એ બાબદનું ભાન માનવીને પહેલું મળે તો પછી તે ભૂલો કયાં થયલી છે, અથવા પોતે કર્યું કાર્ય નથી કર્યું કે કયા કાર્યમાં પછાત છે એ સઘળી બાબદનો ખ્યાલ તેને આવી શકે છે, ને તેમ સમજી શકે છે. જો આ જ્ઞાન આપણને બરાબર હોય તોજ દરેક શુભ કામની આપણે પ્રશંસા કરી શકીએ છીએ, ને શુભ કે અશુભ કાર્યને વાસ્તે દલગીરી કે પસ્તાવો કરી શકીએ છીએ. આત્મા શુદ્ધિના માર્ગમાં વિચારથી કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્યો કયાં છે તેની ટુંકમાં નોંધ આપેલી છે, જે આત્મા શુદ્ધિના સરળ માર્ગ ઉપર ઈચ્છા રાખનાર દરેક માનવીએ બરાબર ધ્યાનમાં રાખવા જોગ છે. જેમ દરેક વેપારી રાતે પોતાનાં ધંધાના નફાને નુકશાનનું સરવાયું કાઢે છે, તેમ આપણે પણ આત્માના ગુણ દોષના વેપારનું દર રાત્રે સરવાયું કાઢવું જોઈએ. આપણે આપણા અંતકરણ રૂપી ન્યાયાધીશ પાસે આખા દિવસમાં કરેલાં કાર્યોનો હિસાબ આપવો જોઈએ; આપણે દરેક રાત્રે આપણા અંતકરણના અવાજને (Voice of the silence) પુછવું જોઈએ કે આપણી ભૂલ કયાં થઈ છે? આપણે શું કર્યું

છે ? આપણે કરવા યોગ્ય શું નથી કર્યું ? આટલાજ વાક્યોમાં બધી બાબદને સમાવેશ થઇ જાય છે.

આ નીયમ પ્રમાણે આપણા અંતકરણની બારીક તપાસ વેળા આપણુને એમ લાગે છે કે જો આપણાથી આખા દિવસ કેટલાક દોષ થયલા છે તો તેજ વખતે આપણું અંતકરણ પશ્ચાતાપના અગ્નિથી આપણુને બાળે છે. જેમ સોનાને લાગેલો મેલ અગ્નિથી બળી જાય છે, તેજ રીતે આત્માને લાગેલો મેલ આ પશ્ચાતાપના અગ્નિથી બળીને આત્મા શુધ્ધ બને છે. આ મતલબથીજ દરરોજ રાત્રે ઉંઘવા પહેલાં દિવસમાં કરેલાં કાર્યોની નોંધપોથી તપાસવાની ખાસ જરૂર છે.

બીજું શરૂઆતમાં કેટલાક દિવસ સુધી આ કામ કરવામાં આપણી શારીરીક શકિતઓ વિઘ્ન રૂપ થશે, અને કેટલીક વખતે આ આખા દિવસની તપાસ કર્યા વગર એમને એમ સુઇ જવાનુ પણ મન થશે, તેથી આપણે જરા પણ ગભરાવું નહિ, ને આપણા મનમાં જે નિશ્ચય કર્યો છે તેને વળગી રહેવું જોઇશે. કારણ કે આપણા આત્મા સુદ્ધીના સરળ માર્ગમાં જે કાંઈ અડચણો આવે તે દ્રઢ ઈચ્છાથી દુર થતાં વાર લાગશે નહિ ને થોડા દિવસ સુધી ટેવ પાડયા પછી શરીર જરૂર આપણી આજ્ઞા પ્રમાણે વર્તશે. જેથી આપણે આત્મબળને સંપુર્ણ કાબુ મેળવી શકીશું.

આ સંબંધમાં એક અગત્યની બાબદ આપણા પક્ષમાંથી જતી રહે છે. તે એ છે કે રાતે અંતઃકરણ રૂપી ન્યાયાધીશ પાસે તપાસ કરાવતી ( આત્મા નિરીક્ષણ) વખતે આપણે ઘણા કરેલાં કાર્યો ભુલી જઈએ છીએ. તેમ નહિ બને માટે આ એક ઉપાય સુચવવામાં આવ્યો છે.

દરરોજના કાર્યનું અવલોકન સવારના પહોરથી કરવાને બદલે રાતથી શરૂ કરી, દરેક કાર્યનું અવલોકન કરવું. રાતનું અવલોકન કરવા અગાઉ આપણે શું કાર્યો કર્યા ? તે પહેલાં

આપણે ક્યાં હતાં? ત્યાં શું કરતાં હતાં? આ રીતે રાતથી શરૂ કરી, છેક સવારના પહોર સુધીનું એટલે આખા દિવસના સઘળાં કાર્યો યાદ આવે, ત્યાં સુધી વિચારમાં ને વિચારમાં (મનન કરતાં) પાછાં જવું આ રીતે એક પછી એક અનુક્રમે યાદ કરતાં એકબી કાર્ય ભૂલી જવાશે નહિ, ને આ બારીક અવલોકનની ખરી તપાસ આપણા અંતર આત્મા રૂપી ન્યાયાધીશ પાસે લઇ શકાશે, કારણ કે આપણો અંતર આત્મા સઘળું છુપું કાર્ય આપણું જાણે છે. તેથી એ ખરેખરો ન્યાય આપે છે. તેનામાં જરાપણ પક્ષપાત જેવું નથી. આપણે ઘણીક વખતે બીજાનો ઉપદેશ દીધેલો સ્વીકારતાં નથી. પણ અંતર આત્માનો અવાજ, જે સખ્ત હુકમ આપે છે, તેને ગણકાર્યા વગર ચાલતુ નથી તેથી આત્મા શુધ્ધિનો માર્ગ ઘણો જલદીથી સરળ થાય છે.

હવે જો આપણ આ રીતે દરરોજ બુધ્ધિપૂર્વક રીતે અંતર આત્માનો અવાજ સાંભળવાનો પ્રયત્ન ચાલુ રાખ્યે, તો જરૂરજ આપણે અશુભ કાર્યો કરતાં ધીમે ધીમે અટકી જઈશું, એટલે નિવૃતિ માર્ગમાં જતાં બચાવ થશે, ને કુદરતી રીતે આપણે શુભ કાર્યમાં જોડાઇ જશું જેથી આપણી નજર સામે પ્રવૃતિ માર્ગ ખુલ્લો થશે ને આપણું હ્રદય નિર્મળ બનશે. એટલુંજ નહિ પણ આપણ માનવીઓ માટે કુદરતીજ આત્માની શુધ્ધતા માટે દરરોજ રાતના સુતી વખતે એકાગ્ર ચીતે નીચે પ્રમાણે મનન કરવું જરૂરનું છે. જેથી તે પરમ કૃપાળુ પ્રભુની મહેરબાનીથી એટલું તો સમજવા શીખ્યાં છીએ કે શુધ્ધ આચરણ ને અશુધ્ધ આચરણ શામાં રહેલું છે તેથી કંઇ આપણે અજાણ્યા નથી, પણ આ દુન્યવી માયાને વશ થઇ ક્રોધ, અંહકાર, કપટ, લોભ, કે, કામને વશ થઇ આપણાથી જે અશુભ આચરણ થયાં હોય તે આપણે તેને જણાવી ક્ષમા યાચીશું, કે ફરીથી એવું આચરણ ન થાય. તેવી શકિત તે દયાળુ કીર્તાર આપણને બક્ષે, ને ફરીથી એવાં કામ નહિ

કરીએ, એવી દ્રઢ પ્રતિજ્ઞા અંતરઆત્મા સનમુખ હૃદયથી લઉં છું. તથા જે એક વખતની થયલી ભૂલો માટે ક્ષમા માગવા આપણો અંતરઆત્મા સાક્ષી રૂપે પશ્ચાતાપ કરવા તૈયાર થયલાં છે, તેજ ભૂલો ફરીથી આપણાથી ન કરાય તેમજ પાછો પશ્ચાતાપ કરવાનો સમો નહિ આવે, એવી અંતકરણપૂર્વક પ્રાર્થના કરવી જોઈએ છે.

હરરોજ સવારે પ્રાર્થના કરતી વખતે નીચલાં દશ પ્રકારના ધર્મ પાલવાની પ્રતિજ્ઞા દ્રઢ ઇચ્છાથી લેવી ઘણી જરૂરની છે જે ટુકમાં દરશાવી છે.

૧ મનને કાબુમાં રાખવું, અને જુદા જુદા વિચારોમાં અને વિષયોમાં મનને ભટકવા ન દેવું.

૨ દરેક પ્રસંગે આપણી ઈંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ રાખવો.

૩ દરેક પ્રસંગે સત્ય બોલવું.

૪ કોઇએ પણ આપણા તરફ કરેલા અપરાધ માટે અંતકરણથી માફી આપવી.

૫ દરરોજ આપણી યથાશકિત પ્રમાણે દાન ધર્મ કરવું.

૬ દરરોજ યોગ્ય ધ્યાનનું કાર્ય તન મન, કે ધનથી કરવું.

૭ ઈશ્વરની ભકિત તથા ગુરૂની ભકિત કરવી તેમજ દરેક વડીલો તરફ વિનય પૂર્વક વર્તવું જોઈએ.

૮ મન, વચન, ને કર્મથી શુધ્ધતા પાળવી.

૯ જ્ઞાન મેળવવા પાછળ દરરોજ થોડો પણ સમય ગાળવો જરૂરનો છે.

૧૦ દુન્યાના તમામ જીવોનું કલ્યાણ થાઓ એવી શુભ ભાવના હંમેશાં મનમાં રાખવી.

આ દશ પ્રકારનાં કરવા યોગ્ય કાર્યોમાંથી થોડા ઘણાં પણ કાર્યો આખા દિવસમાં કરવાને શક્તિવાન થાઉં ને એવાં શુભ કાર્યો કરવાનું આપણુને વિષેશ બળ આપે એવી હૃદયની દૃઢ ઈચ્છાથી પ્રભુ પાસે પ્રાર્થના કરવી; ને જે આપણામાં એથી

ઉલટી બાજુના દુર્ગુણો છે તે વિનાશ પામો, ને આપણામાં સદગુણોની ધીમે ધીમે વૃદ્ધિ થાઓ એવું ઇચ્છીશું. ને કાંઈ પણ જે સારી શકિતઓ આપણામાં રહેલી છે, તેનો પરોપકાર વાસ્તે ઉપયોગ થાય એવી આપણે સર્વેને માટે પ્રાર્થના કરવી.

સંસ્કૃતમાં એક લેખ છે, જે મનન કરવા યોગ્ય છે.

शिवमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाश सर्वत्र जनाः सुखी भवतु ॥

સર્વ જગતનું કલ્યાણ થઓ, પ્રાણી માત્ર પારકાના હિતમાં તત્પર થાઓ, સર્વ દોષો નાશ પામો, અને સર્વ સ્થળે લોકો સુખી થાઓ !





## જીવ હત્યા.

આપણુ માનવીઓ મનુષ્ય તરીકે સર્વ પ્રાણીઓમાં દુન્યામાં જે ઉતમ દરજ્જો ભોગવ્યે છીએ, તેમાં કુદરતની તમામ પેદાયશોમાં મુંગા નિરદોશ વાચા વગરનાં જનાવરો આપણું ઘણું ધ્યાન ખેંચી રહેલાં છે. મુખ્ય કરી મનુષ્યને રોજ જીંદગી વહેવારમાં આવે એવાં ભારબરદારી જાનવરો જેવાં કે, ગાય, ભેંસ, ઘોડો, બળદ, પાડો, હાથી, ઉંટ વગેરે છે કે જે મનુષ્યને ઘણાં ઉપયોગી છે. એવાં ઉપયોગી નીરદોશ વાચા વગરનાં મુંગા પ્રાણીઓને જીવથી મરાવી નાખી તેઓનાં માંસનો આહાર કર્યે છીએ. ને આપણી મનની મોજ તેનાં સ્વાદીષ્ટ આહારથી પુરી કરીએ છીએ, આજની આગળ વધેલી વિદ્યાએ આપ-

ણુને સાબેત કરી આપ્યું છે કે એક મનુષ્ય પોતાની જીંદગી ટકાવી રાખવા, તેને તનદરોસ્ત ને સલામત રાખવા માટે તેમજ માનવીની ઉંચ ખાસીયત બનાવવા માંસાહારી કરતાં કુદરતી બક્ષેલા ખોરાક ઉપર જીવવું વધારે ફાયદાકારક છે. ડોકટરોએ આપણુને પોતાની મેડીકલ સાયન્સથી પુરવાર કર્યું છે કે મનુષ્યનાં શરીરનું બંધારણ, તેનાં દાંત અને અંદરના અવયવો વગેરેની બનાવટ એવી કરી છે કે કુદરતી વનસ્પતિનો ખોરાક ખાવાથી માણુસો ઘણી લાંબી જીંદગી સુધી જીવી શકે છે. એટલુંજ નહિ પણ તનદરોસ્તી પણ ઘણી સારી ટકાવી શકે છે, ને મગજ શકિતનું ભારે કાર્ય તેઓ ઘણી ચપલતાથી બજાવે છે.

માંસ મરઘી મચ્છીનાં હલકા ખોરાક કરતાં કુદરતી વનસ્પતિઓ ફળ, ફળાદી, અનાજ, દાળ, કઠોળ, ઉપરાંત જાત જાતનાં સુકા ને લીલા મેવા વગેરે ખોરાકમાં ઘણા પુષ્ટીકારક તત્વ સમાયલાં છે. આ ઉપરથી એમ સમજ પડે છે કે માત્ર બે ઘડીની જીભની લહેજતને ખાતર મરી મસાલાનાં સમાવેશથી પકવાયલા મલીન માંસ મચ્છી વગેરેનો ખોરાક ને તેને પાચન કરવા સારૂ દારૂ જેવી ઝેરી વસ્તુનો ઉપયોગ કરે છે ને હજારો ગરીબો એ વ્યસનમાં પડી ગયાં છે. તેથી હાલમાં આપણા દેશની પાયમાલી થઈ ગઇ છે. મહાત્મા ગાંધીજીએ દારૂ નીષેધની ચળવળ ઊપાડી લઈ દેશની ઉમદા સેવા બજાવી. એથી આ દેશનાં નીચથી ઉંચ સુધીનાં સર્વ વર્ગનાં લોકોમાં સારી જાગ્રતી આવવા માંડી છે. હાલમાં કોરપોરેશનમાં મી૦ હાલાઇએ જીવ હત્યાનો સવાલ ઉપાડી લીધો છે. જેને આજના આપણા ઘણા ભાઇબંધોએ ટેકો આપ્યો છે. તેથી એ ભાઈને એમનાં કાર્યમાં વધુ ફત્તેહ મળે એવું ઈચ્છીએ છીએ.

એવું કહેવામાં આવ્યું છે કે હિંદમાં પશુ ધનની વૃદ્ધી ઘણી ઓછી છે. જ્યારે દુન્યાનાં બીજા ભાગોમાં તેની વૃદ્ધી

ઘણી સારી જણાયેલી છે. બીજું કારણ એ છે જે હિંદમાં પશુ ધનનો જાણે ભંડાર ભર્યો હોય, તેમ તેની દુન્યાનાં બીજા ભાગોમાં નીકાશ થાય છે. તેથી પણ હિંદનું પશુ ધન ઓછું થતું જાય છે. વળી તે ઉપરાંત હિંદમાં લગભગ ૨૦) કરોડ મનુષ્યની સંખ્યા માંસ ખાનારની જણાયલી છે. આ બે મુખ્ય કારણથી હિંદ જે મુખ્ય ખેતીવાડીનો મૂલક ગણાયલો છે, તે છતાં ખેતીની બાબદમાં ઘણો પછાત છે, તેનું કારણ પણ એજ છે. આ રીતે હિંદનું પશુ ધન ઘટે છે. તેથી ખેતીકારો ખેતી સારી કરી શકતા નથી, ને ખેડુતો બીચારા જીંદગી સુધી નીર્ધન હાલતમાં રહે છે. તેમજ એક ટાણે પણ ખાવાનો પુરતો ખોરાક મળી શકતો નથી. એ રીતે દેશમાં મોટા ભાગે લોકો ગરીબીમાંજ સબડે છે.

પ્રીય વાંચકો, તમો વિચાર કરો તો જણાશે કે તમારા ઘડી પળના જીભનાં સ્વાદોને ખાતર નિર્દય કસાઈઓની તેજદાર છરીની ધાર હેઠળ કેવાં હજારોની સંખ્યામાં બકરાં, મેંઢાં, ગાયો, વગેરે રહેંસાઇ જાય છે. એક ઠેકાણે કબીરજી એમ કહે છે કે—

જન જીવ કબુ મત મારો,
ભકિત કરો દયા ઉર ધરો.
સાધુ દેવ ભક્ષ અંકુર ખાય,
મીત મદ માંસ રાક્ષસ ખાય.

પશુ પક્ષી વગેરે દરેક જીવોને, આપણુ માણસની પેઠે જીવવા ગમે છે તેમને ના મારો તે જીવ હત્યા ના લેવો. પણ ખુદાને યાદ કરી દીલમાં દયા રાખો, ને પશુ વધ ના કરો. કહે છે કે સાધુ પુરૂષો ને દેવતા લોકોનો ખોરાક વનસ્પતી ફળફૂળાદીનોજ છે. જ્યારે રાક્ષસ લોકોજ માછલી, દારૂ, ને માંસ ખાય છે. આ ઉપરથી સમજ પડે છે કે જે માનવી માંસાહારી હોય, તે રાક્ષસ ગણાયલો છે.

## ખરી તવંગરી શેમા છે?

મારા પ્રિય વાંચક, દુન્યામાં જો તું ચારે તરફ નજર રાખી જોશે તો તુને જણાશે કે હરેક માનવીના મનમાં આજ વાત રમ્યા કરે છે કે કયારે તવંગર થઈશું? કયારે આપણે દુન્યાઈ સુખ ને મઝાઓ મેલવીશું? આ જાતના વિચારોથી પોતાના તનને તાવી નાખે છે, ને મનને મુંઝવણોથી બાળી નાખે છે. આ રીતે પોતાનો તેમજ પોતાના નાના સરીખાં કુટુંબનો પણ નાશ કરે છે.

અરે માનવી, જો તું ધીરજથી વિચાર કરશે, તો જણાશે કે ખરી તવંગરી કંઇ દોલતની રેલ છેલમાં નથી આવી જતી, કારણકે તે તો આ દુન્યાનું થોડા વખતનું તકલીદી સુખ ગણાયલું છે. તે અસ્ત, ઉદય, ભરતી, કે ઓટ સમાન આવશે ને જશે. તે ઉપરાંત જેઓ દોલતનાં જોરે ને પૈસે પુર હોવા છતાં, હરેક જાતની અમન ચમન ભોગવતાં હોવાં છતાં તેઓ સુખી છે કે કેમ? તે તેમને પુછી જોતાંજ જણાશે કે તેઓ સુખી નથી. તેઓ લખોની દોલતને માલ મીલકતના માલેક છતાં, તેઓને માથે હઝારો જાતની પીડાઓ, જંજાલો ને સાથે શરીરો ઘણુાજ કાહેલી જેવાં તવાયલાં દેખાશે. વળી ચહેરો ચિંતાતુર ને ફીકરમંદ દેખાશે. તેમના મનને જરાક પણ શાંતી કે રાહત જેવું હોતું નથી. ત્યારે હવે આપણે સમજ્યે છીએ કે એવું સુખ શા કામનું છે?

પ્રિય વાંચક, આટલું યાદ રાખજે કે એક મનુષ્ય ગરીબાઇમાં ઉચ્છરી, સંતોષી બની, ભલાં અંતકરણ, ને સાદાઇ ભરેલી જીંદગી ગુજારવામાં જે સુખ સમાયલું છે

તેની આગળ દોલતની તવંગરીમાં ઉછળતાં ને બહારના ભપકા ભરેલી જીંદગી ગુજારતાં ધનવાનો કુચ્છ ખીસાદમાંજ નથી. મનુષ્યની ખરી તવંગરી તેના ભલાઈના, નેકીના, પરોપકારી, ને લોકહીતકારી કાર્યોમાં સમાયલી છે.

એક પુરૂષને છાજતો ઉમદા ખવાસ ને તેની સાચી રહેણી કરણીથીજ તે ખરો મરદ બચ્ચો બનશે. તેમજ એક સ્ત્રીને છાજતા દરેક સદગુણોથીજ, તે એક દુન્યામાં નમુનેદાર અબલા તરીકે દીપી નીકળશે.

આપણુ મનુષ્યે એક નીખાલેસ અંતઃકરણની જીંદગી ગુજારવા દર પલે આપણા પેદા કરનાર કીરતારને યાદ કરવો જોઈએ, ને આપણી દરરોજની રહેણી કરણી કેવી રાખીએ છે, તે ઉપર વધુ ધ્યાન આપી આપણા પેદા કરનાર પીતા ઉપર નીગાહ રાખી તેના ઉપર વીશ્વાસ રાખી ચાલવું જોઈએ. તેમજ દુન્યામાં મનુષ્ય અર્થે ભલાં કર્તવ્ય કરવાની તકો હાથમાં લેવી ને લોક સેવા કરવી, કે જેથી આપણે આત્મા ને પરમાત્માની ખુશી ને તેની મોટાઈના ઉભરાઓથી આનંદમાં લીન થઈ જઈએ. તેમજ આપણી રગે રગમાં તેની બુલંદી ને તેની યાદી પસરી રહે ખરેખરૂં સુખી તો તેજ મનુષ્ય છે, કે જેણે દુન્યાનાં દુઃખી જીવોનું નીવારણ કીધું હોય. તેનાં દુઃખો મટાડવામાં તેવું નીરદોષ અંતઃકરણ ધરાવતું હોય તેજ એક માનવી દુન્યામાં પોતાને સુખી જોય છે. તે નમુનેદાર ને તવંગર થઇ શકે છે.

જો એક મનુષ્યને મોટાઇ કે માન મેળવવું હોય, તો તેને બહાર કેથે શોધવા જવાની જરૂરજ નથી. તો જો દુન્યામાં ભલાઈનાં, પરોપકારી, દેશ હીતકારી કાર્યો કરશે, તો આપો આપ માન તેને શોધતુંજ આવશે. આપણે જાણીએ છીએ કે દુનીઆમાં ઘણાં મહાન નર નારીઓ થઇ ગયાં છે, જેઓએ લોક હીતનાં ઘણાં ભલાં કાર્યો પોતાનો સ્વભોગ આપી કર્યાં છે.

તેઓ ઘણું સાદાં, ભલાં, નરમાશવાળાં, તેમજ સલાહ સંપને ચાહનારાં હતાં. તેઓને પગલે આપણે ચાલીએ તો જરૂરજ આપણું નામ પણ જગ આશકાર કરીશું. આપણા દરરોજના વહેવારમાં ભલા વીચાર, વચન ને કામો થવાં જોઇએ છે, કે આપણી જે સેવાની ઉમેદ છે, કે ખરૂં સુખ ખરી તવંગરી સામા સમાયલી છે, તે મેળવીએ તોજ આત્માની પણ વૃધ્ધી થાય છે, ને પરમાત્માની નજદીક પહોંચીએ છીએ. એક ઠેકાણે એમ કહ્યું છે, કે જો માનવી નમનતાઇનું નીચાણ કબુલ કરે તોજ તે મોટાઇનાં ઉંચાણ ઉપર જઈ શકે છે.

આજ કાલ કેટલાક શ્રીમંતો છે તે ગરીબ ભાઈબંધને તુચ્છકારી કાઢે છે. તેને નજીવો ગણી તેનું અપમાન કરે છે. એક લખોપતિ શેઠીઓ હોય, તે પોતાની દરેક ફરજોમાં પછાત પડે છે. તેનાં કરતાં તો એક સેવા બજાવનાર ગરીબ ખુદાની નજરમાં ઘણી ઉંચ પદવી ધરાવનાર વધુ પ્રિય લાગે છે. કારણકે તે પોતાની ગરીબી છતાં લોક સેવા બજાવી, ભલાઈને પરોપકારીનો પાઠ આ દુન્યાના લોકોને શીખાડે છે. તેજ ખરો તેના મનથી ગરીબ છતાં તવંગર ગણાય છે.

એક મનુષ્ય ગરીબ સરજાયો હોય તો તેને કંઈ નાખી દેવાનો નથી. જેમ એક હીમાલયનો મોટો પહાડ દુન્યામાં તેની બુલંદ ઉંચી ટોચ માટે પ્રખ્યાત છે, તેમજ એક અમુલ્યવાન કોહીનુર હીરો તેના આબ ને તેજ માટે પ્રખ્યાત છે. તેજ પ્રમાણે એક દુન્યામાં કહેવાતો ગરીબ પોતાની ગરીબીને લીધે તે મોટાંની નજરે તુચ્છ ગણાતો હોય, પણ જો તે ધામીંક સંતોષી નીખાલેસ જીંદગી, લોકનાં ભલાં અર્થે ગુજારતો હોય, તો તે દુન્યામાં તેનાં પેદા કરનારની નજરમાં ઉમદા ગણાયલો છે, ને લોકોને માટે આશીર્વાદ સમાન છે.

હવે શ્રીમંતો એવાં જોઇએ કે જેઓ પોતાની દોલતનો સદઉપયોગ કરે તેવાં સખી દાતાર નરનારીઓની દેશને અને કોમને

ઘણીજ જરૂર છે. તેઓ એક મનુષ્યના શણગાર રૂપ છે. તેઓ આ દુન્યાના કીંમતી જવાહીર ગણાયલાં છે. તેઓ હીરા માફક આબદાર ઝલકતાં રત્ન સમાન છે. તેઓ સઘળા આપણા માન મરતબાને ભકિત ભાવને લાયક ગણાયલા છે. એવાં ઘણા સખી વજુદો થઈ ગયાં છે. જેઓ પોતાનાં નામ, કીર્તિ, મરણ પછી પણ અમર કરી ગયાં છે. તેઓને પગલે ચાલવાની આપણા શ્રીમંતોને ઘણી જરૂર છે. આપણે આટલું યાદ રાખવું જોઈએ કે દરેક મનુષ્ય ભુલને પાત્ર છે. આપણે પોતેબી ક્યાં ભૂલ વગરનાં કે ખામી રહીત છીયે? જ્યારે આપણા પોતાનામાં હજારો ખોડખાંપણ ભરેલી છે ત્યારે આપણને કોઈની નીંદા કરવી અથવા હમો મોટા, તમો નાના છો એવો ગુમાન મનમાં રાખવો ને બીજાઓની ખોડ ખાપણ શોધવી તે ઘણું અસભ્યતા ભરેલું છે. આપણે જાણવું જોઈએ અને સમજવુ જોઇએ છે કે એક જીભ ઉપર કાબુ રાખનાર માનવી આખી દુનીઆમાં હકુમત ભોગવનાર રાજા કરતાં પણ વધારે બળવાન ગણાયલો છે. કોઇની પણ લાગણી કે મન દુખાય એવો એક પણ શબ્દ બોલવાથી પહરેજ રહેવું જોઇએ છે, તેથી જેટલું દુનીઆમાં નુકશાન થયું છે તેટલું બીજા કશાથી થયું નથી. તેટલા માટે ડહાપણ ભરેલા મધુર શબ્દો બોલવામાં ઘણું સુખ સમાએલું છે. પ્રભુએ આપણને બળવાન જીભ બક્ષી છે. તો તેનો સદ ઉપયોગ કરવો જોઈએ. કોઈ ગરીબ દુખીયારાં ને બેનસીબ માનવીને બે દીલસોજીનાં મીઠા સખુનો બોલી તેમનાં દુઃખમાં રાહત આપવી, તેનાં દુઃખને સંકટો શું છે તે ટાળવા ઉપાયો લેવા ને તેનાં દુઃખમાં હમશરીક થવું જોઇએ છે. કારણ કે તેઓ પણ આપણા શરીરનાં એક અંગ બરોબર છે. તેઓનાં દુઃખી થતા જીવોનાં આશીર્વાદ મેળવવા જોઈએ, કે જેથી આપણા મનને કંઈ અજબ જાતની સુખ ને શાંતી મળશે. એમાંથીજ આપણી ખરી ખાનદાની ને ખરી તવ-

ગરીનો કંઇક ઉમદા ખ્યાલ આવે છે. માનવી જ્યારે સુખમાં હોય છે ત્યારે ખુદાની યાદ ભુલી જાય છે. ને દુઃખના વખતમાં તેની મદદ માગે છે, ને આજીજી કરે છે, ત્યારે તે અરજ કોણ સાંભળે?

આપણી સુખી હાલતમાં ખુદાને ભૂલી જઇ તવંગરીના જોરે બીજાંને નુકશાન થાય એવાં કર્મો કર્યે તો કુદરતમાં તે કર્મોના કાયદા મુજબ આપણને દુઃખ ને ગરીબી ખમવી પડે છે. આપણુ માનવીની ફરજ છે કે ખુદાને યાદ રાખી દુઃખી ભાઇબંધોની પરવરશી કરવી તેમાંજ ખરી તવંગરીની મજાહ સમાયલી છે.

---



## મરહુમ દાદાભાઇ નવરોજજી.

બેનો, આજે આપણા મરહુમ ડૉ૦ દાદાભાઇ નવરોજજીનાં મરણુ માટે ખેદ દરશાવવા તથા તેમનાં મહાન જીવન ચરીત્ર ઉપરથી કાંઈક બોધ મેળવવા ભગીની સમાજ તરફથી એકઠાં મળ્યાં છીએ.

આપણા મરહુમ હીંદના દાદા કે જેઓએ પોતાની આખી જીંદગી દેશ સેવા અર્થેજ તન, મન, ને ધનનાં ભોગે ગુજારી છે, જે મરહુમનાં મરણુનો શોક ને દીલગીરી એકલા હીંદમાં નહીં, પણ આખી બ્રીટીશ સલતનતમાં પથરાઇ રહયો છે, તેવા એક મહાન નર માટે આપણાં ખરા હૃદયનાં ઉદગારો બહાર પાડવા માટે મારી પાસે પુરતા શબ્દો નથી. તે છતાં મારી શકતી મુજબ તમો બેનો સન્મુખ તેમની જીંદગીનો ટુંક હેવાલ કહી સંભળાવીશ.

એમને માટે બોલવા યા લખવા બે સીએ તો મોટું પુસ્તક લખાય એમ છે. હું એટલુંજ કહીશ કે દાદા

બાઈને પગલે ચાલનારા સ્ત્રી પુરૂષો જરૂરજ દાદાભાઈ જેવા રત્ન થઈ દેશની કીર્તી ને નામનાં ભોગવશે.

દેશ ભક્ત દાદાભાઇનો જન્મ તા૦ ૪ થી સપ્ટેંબર ૧૮૨૫ માં મુંબઇમાં માંડવી તરફનાં એક સાધારણ ઘેરમાં થયો હતો. એમનાં માતાજીનું નામ માણેકબાઇ હતું. એમનાં પીતા ૪૩ વર્ષની ઉમરનાં એમને છોડી સ્વર્ગવાસ પહોંચ્યા હતા. ત્યાર પછી એ બાળકને ઉછેરી મોટું કરવાનું કામ એમનાં માતાજીને શીર આવ્યું હતું. પોતાની ગરીબ અવસ્થા છતાં, પોતાનાં બાળકને કેળવણીમાં આગળ વધારવાને તેઓ ઘણી કાળજી ને હોંશ ધરાવતાં હતાં. તે વખતની કેળવણીમાં આગળ વધી તેઓ ૨૧ ) વર્ષની ઉંમરે એલ્ફીન્સ્ટન સ્કુલમાં શીક્ષક તરીકે નીમાયા હતા. ત્યાંથી એમને બાહોશીને ચાલાકીનાં સબબે ત્યાંનાં પહેલા હીંદી પ્રોફેસર નીમ્યા હતા. એવણે પહેલી મહાન શરૂઆત સાહીત્યથી કરી. સને ૧૮૪૯ માં જ્ઞાન પ્રસારક પત્ર શરૂ કર્યું તેજ સાલ સ્ત્રી કેળવણી માટે ઉત્સાહ લઇ દેશમાં પહેલી ગુજરાતી કન્યાશાળા સ્થાપી પોતે મફ્ત શીક્ષણ આપવાનું પુરૂં પાડયું.

એ બાદ મુંબઇની ઇંડયન એસોશીએશન સ્થાપી હતી. જેમાં મુખ્ય ભાગ બજાવ્યો હતો. સને ૧૮૫૧માં તેઓએ જ્ઞાન પ્રકાશ માસીક અને પખવાડીક રાસ્ત ગોફ્તારના અધીપતી તરીકે સારૂં કામ બજાવ્યું હતું. તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૬૯ માં મુંબઇની જાહેર પ્રજાએ માનપત્ર આપ્યું હતું. ત્યાર પછી ૧૮૭૦ માં એ મહાન પુરૂષ વડોદરાનાં દીવાન નીમાયા હતા. ૧૮૭૫ માં દાદાભાઇએ ઇંગ્લાંડમાં હીંદની ગરીબાઈ એ નામનું પુસ્તક રચ્યું હતું. સને ૧૮૮૫ માં મુંબઇનાં ગવરનરની ધારા સભામાં અધીકારી તરીકેનુ માન એમને મળ્યું હતું. ૧૮૮૮ માં એ મહાન પુરૂષે સ્ત્રી કેળવણીની હીમાયત કરી હતી. ૧૮૮૬ માં તથા ૧૯૦૬ મા બે વખત ઇન્ડીયન નેશનલ કોંગ્રેસનાં

પ્રમુખ તરીકે ખીરાજ્યા હતા, ને છેલ્લા મુંબઈ યુનીવરસીટી તરફથી એલ૰ એલ૦ ડી૦ ની ડીગ્રી મેળવવાને નશીબવાન નીવડયા હતા. એવી રાતે હીંદનાં ઘણાં મંડળોની સ્થાપના એમને હાથે થઈ હતી.

એ મહાત્મા ૫૦ વર્ષ સુધી ઇંગ્લાંડ વગેરે રહીને રાજદ્વારી સભામાં હીંદ માટે લડત ચલાવી દેશની ખરી મહાન સેવા બજાવી હતી. હીંદની ૩૩ કરોડની વસ્તીનાં ખરા દાદા તરીકે બહાર આવ્યા હતા, જે એમનાં બજાવેલાં દેશ હીતકારી કાર્યો ઉપરથી આપણે દરેક જણ ખુલ્લું જોઇ શકીયે છીએ.

મરહુમ દાદાભાઈ પારસી છતાં તેઓ પોતાની માતૃભુમીને માન આપી પહેલા હીંદી તરીકે ને પછી પારસી તરીકે ઓળખાવતા હતા. તેઓ નાત જાતનો કશો તફાવત રાખતા નહીં હતા. તેઓ પોતાની હીંદ ભુમી માટે ખરૂં સ્વાભીમાન ધરાવતા હતા.

એવા એક મહાન નરનાં જીવન ઉપરથી ઘણો ઘડો આપણને શીખવાનો મળે છે.

તેઓ સ્ત્રી કેળવણીનાં મુખ્ય સ્તંભ હતા. હું તમને ભાર મુકી જણાવીશ કે સ્ત્રી કેળવણી માટે મરહુમ દાદાભાઈએ જે કર્યું છે, તે માટે આપણે સ્ત્રી જાતી એ મહાન નરનાં હંમેશ સુધીનાં આભારી રહીશું ને હવે પછીની પ્રજા પણ રહેશે.

જે વખતે સ્ત્રી કેળવણી સામે દેશી કોમ કોમો વચ્ચે સખત અભાવની લાગણી હસ્તી ધરાવતી હતી, તે વખતે સ્ત્રી કેળવણીની ઘણી જરૂર કોઈને પણ જણાતી નહીં હતી તથા તે વખતે સ્ત્રીઓની પ્રતીષ્ઠા માટેનાં ખ્યાલો નબળા પડી ગયા હતા. તે વખતે મુંબઈ શહેરમાં ૧૮૫૮ માં શેઠ દાદાભાઈએ કન્યા કેળવણી દાખલ કરવા માટેની લડત ઉપાડી લીધી, ને સ્ત્રી કેળવણીના પાયોનીયર તરીકે પહેલા

ગ્રહસ્થ બહાર પડયા હતા, અને એઓએ એક કન્યાશાળા સ્થાપવાનું પોતાને માથે લીધું, ને ઘેર ઘેર ફરી પારસી છોકરીઓને એકઠી કરી એક નાની સ્કુલ સ્થાપી. તેમાંના પહેલા મરહુમ શેઠ દાદાભાઈ નવરોજી, મરહુમ સો. બંગાળી, ખરશેદજી ફરદુનજી, સર મંગળદાસ નથુભાઇ, ને શેઠ ગોરધનદાસ તેજપાલને ઘટેછે, કે જે શુભ કોશેશનું આજે કેવું આવકારદાયક પરિણામ આવ્યું છે, અને તે સ્ત્રી કેળવણીનાં મીઠાં ફળો આપણે પોતે તેમજ આપણી ઉધરતી બાળાઓ ચાખવાને ભાગ્યશાળી થઈ છે. નહિતો કોણ જાણે હજુર સુધી કેવી અજ્ઞાનતાનાં અંધકારમાં આપણો સ્ત્રી વર્ગ સબડતો હતે. જોકે હજુર જેવો જોઈએ એવો પ્રસાર થયો નથી એ એક દલગીર થવા જોગ બીના છે. તે છતાં એમ તો આપણે હીંમતથી કહીશું કે, સ્ત્રી કેળવણીનો પાયો નખાઈ ચુકયો છે, ને હજારો બલકે લાખો કન્યાઓ કેળવણી લેતી થઈ છે, ને મને આશા છે કે નજદીકનાં ભવિષ્યમાં સ્ત્રી કેળવણી અવશ્યજ વધશે, એમાં તો કંઈજ શક નથી.

મરહુમ દાદાભાઈની મુખ્ય એજ ઇચ્છા હતી કે દેશની માતાઓ કેળવણી લઈ એક ખરી ગ્રહણી તરીકેનાં પોતાનાં કર્તવ્યો બજાવવાનું બળ સંપાદન કરે તથા ભારત ભૂમીની સ્ત્રીઓ દુન્યાની નજરમાં શ્રેષ્ટ પંકતી ધરાવતી થાય.

તેઓએ આપેલા કેટલાક જાતિ ભોગો આ દેશની કેળવણીમાં સોનેરી અક્ષરે કોતરાઈ રહેશે.

જો આપણે દરેક હિંદી બેનબંધુઓ એમને પગલે ચાલવાની કોશેશ કરી, મરહુમની યાદગારી જાળવી રાખવા માટે સ્ત્રી કેળવણી માટે જે બીજ તે મરહુમે રોપ્યાં છે, જેનાં રોપા ઉગી નીકળ્યા છે, તેની ઉપર જળ સીંચન કરી, તેને ખીલવી વધારે પ્રફુલીત કરવાની તજવીજ કરીએ તોજ આપણી હીંદ માતાનો જય છે.

મરહુમ દાદાભાઈએ એક ખરા દેશ ભકત તરીકે સી કેળવણીનોજ પાયો નાખ્યો એમ નથી પણ તે ઉપરાંત દેશ કલ્યાણ અર્થે સંસારીક આરથીક ને રાજદ્વારી સુધારા વધારાના આ દેશમાં પાયા નાખ્યા છે, ને હિંદનાં દાદા તરીકેનું પોતાનું નામ મશહુર કર્યું છે

આપણા હિંદનાં દાદાની જીંદગીમાંથી જે ઉમદા પાઠ મને યાદ આવે છે, તે તમો સનમુખ રજુ કરૂં છું તે આ છે કે એવણ મક્કમ ઠરાવવાલા હતા. એ ગુણ એમનો મુખ્ય હતો. એવણ ઉપર ગમે એવું દુઃખ આવે તે સહન કરી ગયા છે. નિરાશા ઉપજે, નાઉમેદ થાએ, હાડમારી આવે, તે છતાં પોતાનાં કામ તરફ દ્રઢ નિશ્ચયથી વળગી રહેનારા હતા. તે એક ઉમદા નીતીવાન જીંદગીનાં પરીણામે હતું. માટે આપણે પણ તેમના ગુણોનું અનુકરણ કરી, જીંદગીમાં આવી પડતા દુઃખોની વખતે સમયસૂચકતા વાપરી જે કામ હાથ કર્યું હોય તે પાર ઉતારવાનો ને એમને પગલે ચાલવાનો ઠરાવ કરવો જોઈએ. બીજું આપણા મરહુમ દાદાએ બ્રિટિશ છત્ર નીચે રહી સ્વરાજ્યની હીમાયત અને તેની જરૂર દેખાડી. તેટલા માટે આપણે એક ખરાં હિંદીવાન તરીકે સ્વરાજ્યની હીલચાલમાં સી ને પુરૂષ બંનેએ આગળ પડતો ભાગ લઇ તેમને પગલે ચાલવાની કોશેશ કરવી જોઈએ.

આપણા દાદાએ જે બી રોપ્યું છે, વર્ષોની જેહમત કરી તેને પાણી સીંચી ને ઝાડ ઉગાડયું છે, તે મેળવવાનો અમર વારસો હાલની પ્રજાને માટે મુકી ગયા છે, તે નીષ્ફળ નહિ જાય એવી યુકતી વાપરી તન, મન, ને ધનનાં ભોગે શ્રમ ઉઠાવવાની ખરા દેશભકતોની અત્યારે જરૂર છે.

તુલસીદાસ કહે છે કે તું એવાં કરમ કરી જા કે તારા જવા પછી બીજાંઓ રડે. સંસારમાં ઘણાંજ થોડાં એવાં છે કે

જેઓ તન, મન ને ધનથી સેવા કરે છે. મરહુમ દાદાભાઈ તેવાજ એક નર થયા છે, કે પોતાનું સુખ જોયું નથી, પણ દેશ સુખી તો હું સુખી એ નજર આગળ મુદ્રા લેખ રાખ્યો હતો ને તેવા એક હિંદી દાદા થવામાંજ ખરૂં માન છે. એવા ઘણા દાદાઓ હિંદમાં પેદા થાએ, ને તેમને પગલે ચાલવાની કોશેશ કરે, એવી મુજની તે કિરતારને પ્રાર્થના છે.

એ વિષે ગોપાલજીનો એક દોહરો છે,

ગયો નથી તું અમર છે દીન
જન દાદાભાઇ સંત ગયો તું સ્વર્ગમાં જ્યાં શાંતિ પથરાઈ
હિંદ રૂદન કરતું રહ્યું કઠણ કાળની સાથ
શાંતી ત્યાં તુંજ આત્માને થાય અચળ.

જનનાથ.

---

## જેવી કરણી તેવી પાર ઉતરણી.

સાહેબકે દરબારમે કચું કર પાવે દાદ ;
પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરીયાદ.—કબીર.

પહેલાં જેઓ બુરૂં કાર્ય કરે ને જયારે દુઃખ આવે ત્યારે બચ્ચાંની માફક રડવા માંડે ને ખુદા પાસે આજીજી કરી દુઃખ ઓછું કરવાની દાદ ચાહે. પણ તે કબીર કહેછે કે તેની દાદ ખુદા કેમ સાંભળે ? કારણકે કરણીનો કાયદો એટલો અચુક છે. કે જેણે જેવું કાર્ય કર્યું હોય તેવું તેને ફળ મળવુંજ જોઇએ.

આ દુન્યામાં આપણે દરેક માનવીઓને ચઢતી ઉતરતી પંક્તીએ જોઇએ છીએ, તેમજ કોઇ કોઇ ઠેકાણે ખુશાલીના

દેખાવો, દલગીરીના પોકારો સાંભળીશું, કોઈ ગરીબીમાં ટળવળતું તો કોઈ તવંગીરીના તોરમાં ગરક ગયલું દેખાશે. આ રીતે મનુષ્યની ઉલટા સુલટી હાલતમાં તેઓ સુખને દુઃખની વચ્ચે ઘસડાતા પોતાની જીંદગી ગુજારે છે. આ બધાંનું કારણ શું હશે, તેનું આપણે બારીકીથી કર્મના કાયદા પ્રમાણે અભ્યાસ કરી અવલોકણ કરી કંઇક મનમાં રહાત મેળવ્યે. કેટલીક વખતે તવંગર માણુસ ઘણી સુખી હાલત ભોગવે છે તે છતાં તે શરીરથી દુઃખી હોય છે. બીજું માણુસ શરીરે તંદુરસ્ત છે, સુખ ભોગવે છે પણ તેને બીજીજ કંઇક જાતનું દુઃખ શોસવું પડે છે અથવા પોતાના છતા પૈસાએ તંગી ને હાડમારીમાં વખત ગુજારે છે. આવા ઘણાક જુદી જુદી જાતના ફેરફારો વચ્ચે મનુષ્ય પોતાની જીંદગી ગુજારે છે તેનું કારણ શું? જો ફીલસુફીની નજરે જોઈશું તો એમાં કર્મનો કાયદો કામ કરતો માલમ પડે છે. હવે આ કર્મનો કાયદો કેવી રીતથી ગોઠવાયો છે તેનું બારીકીથી અવલોકન કરી તેનો ગુચવાડો આપણે થોડેક અંશે દૂર કરીશું. આ કર્મનો કાયદો જાણ્યે તેની આગમચ કંઇ પૂનર્જન્મ વિષે જાણવું જોઇએ. પૂનર્જન્મ વગર કર્મનો કાયદો મનુષ્યને લાગુ પડે નહિ ને વળી એ કાયદો કારણ ને અસર વગર હોય નહી. એ બાબદ ધ્યાનમાં રાખવાની ઘણી જરૂર છે. દરેક ચીજ કે દરેક બાબદ કોઇ પણ કારણ વગર ઉત્પન થવાની નથી. અને તે કારણની અસર પણ થયા વગર રહેશે નહિ.

હવે જે ચહડ-ઉતર હાલત મનુષ્ય ભોગવે છે, તે પોતપોતાનાં કર્મને આધારે છે. કાંઇબી ખોટું કે ખરૂં કાર્ય કીધું તેનાં કારણની અસરથીજ પરીણામ કે ફળ તરીકે કર્મ ઉભું થાય છે. આપણે મનુષ્ય કાંઇબી બનતા બનાવો માટે બોલીએ છીએ કે આ બનાવતો અકસ્માત બન્યો અથવા કાંઇ ચાન્સથી એમ થયું. એ ખરૂં; પણ અચાનક બનાવ બનવાનું કારણ શું

અને તેમાં કેટલાક ભોગ થઈ પડયા અને કેટલાક બચવા પામ્યા તેનું કારણ શું ? આ બનાવનું કાંઇ કારણ તો હોવું જોઇએ. આ ઠેકાણે કર્મનું સીદ્ધાંત ખરૂં માલમ પડે છે. કર્મનો કાયદો એ છે કે કારણ વગર અસર હોય નહીં; તે મુજબ આ ઉપલા બનાવમાં ભોગ થઇ પડવાનું કારણ અને બચી જવાનું કારણ આગલી જીંદગીનાં કાર્યનું છે. આગલી જીંદગીનાં કારણની અસરે આ જીંદગીમાં તેઓનાં કર્મ મુજબ કોઇ બચી ગયા અને કોઇ ભોગ થઈ પડયા.

એ ઉપરથી સમજવાનું છે કે આપણ જે સુખી–દુ:ખી અને ચહડ ઉતર હાલત ભોગવીએ છીએ તે આપણા ગઈ જીંદગીનાં કર્મને આધારે છે. સેંટ પોલ કહે છે, કે દુ:ખી ના થા, ખુદા કાંઈ એવો ગેરઈન્સાફી નથી; કરણી મુજબ જેવું વાવીએ તેવું ચાખીએ. દાખલા તરીકે ગોલાબનું ઝાડ ઉગાડવા તેનુંજ બી રોપવાની જરૂર છે. શુવરનું બી રોપ્યાથી ગુલાબનું ઝાડ ઉગશે નહીં. તે પ્રમાણે જેવાં કર્મ કરીએ તેવાં ફળ પામીએ, માઠાં કર્મ કરી સારાં ફળ મેળવવાની આશા રાખવી ફોકટ છે. ગઈ જીંદગીમાં જેવા વીચારો, જેવી વાણીઓ અને જેવાં કાર્ય કીધાં હતાં તે કારણોની અસર ભોગવવાને આ જન્મે આપણે તેવી હાલતમાં મુકાયાં છીએ.

જુદા જુદા કર્મને આધારે ઉપર લખ્યા પ્રમાણેની ચહડ ઉતર હાલત ભોગવવી પડે છે. હવે કર્મ કેવી કેવી જાતનાં છે તે અને કર્મનો પુરાવો શું છે, તે જોઇએ. કર્મ ત્રણ જાતનાં છે. સંચીત, પ્રારબ્ધ, અને કીયામાન. સંચીત કર્મ એટલે જીંદગીમાં એકઠું થયલું કર્મ. પ્રારબ્ધ કર્મ એટલે ઉપલામાંથી આ જન્મમાં ભોગવવા માટે સાથે આવેલું કર્મ; અને ક્રિયામાન કર્મ એટલે ચાલુ જીંદગીમાં નવું કીધેલું કર્મ. તપાસીશું તો માલમ પડશે કે આપણાં ભલાં કે ભુડાં કર્મનો જથ્થો જે [મિનોઇ ભુવન ઉપર એકઠો થયો છે, તે સંચીત કર્મને નામે

ઓળખાય છે. આપણી ખાસિયતો, સ્વભાવો, નિતિ-નેકી, સદ્‌ગુણો-દુર્ગુણો, સુખ અને દુઃખ, એ સઘળું પ્રારબ્ધ રૂપે જાહેર થાય છે. અને તેને લીધે ચાલુ જીંદગીમાં નવાં કર્મો કરતાં રહીએ છીએ, જે ક્રિયામાન તરીકે લેખાય છે.

કર્મ પોતાનું, કુટુંબનું, કોમનું, દેશનું, અને સામાન્ય રીતે સંબંધ રાખતું હોય છે. પોતાનું એટલે પોતાને હાથે કીધેલાં કાર્યથી ઉભું થયલું કર્મ; કુટુંબનું એટલે કુટુંબીઓનાં સંબંધમાં આવ્યાથી ઉભું થયલું કર્મ; કોમનું એટલે એકજ ધર્મના સંબંધમાં આવ્યાથી ઉભું થયલું કર્મ; દેશનું એટલે દેશના સંબંધમાં આવ્યાથી થતું કર્મ; અને સામાન્ય એટલે દરેક પેદાયશ સાથે તથા મનુષ્ય સાથે સમાગમમાં આવ્યાથી ઉભું થતું કર્મ. આ દુન્યાની સર્વ હસ્તીથી આપણુ જુદાં નથી, તેથી તે સર્વે તરફ આપણી જુદી જુદી ફરજો બજાવવાની છે; અને તે બજાવ્યાથી કે નહીં બજાવ્યાથી જુદી જુદી જાતનું કર્મ ઉત્પન્ન થાય છે.

હવે ગઇ જીંદગીનાં કર્મને આધારે આ જીંદગીમાં તેવાજ સંજોગમાં મેલાયા પછી સામાન્ય કર્મ એક-એકનાં સંબંધમાં આવ્યાથી કેવી રીતે ભરપઇ કરીએ છીએ અને દરેક માણસનું કર્મ ચહડ-ઉતર હાલતમાં કેવી રીતે જોડાયલુ છે, તે તપાસીયે.

આપણે પાંચ પંદરના સમાગમમાં આવી જઈ જીંદગીમાં એક-મેકનાં વિચારોથી, કાર્યોથી અને વાણીથી, જે કર્મો કરી આવ્યાં તેનું જોડાણ થયું. હવે તે જોડાણને આધારે તે કર્મનું કરજ ફીટાડવાને માટે આ જીંદગીમાં તેજ સાત પાંચની વચ્ચે અથવા બીજા નવા જીવોની વચમાં આપણને મુકવામાં આવ્યાં છે. આ જીંદગીમાં તેઓની સાથે જોડાઈને જે જે કર્મો આગલી જીંદગીમાં કરી આવ્યાં હોઈએ તેનું કરજ ભરપાઈ કરવું પડે છે. અને તેમ કરવાને માટેજ આપણે એક-મેક સાથનો સંબંધ ચાલી રહ્યો છે. આપણે આ જીંદગીમાં એક-મેક તરફ પ્યાર અથવા

ધીક્કારથી વર્તીએ છીએ. તેનું કારણ આ સામાન્ય કર્મને આધારે છે. એક માણુસ તરફથી આપણુને દુઃખ દેવામાં આવે છે, ત્યારે તેને આપણે તીરસ્કારથી બુરૂં બોલીયે છીએ. પણ કર્મનો કાયદો કેવી રીતે કાર્ય કરે છે તેનું જ્ઞાન ન હોવાથી આપણ દુઃખ દેનારને બદનામ કરી તેને ધીકકારીયે છીએ. પણ જે માણુસ આપણુને દુઃખ દે છે તે ગઇ જીંદગીનાં આપણાં પોતાનાંજ કર્મને આધારે દુઃખ દે છે એમ સમજીએ તો તેની તરફનો ધીકકાર નરમ પડે છે. આ સામાન્ય કર્મ જીવ અથવા જન્મનાં મુળ અને પ્રથમ કારણથીજ જીંદગીમાં કર્મની શરૂઆત થઇ અને તેવાં કીધેલાં કર્મ આપણી જીંદગી પછીની જીંદગી સાથે જોડાયલાં રહે છે.

ઉપર લખ્યા પ્રમાણેની કર્મની બારીકી અને ગુંચવાડા આપણ સાધારણ મનુષ્ય સમજી શકતાં નથી. જે સઘળાં કાર્યો એક અમુક કાયદાને આધારે ગોઠવાયાં છે, તે સમજવાનું જો કે આપણે માટે બહુ કઠણ છે, છતાં મનન કર્યાથી કાંઈ અનુમાન મેળવી શકીએ. રોજની ચાલુ જીંદગીમાં ભલાં કે ભુંડાં કામો કરી કર્મની સાંકળ લાંબીને લાંબી લંબાવતાં આવ્યા છીએ. અને સારાં માઠા કાર્યો કરી તેનાં પરીણામમાં બીજે જન્મે આ રીતની સુખ દુઃખ અથવા ચહડ ઉતર હાલત ભોગવીએ છીએ. આપણા કર્મને અને સરજતને સુધારનાર અને ફેરવનાર આપણે પોતેજ છીએ. આપણુને વધારે ને વધારે ઉંચ હાલતમાં જવાનું છે તેથી દીવસની દર પળે ઉંચા કાર્યો કરવાની જરૂર છે. પુર્વ જન્મમાં આપણે કરી આવેલાં આગલાં કાર્યોમાં કાંઈ ભુલ થઇ હોય અથવા કાંઈ ખોટું થયું હોય તેને માટે હવે પસ્તાવો કર્યાથી તે ખોટું થયલું કાર્ય કાંઈ ખરૂં થવાનું નથી.

પણ હવે પછીનાં જે જે કાર્યો કરીયે તેને માટે પુરતી સાવચેતી રાખી તેમાં કાંઈ ભુલ નહીં થાય અથવા કાંઈ ખોટું

થાય તેની સંભાલ રાખવાની જરૂર છે. જે કાર્ય કરીએ તે પછી નજીવું હોય કે મોટું તો પણ તે કાળજીથી ને સરસ રીતે કરવું કે જેથી હંમેશાં દરેક કામ ચોકકસપણે કરવાની ટેવ પડે. અને હવે પછી બીજાં કાર્યો વધારે સારી રીતે કરવાને આપણે સામર્થવાન થઇએ. કાંઇબી કાર્ય કરવા પહેલાં કે કાંઇબી શબ્દ બોલવા પહેલાં આપણે વીચાર કરીયે છીએ તેથી કર્મનો મુલ પાયો વીચાર છે. તેથી ખરી રીતે જુઓ તો કર્મનું મુળબી આપણી ઇચ્છાને વીચારજ છે. એટલા માટે જરથોસ્તી ધર્મમાં વીચાર શુદ્ધ રાખવાને માટે યા તે ઉપર કાબુ રાખવાને માટે ફરમાન અપાયું છે. તેજ સુખનું ખરૂં સાધન છે. આપણી શકતી જેટલા પ્રમાણમાં ખીલવેલી હોય, તે આગલી જીંદગીમાં ખીલવેલી હોય કે ચાલુ જીંદગીમાં મેળવેલી હોય, તેટલા પ્રમાણમાં આપણે સારા માઠા વીચારોનો જથો બહાર પાડીએ છીએ. એક બુરા વીચારથી આસપાસનાંઓ ઉપર તથા આપણી પોતાની ઉપર તેની બુરી અસર થાય છે, અને સારા વીચારની સારી અસર થાય છે. એક બીજા તરફ વીચારોની અસરો જુદીજુદી રીતે કેમ થાય છે તે બાબત ઘણી બહોળી છે. તેથી હાલ તરત એ વીષે વધુ ઉંડાણમાં ઉતરવાની જરૂર નથી. પણ વીચારોની અસરથી કર્મ કેમ ઉભું કરીએ છીએ તે જાણવાને ખાતર આટલો ખુલાસો કરવાની જરૂર છે, કે એ રીતે એક સારો કે માઠો વીચાર કરીએ તે પણ કર્મ ઉભું કીધેલું કહેવાય. તેજરીતે કોઇને માટે કાંઇ ખોટો બોલ બોલી કોઇને સતાવી તેની લાગણી દુખાવવી એ બધાનું કર્મ થયું તેમજ કોઈ પણ કાર્ય કરતાં આપણને પોતાને નુકસાન અથવા ફાયદો થાય તે કામનું કર્મ કહેવાય. એ રીતે આપણા વીચારો વાણી અને કર્મથી એક એકનાં સમાગમમાં આવવું દરરોજ સાધારણ નજીવી બાબ તેમાં નવું નવું કર્મ ભરપાઇ કરવામાં થાય છે. તે કેવી રીતે

કર્મ ઉભું થાય તે આપણે જોઇએ છીએ. કર્મનાં કાયદાની બારીકી ને તેની સમજ સમજ્યા પછી કર્મનાં કાયદાનું સમ તોલપણું રાખવાની જરૂર છે. ઉપર પ્રમાણે ચાલુ કોશેશોથી આપણી ઇચ્છાને કાર્યને સુધારી શકીશું. આપણે જે સુખ દુઃખ અને ખુશાલી દલગીરી ભોગવીએ છીએ તે આપણા કર્મને આધારે છે. અને માણુસને ચઢ ઉતર હાલત માટે આપણુને જે ગુંચવાડો ઉત્પન થાય છે, તે આ કાયદાનું સીદ્ધાંત જાણુવાથી અને એ બાબેના જ્ઞાનથી આપણે સમજવાને સામર્થવાન થઇએ છીએ. જ્ઞાનની રોશની વડે આપણાં કર્મને સુધારવાને આપણે શકતીવાન થઇએ છીએ. આપણી જીંદગી ઉંચ હાલતની બનાવવાનું અને આપણુને પોતાને ચઢીયાતી હાલતમાં લાવવાનું કામ આપણા પોતાનાં હાથમાં છે.

—:—:—



## ઉંચ વિચાર ને સાદો ખોરાક.

માનવીને રૂચે એવો સાદો આહાર કરવો જોઇએ. તે ખોરાક એવો સાત્વીક જોઇએ કે જેથી શરીરીક બંધારણુને રૂચીકારક થાય ને તે પચી શકે તેવું ભોજન લેવું. ઘણા માનવીઓને આપણે તેમની કાયનાત જોતાં ઘણો પુષ્કળ જથ્થામાં આહાર કરતાં જોઇએ છીએ તેથી તેમના શરીરનાં બંધારણમાં તેમજ તેમની રહેણી કરણીમાં ઘણો તફાવત પડે છે. જેઓ ઘણી ઉત્તમ પ્રકૃતીના માનવીઓ છે, જેઓ ઘણો સાદો ખોરાક લે છે, ને પોતાની મનશકિત ઘણી તેજ રાખે છે, તેને મંદ પડવા દેતા નથી. ઘણાં સ્વાદીષ્ટ ભોજનોના આહારથી તેઓ મોહ, માયાનાં છંદમાં વારંવાર પડી જાય છે, ને તે દુન્યવી

લાલચોમાં ફસી પડી પોતાનો જન્મ નકામો ગુમાવે છે તેમજ આહાર વધારે કરવાથી તેની વૃધ્ધિનો ધીમે ધીમે નાશ થાય છે. તેમજ તેની નિદ્રા, આળસ, વગેરે દુર્ગુણો પણ દિવસે દિવસે વૃદ્ધિ પામતા જાય છે. જેઓ થોડો આહાર કરનારા છે તેઓ સદા વ્રત પાળનારાં છે. તેઓ લોભ લાલચને જલદી વશ થતાં નથી. તેઓ ઉદ્યોગી જીંદગી ગુજારે છે. કામથી માણુસ મરી જતું નથી.

જેઓ થોડો આહાર કરનારાં છે તેમની તપસશ્ચર્યા રાતદિવસ ચાલુ રહે છે. તેમાં કેટલાક કવિઓ, આરટીસ્ટો, નોવેલીસ્ટો, તવારીખનવેસા થઇ ગયા છે, તેઓ માટે કહે છે કે આખા દિવસમાં ઘણો થોડો આહાર કરનાર હતા ને પોતાના અંતકરણમાંથી ચાલુ ઉત્તમ વિચારોના પ્રવાહ બહાર પાડી તેઓ હાલની ભવીષ્યની પ્રજા માટે મોટા મોટા ગ્રંથો રચી ગયા છે. બાઇરન ને શેલી આ બે કવિઓ વિષે એવું કહેવાયલું છે કે તેઓ ઘણુંજ ઓછું ખાતા હતા. વોલ્ટર સ્કોટ, હોમર, શેકસપીયર, વગેરે ઘણા મહાન નરો ઘણુંજ ઓછું ખાનારા હતા. તેમજ આર્ય વતનના રૂષી મુનિઓ વિષે કહે છે કે તેઓનો ખોરાક ફળ, કંદ, મળ, વગેરે હતા ને તે પણ દિવસો સુધીના અપવાસ ,પછી એકજ વખત ખાતા હતા. આહાર ઓછો થવાથી માનશીક શક્તિઓ બહુ બળવાન બને છે. એમ કહે છે કે જેઓ યોગબળનું સાધન કરે છે તે પણ ભુખે પેટેજ સાંધી શકે છે. તેઓથી પેટ ભર્યા પછી સાંધી શકાતુ નથી. આગળ એક પ્રસીધ્ધ વિદ્વાન લુઇ કોનેરાનું શરીર જીભને વશ રહી, તે જેમ ગમે તેમ પુષ્કળ ખોરાક લેતો હતો. તેથી તેની તબીયત ચાલીસ વર્ષની ઉંમરમાં ઘણીજ લથડી ગઇ. પણ જ્યારથી તેણે રોજ તોલીને અચ્છેરજ સાદો ખોરાક લેવા માંડયો એટલે તે ઘણોજ નીરોગી થયો, ને કોઇ દિવસે

તેને મંદવાડ વેઠવો પડયો નથી. જો તે કોઇ વખત તેનાં મિત્રોના આગ્રહથી વધુ ખોરાક લેવા માંગતો હતો, તો તુરતજ રોગી બનતો, ઉદાસને નિરૂત્સાહી બનતો, જરા જરામાં ચીરડાઉ બની જતો. અને તેણે સુક્ષ્મ આહાર લેવા માંડયો ત્યારેજ તેનું જીવન ઘણું શાંતીવાળું, ને આનંદમય લાગતું હતું. તેણે પનચાણું વર્ષની ઉંમરે તો સારા સારા નાટકો લખ્યા છે, કે જે વખતે જાણે પચીસ વર્ષનો જુવાન હોય, તેવા ઝેણુથી, ને સુખથી લખ્યું હતું. સો વર્ષની ઉમરે તો દરરોજ સાત આઠ કલાક લખતો, નીયમીત ફરવા જતો, મિત્ર મંડળમાં આનંદથી ભાગ લેતો, ગાયનો ગાતો, વાજીંત્રો વગાડતો, એ રીતે તેણે પોતાની આખી જીંદગી આરોગ્ય મય ગુજારી.

પ્રિય વાંચક, આ ઉપરથી તું જોઇ શકશે કે સાદા ખોરાક ઉપર જો માનવી ગુજારો કરે તો આરોગ્ય સાથની ઘણી લાંબી જીંદગી ભોગવે ને ઘણી તેજ મનશકિત ધરાવી શકે છે. જેથી તે પોતાની ધારેલી ઉમેદો જલદી પાર પાડે છે.





## રબની યાદ

માનવીના સુખને માટે ખુદાતાલાએ આસમાન અને જમીન, પહાડો અને પર્વતો, નદી, નાળાં, હવા પાણી, વગેરે સર્વ વસ્તુઓ પેદા કીધી છે. હવે તેના આભારો ને ઉપકારો પાછા ફેરવવા સારૂ આપણે તેની હરઘડી યાદ કરવી જોઇએ. તેણે જે આપણી ઉપર લાખો ને હજારો આશીર્વાદીની ભેટો

કીધી છે તેની યાદમાં તેની વખાણ બંદગીના રૂપમાં કરવી જરૂરની છે. આપણને કુલ દુન્યાનું સુખ બક્ષ્યું છે જે માટે તેની હરદમ યાદ અંતકરણમાં તાજી રાખવી જોઈએ. જો કે એ તો દરેક માનવીની સાધારણ ફરજ છે. પણ હાલમાં આપણે સુધરેલા જમાનામાં રહીએ છીએ તે વખતે આપણ આસપાસ શું જોઈએ છીએ? ઘણા માનવીને પોતાની ધાર્મિક ફરજોમાં પછાત પડતો જોઈએ છીએ. સુધારો કંઈ આપણને ધર્મ તરફની ખુદા તરફની કે બીજાં માનવી તરફની ફરજો તરફ પછાત પડવા નથી જણાવતો. ખરો સુધારો ને ખરી કેળવણી તે આપણા ધાર્મીકપણાની કસોટી મીસાલ છે. એક માનવી ધર્મ ચુસ્ત, ખરો કેળવાયલો ને સુધરેલો ગણાવાનો દાવો ત્યારેજ કરી શકે કે તે પહેલી ફરજ ખુદા તરફની બજાવે તેમજ તે ભલી બંદગી કરી હરદમ તેની યાદ બજા લાવે.

માનવીની ફરજ છે કે પોતાના દિવસની શરૂઆતમાં પહેલી ફરજ તે ખુદા તરફની છે. આપણે આખો દિવસ દુન્યવી વિચારોમાં મચ્યાં રહીએ છીએ. જેમકે ખાવું પીવું, પહેરવું ફરવું, વેપાર ધંધો કરવો, જુઠું સાચ્ચું કરવું, ઉંધા ચતાં વગેરે કરવું એવી રીતના જુદી જુદી કીસમના વિચારો, વાણી, ને કાર્યથી ભરપુર રહી, જીંદગીના દિવસો પુરા કરીએ છીએ. હવે તેની એકજ ચીતે ખરાં પવિત્ર અંતકરણથી કીધેલી બંદગી ને તેની પાસેથી માંગેલી મદદ આપણને જરૂરજ મળશે. આ જગતમાં આપણે જન્મયાં છીએ તેની સાથે આપણે અમુક જોખમદારી ને ફરજો લેતાં આવ્યાં છીએ તે સઘળી ફરજો આપણે બજાવીશું તે જરૂરજ આ સંસાર સાગરમાંથી આપણો જન્મ સફળ કરેલો ગણાશે. મોતનો ફરેશ્તો જે ઘડીએ આવી ઉભો રહે ત્યારે હસ્તે મોઢે જવાની તૈયારી કરી રાખેલી હોય છે. ને મોતની જરાક પણ બીક રહેતી નથી, ને ખાતરીથી કહીએ છીએ, કે આવતી દુન્યામાં આપણે સ્વર્ગનું સુખ હાંસલ કરીશું.

ખુદાની હરદમ યાદ કરવી તે માત્ર આપણી પાસે વહેવારૂ એકજ રીત છે. જે પ્રાર્થના, બંદગી, સ્તુતીનાં રૂપે છે. પહેલે તો ખુદાની હસ્તી છે, તેના સ્વીકાર કરવો જોઈએ છે. બીજું દુન્યામાં જે બધું સુંદર, રમણ્ય, લલચાવનારી મોહમાયા, જે ગણાયું છે, તે હંમેશનું નથી. તેમાં સત્ય સમાયલું નથી. અસ્ત છે તે નાશવંત નથી. તેમાં ખુદાની (હંમેશગી) જાવેદાની નથી રહેલી એમ આપણે અંતઃકરણથી સમજતાં શીખવું જોઈએ છે. ને એકજ ઈશ્વરમાં પવીત્ર જીગરથી મન લગાડી બંદગી કરીશું ત્યારેજ તેની ખરી યાદ કીધેલી કહેવાશે. દાદાર અહુરમજદ આપણી તરફથી સ્વચ્છ યાદ ને સાચું મન ચાહે છે. માનવીનું અંતઃકરણ ભલી મનશ્ની, ભલી ગવશ્ની, ને ભલી કુનશ્નીથી ભરેલું જોઇએ. તે મેળવવા સારૂ ટુંકમાં કહીએ તો મન ઉપર કાબુ મેળવવો જોઈએ. મનને સ્થીર કર્યા પછી સર્વ વીચાર વાણી ને કાર્યની લાગણીને ઈશ્વર તરફજ દોરવવી જોઈએ. અને અંતઃકરણનો ઉંડો અવાજ પ્રભુને ચરણે મળ્યો તો પ્રભુને બારણે કંઇ આપણી બંદગી રજુ થયલી લેખાશે.

એક દુઃખથી કંટાળી ગયલો માનવી જીગરનાં મધ્યબીંદુમાંથી અફસોસનાં દમ સાથે યા ખુદા, અલ્લા, રામ, પ્રભુ કે ગોડ કરી બોલી ઉઠે છે. જો કે દુઃખ દરેક માનવી ઉપર છે, પણ તે વખતે હસ્તું મોઢું રાખી દુઃખની વેદના જે ખમે છે, તેમાંજ હીંમત, હીકમત, સમાયલી છે. માનવી ઉપર આવી પડતું દુઃખ તે ઈશ્વરના ચહેરા ઉપરનો પડછાયો આપણી નજર સામેથી ખસેડી નાખે છે. જે વખતે દુઃખો આવી પડે છે તે વખતે તે દયાળુ દાદારનો વધુને વધુ ભાસ થતો જાય છે. અને તે દુઃખની વેદના પછી ખુદાની વધારે નજદીક પહોંચ્યે છીએ.

**દુઃખની સામી બાજુ નજર ફેરવીશું તો કુદરતમાં સુખનો કિનારો જણાયા વગર રહેતો નથી.** જો કે દુઃખ કે આફતની વખતે માનવીના દીલમાં ખુશાલીતો નહીજ લાગશે, પણ એક વખતે તે આફતો ને દુઃખોમાંથી મુક્ત થયો કે તેનું પરીણામ સુખ ને આનંદમાંજ આવવાનું છે, ને તે ઉપરથીજ એમ કહેવાયલું છે કે એક માનવી માટે દુઃખ એક મહાન શિક્ષાગુરૂ તરીકે જણાયલું છે. જો દુન્યામાં દુઃખ જેવું હતે નહિ તો, **ખુદાની ખુદાવંદીજ** માનવી ભૂલી જતે. ને દુન્યામાં જે માનવીઓ એકબીજાંને અરસપરસ દુઃખની વખતે મદદ આપે છે તે સહેજ પણ આપતે નહી, ને કોઇ એક બીજાંને પીછાણવાની પણ દરકાર કરતે નહી.

ખુદાએ માનવી માટે અમુક કાયદો ઘડયો છે. ખુદા આપણી ઉપર દરેક રીતે મહેરબાન છે. એના ઉપકારો અનેક છે. તે આપણને આ દુન્યામાં મોકલીને દુઃખી કરવાની નેમ તો રાખતોજ નથી. પણ અજબ જેવું એ છે કે આપણે માનવીઓ તેનાં ભેદ ભરમો શું છે, તે બરાબર સમઝતા નથી, યાને તે ઉકેલવાની તકલીફ લેતાં નથી, તેથીજ આપણે મનથી તે બધું દુઃખને નીરાશીના રૂપમાં જણાય છે. પણ એનો બરાબર વિચાર કરીશું તો જણાશે કે આપણે સમજતાં નથી, તે તો આપણા સુખના સાધનો ખુલ્લાં કરવાં માટેનો માર્ગ છે. એ સુખનો દરવાજો ખુલ્લો કરવાનો માર્ગ અજબ ન્યારો માલમ પડે છે. આપણ માનવીઓ નહીં સમજવાથી કેટલાંક નજીવાં દુઃખો માટે અથવા ખરાં સંકટમાં, પણ ઘણીજ હાય અફસોસ કરી દુઃખનાં વખતમાં ખુદાને ફોકટનો બદનામ કરીએ છીએ. જો કે ખોદાની ભલાઈતો એટલી અગણીત છે, કે કોઈ કાબેલ બુધ્ધીશાળી યાતો મોટા ભાષાશાસ્ત્રીઓથી પણ વર્ણવી શકાતી નથી. એ અખુટ ખજાનો, ભલાઇઓનાં ભંડાર છે. તેને જે અચુક કાયદો ઘડયો છે તે કાયદા નીયમીતપણે

શુક વગર ચલાવી રહેલો છે. તે માનવીનું ભલું કરવા સીવાયની બીજી નેમ કાંઈ રાખતો નથી. જો દરેક માનવી એને પીછાણવાની કોશેશ કરે, એનો અચુક કાયદો શું છે તેનો બારીકીથી અભ્યાસ કરી ચાલે તો ખચીતજ ફતેહ મેળવે.

હવે આપણી ઉપર જે સુખ ને દુઃખ આવી પડે છે તે દુઃખ યા સુખ ઉત્પંન કરનાર આપણે પોતેજ છીએ બીજું કોઈ નથી. આપણા મનની વલાણુ અને જેવા વીચારો હોય તે પ્રમાણે આપણે વર્તીએ છીએ. અને જેવી વર્તણુક હોય તેવુંજ તેનું સુખી દુઃખી સેવટ આવે. આ ઉપરથી જણાય છે કે આપણી સુખી દુઃખી હાલત બનાવવા માટે આપણા મનની વલાણો ફેરવવી જોઈએ છે. એક વખત મન કાબુમાં આવ્યું ને તેની ખોટી વલાણો ફેરવાઈ કે તે સાથે આપણી જીંદગી ગુજારવાની રહેણી કરણીમાં પણ ફેરફાર થાય છે. એ રીતે એક વખતની દુઃખી હાલત સુખી જીંદગીમાં ફેરવાય છે.

માનવી ખરા દુઃખના વખતમાંજ રબની યાદ કરે છે. સુખનાં વખતમાં યાદ તેની થતી નથી. આ ઉપરથી કહેવત છે, કે સુખે સોની ને દુઃખે રામ. પ્રીય વાંચક, આ દાખલા ઉપરથી સાબીત થાય છે કે ખરા અંતઃકરણથી ખુદાને યાદ કરવા દુઃખના વખતે યાદ કરીએ છીએ તેમજ તેને આપણા સુખી વખતમાં પણ હંમેશાં તેની યાદ કરવી જોઈએ. કે જેથી તે રહેમી બાપ તથા કૃપાળુ પીતા આપણુને પોતાનાં છાંયડા નીચે બચાવી રાખી પોતાની માયાળુ નજર આપણા ઉપર રાખે છે.

આ વીષય બંધ કરતાં એટલુંજ ઇચ્છીશું કે તે કીરતાર સર્વેને ભલું મન બક્ષે! બહમનની મારફતે તમો સર્વ કુટુંબ કબીલાને મીત્ર મંડળ સહીત સુખીને આબાદ રાખે અને તમારા સુખની વખતે પણ રબની યાદ હરઘડી કરતાં રહો.

## માનવીની હરરોજની ફરજ

યુરોપ્યનોમાં (Sunday) રવીવારના દિવસોને આશાયસ લેવાનોજ માની લીધો છે. ને એ રીવાજ જ્યાં જ્યાં અંગ્રેજી રાજ્યનો અમલ છે, ત્યાં હરેક કોમના લોકો પાળે છે, ને પોતાનું કામકાજ તથા પોતાનો વેપાર ધંધો પણ એ દિવસે બંધ રાખે છે. એ દિવસ બધા લોકને ઘણો માનીતો જાણીતો છે. કારણ કે એ દિવસે દુન્યાના મુખ્ય કરી બધા ભાગોમાં કામકાજ ઘણું મંદ ચાલે છે. તેથી લોકો પોતાનો વખત મોજમજાહ ને આનંદમાં ફરીહરી ગુજારે છે. નિશાળો ને કેળવતાં ખાતાઓ પણ બંધ રહે છે તેથી નિશાળીઆઓ એ દિવસે ઘણો આનંદી ગુજારે છે.

પહેલાં આપણુ હરેક માણુસની ફરજ છે કે સહવારનાં સકારેથી જેવા બીછાનામાં જાગૃત થયા કે તુરતજ ઉઠવું જોઇએ. સજાગરૂ થયા પછી ઉંઘણુસીની માફક આળસુ થઈ પડી રહેવું નહિ. ઇંગ્લીશમાં એક કહેવત જાણીતી છે કે— Early to bed and early to rise, make a man healthy, wealthy and wise. આ ઉપરથી સમજ પડે છે કે સવારના સકારેથી ઉઠવામાં કેટલો ફાયદો થાય છે.

હવે સવારનાં બીછાનેથી ઉઠયા પછી ઘણીજ આતુરતાથી ખુદા પાસે ઇચ્છવું કે હરેક માણુસ જાત કે જેઓ આએ સચ્ચાઇના માર્ગ ઉપર ચાલવાની કોશેશ કરી રહેલાં છે, તેઓ પોતાનાં આત્મીક પ્રગટીકરણુમાં પૂર ફતેહ સાથે આગળ વધે. અને તેઓ સહેલાઈથી સચ્ચાઇનો માર્ગ વગર અડચણે પસાર કરે. એવી રીતે તેઓ માટે નીખાલેસ અંતકરણુની ઘણી

ઘણુા ભકિત ભાવથી બંદગી કરવી જોઇએ. તમો જયારે આએ પ્રમાણે ઇચ્છો ત્યારે તમારા અંતકરણમાં તમારા પેગમ્બર યા તમારા માસ્તરના પીકચરને ઘણુા માન સાથે ઘણીજ ભલી લાગણીના ભલા વિચારોથી ભરપુર કીધેલા ભલા વિચાર આકાર ઉભા કરી, એકાગ્ર ચિતથી મનન કરી તમારી ભૂલો ને વાંકો માટે માફી ઇચ્છો, ને ફરીથી એવી કાંઈપણુ ભૂલો નહિ થાય તે માટે મનમાં મક્કમ ઠરાવ કરવો જોઈએ. આએ ઠરાવ કરવા પહેલાં અંતકરણુ અશોઈથી ને સ્વચ્છતાઇથી જળવાયલું હોવું જોઇએ, કે જેથી મનન ઘણું સહેલાઈથી થઈ શકે. એક પણુ બુરો વિચાર, વચન, કે કામની મતલબ તેમાં સમાયલી નહિ હોવી જોઇએ. તમારી રોજની રહેણી કરણીમાં શુંશું ભુલો છે, તે શોધી કાઢી તમારી સૌથી સરસમાં સરસ કોશેશ કરી, તેવી ભૂલ બીજી વખત નહિ થાય એવો મનમાં મજબુત ઠરાવ કરી આખા દિવસના નવા કામની શરૂઆત કરવી જોઈએ. જે વખતે તમો તમારૂ શરીર અંગોળ કરીને સારૂં કરો, ત્યારે આખો વખત વિચાર કરજો કે જેમ નાહવાથી શરીર બહારથી સાફ થાય છે તેમ શરીરની અંદરની ગલીચીઓ પણુ ભલા વિચારો, વચનો, ને કાર્યથી સફાઈ થઇ જાય છે કે જેથી આપણું આત્મીક જ્ઞાનમાં વધારો થાય.

તમારા સગાંવહાલાઓ ને દોસ્તઆસ્નાઓ સાથ તમારી જેટલી ફરજો બજાવવાની હોય તેટલી બજાવજો, પણુ તેમની સાથના બંધનમાં રહી બંધાતા ના. મતલબ કે જે જરૂરની તમારી ફરજો જે તેઓ તરફની હોય તે અદા કરજો. પણુ તેમની તરફથી કાંઈપણુ બદલો પાછો મેળવવાની આશા રાખી કામ કરતા નાં. તેથા એક ચીજ કરવા અગાઉ વિચાર કરજો ને તે એવું સમજીને કે તમો તમારી ફરજ બજાવ્યા સિવાય બીજું કશું કરતાં નથી. મતલબ કે તમે નિષ્ટ કામ કરજો.

વગર કારણના ને વગર વિચારના શબ્દો બોલી કોઈની લાગણી દુખવશો નહિ. કારણકે વિચારોની અસરથીજ વચનો બોલી શકયે છીએ, ને તેથીજ કોઇ વખત જેમ ગમે તેમ બોલાઈ ગએલા શબ્દોનું ઘણું ગંભીર પરીણામ આવે છે.

તમે તમારા દોસ્તો પાસે કાંઇબી કાયદા કાનુન જોર જુલમથી કબુલ કરાવતાં ના.

વગર જરૂરીઆતના વિચારો મનમાં ધસી આવવા દેતા ના. જો તેવા વિચારો આવે તો તુરત હાંકી કાઢી ને તેને બદલે ભલા વિચારો કરજો. અથવા તમારા મનને બીજી બાબતમાં તુરત રોકી દેજો, કે જેથી બુરા વિચારો આવતા અટકશે. જો કે આ પ્રમાણે બોલવું અથવા વાંચી જવું ઘણું સહેલું છે, પણ તે પ્રમાણે વર્તવું ઘણુંજ કઠણુ છે. બનતાં લગી તમારાં મનને વિચાર વગરનું ખાલી નહિ રાખતાં શરૂઆતમાંજ કાંઇબી બુરા વિચાર મનમાં ઘુસી જતા અટકાવજો, ને તમારી પોતાની ખામીઓ શું છે તે છુટી પાડી તપાસી જોજો. અથવા જે દુન્યામાં જેઓ ઉચ્ચાઈની ટોંચે પહોંચી ગએલા હોય તેવાઓનાં સારા સદ્ગુણોના વિચારોનું મનન કરજો. જેવા કે પેગમ્બરોનું મનન કરી તેઓને પગલે ચાલવાનો ઠરાવ કરો, અથવા દુન્યાનાં બીજા મહાન પુરૂષોને પગલે ચાલવાની નકલ કરો.

બીજું મુખ્ય કરી આપણા ખોરાકની બાબદમાં ઘણી જોઇતી સંભાળ લેવી જોઇએ. તે એવી રીતે કે ખોરાક સાદો, પુષ્ટીકારક, પચે એવો, તેમજ કુદરતની પેદાયશોને નુકસાન કરી મેળવેલો નહીં હોય (મતલબ કે જાનવરી ખોરાક) પણ નીર્દોષ હોવો જોઇએ. શરીરને રૂચે એવો તથા આત્મીક જ્ઞાનમાં ઉત્સાહ વધારનારો, હવસી જુસ્સાઓ અથવા પાપી વીચારો અને ગુસ્સાની લાગણીઓ ઉશ્કેરનારો નહીં હોવો જોઇએ. પણ આત્મીક ખોરાક મેળવેલો જરૂરનો છે. વળી આપણી ભુખ ઉપરાંત જીભનાં ટેસ્ટને

માટે ખાવાને લલચાઇએ છીએ. ને આપણી બે ઘડીની જીભની મજાહને ખાતર શરીરને દુઃખ કરીએ છીએ. જે થોડા વખતની મજાહ મેળવવાથી પરહેજ રહેવું (એટલે કે માંસ મદીરાનો ખોરાક લેવો નહીં.) કે જેથી વગર કારણે શરીર દુઃખી થતું બચે. ઘણીક વખતે જાણી જોઇને એવી ખાધા પીધાની લાલચોમાં ફસી શરીરને દુખ કરીએ છીએ, તેજ પ્રમાણે આપણી રોજની ચાલુ જીંદગીમાં દુન્યામાં ઘણી એવી લલચાવનારી ચીજો છે, કે જે આપણી સામે આવી ઉભી રહે છે, ને આપણુને તેનાં લોભ લાલચોમાં ફસાવે છે, તે વખતે મકકમ ઠરાવ ને હોશીયારીથી તેની સામે નહીં થઇએ. ને થોડા વખતનાં મળતા સુખની મજાહમાં ફસી પડીએ તો પાછળથી આપણુને ઘણું દુઃખ વેઠવું પડે છે. જો કે તે એકદમ એવી લાલચોમાંથી આપણે દુર થઇ શકતા નથી. કારણ કે આપણુને દુન્યવી ખરા ખોટા સુખનો અનુભવ થયો નથી. ખરૂં શું છે, તે શોધી કાઢવાની જયારે ટેવ પડશે ત્યારેજ એવી ખોટી લાલચો તરફ ફસાતા અટકશો. ને દુન્યામાં પુર ફતેહ સાથે આગળ વધશો ને જીંદગીની મુખ્ય ફરજો છે તે બજાવશો.

બીજું મુખ્ય કરી આપણે એકલા આપણુાજ ભલા વીચારમાં લીન થયલા રહેવાની ટેવ પાડવી જોઇએ કારણકે આપણુા ભલા વીચારો સીવાય આપણો પોતાનો મદદગાર સાથી બીજો કોઇ નથી. તેમજ જો આપણે આએ લોભ લાલચમાંજ મચ્યા રહી, આપણી જીંદગીનો કીંમતી વખત બરબાદ કરતાં અટકવું જોઇએ. ને આ દુન્યવી મોહ માયા તરફ જેમ બને તેમ ઓછું લક્ષ આપવું જોઇએ, ને આપણી જીંદગીના કીંમતી વખતનો સદ્ઉપયોગ કરી આત્મીક જ્ઞાનની શોધ પાછળ મચ્યા રહેવું જોઇએ, અને જે શરીર રૂપી બંધનથી આપણો

આત્મા બંધ પડેલો છે, તે બંધનો તોડી મુકતી મેળવીને આપણી જીંદગીની મુખ્ય નેમ રાખવી જોઇએ.

હવે છેલ્લાં આપણુ પોતે રાતે સુવા બીછાના ઉપર જઈએ તે અગાઉ આપણા આખા દિવસના ભલા બુંડા કામના હિસાબની તપાસ વિગતવારે મનમાં યાદ કરવી જોઇએ. ને પછી તે ઉપરથી તપાસ કરવી કે કયા વિચારો વચનો ને કામો આખા દિવસમાં ખોટાં થયાં છે, કયાં ખરાં થયાં છે, તેની શોધ કરવી. જો કાંઇબી ખોટું થયું હોય, એવું આપણું અંતકરણ આપણને સુચવે તો તરતજ નક્કી ઠરાવ કરી વિચાર કરજો કે આવતી કાલે પાછી એવીજ ભૂલ નહિ કરૂં એ પ્રમાણે રોજ ધીમે ધીમે તમારી જીંદગીનું જમે ઉધારનું પાસું તપાસી જોવાની ટેવ પાડશો, ને જે જે વિચાર, વચન, કે વાણીમાં ભુલો દેખાય તે સુધારવાની ચાલુ કોશેશ કર્યા કરીશું, તો પછીથી આપણાથી બીજી વખતે એવી ભુલ થાય તો તે વખતે મનમાં પસ્તાવો કરી તેવી ભુલો કરતાં અટકી જઇશું.

હવે આપણે પોતાને માટે દુન્યામાં ફરજો બજાવવા (Self knowledge) મેળવવાની ઘણી અગત છે. પણ તે મેળવવામાં સાચી નેમ આપણે રાખવી જોઇએ. (Self knowledge) તેનો ભાવાર્થ એ થાય છે કે જ્ઞાનને માટે શોધો કે જેમાં આત્માને લગતું જ્ઞાન, તેમજ દુન્યવી જ્ઞાન બેઉ રીતનુ જ્ઞાન મેળવી, આપણો આત્મા કોણ છે, શું છે, તેની પીછાણ કરી શકાય. એને માટે જ્ઞાનની ઘણી જરૂર છે કે જે જ્ઞાનવી કરીને આત્મીક બળ વધતું જાય છે. માટે (Self knowledge) વગર આત્માની પીછાણ કે તેનો સબંધ શોધાતો નથી. હવે આપણને તે મેળવવા સ્વચ્છ પ્યાર દરેક તરફ દેખાડવાની ઘણી જરૂર છે. એ સ્વચ્છ પ્યાર દરેક પ્રાણીઓ તરફ દેખાડવો જોઇએ. હવે એવું

બને છે કે કેટલીક વખતે આપણે જે સ્વચ્છ પ્યારની ઉંચી નેમો જે કુદરતમાં સમાયલી છે તે ભૂલી જઈ તેનો ઉલટો ઉપયોગ કર્યે છીએ, તેમ કરવો નહિ જોઈએ જેમી કરવું તે કાંઈપણ બદલાની આશા વગર કરવું. આપણે જે જ્ઞાન મેળવ્યે છીએ, તે જ્ઞાન તરફ કંઈ ખરો ચાહ દેખાડતાં નથી, પણ આપણે ન્યુસપેપરોમાં નામ કાઢવા યાતો પરીક્ષામાં પાસ કરવા ખાતર મેળવ્યે છીએ, ને તે જ્ઞાન સંપાદન થઈ ચુકયું એમ સમજ્યે છીએ. લોકોમાં ને કોમમાં આપણી નામના થઈ એટલે જ્ઞાની થઈ ગયાં. એવી મતલબનુંજ આ દુન્યવી નેમો પૂરી પાડવાનું જ્ઞાન મેળવ્યે છીએ. તેવા જ્ઞાની ઓ પુરૂષો દુન્યામાં ઘણા ફ્તેહમંદ નીવડયાં નથી પણ જેઓ ખરેખરા જ્ઞાનને માટે જ્ઞાન મેળવે છે ને સ્વચ્છ પ્યારથી ને કુદરતની ઉમદા નેમો જે છે તેજ પૂરી કરવા જ્ઞાનને ખાતરજ જ્ઞાન મેળવે છે, તેઓજ દુન્યામાં ઘણા આગળ વધેલાં છે, અને પોતાનાજ નામ અમર કરી ગયાં છે. શેકસપીઅર કહેછે કે તમારા સદગુણો છે, તેને ખોટી રીતે કામે લગાડશો તો દુર્ગુણમાં ફેરવાઈ જશે. તે માટે એમ ધારો કે, એક કાર્ય જે આપણે ઉભું કર્યું, તે કાર્યની નેમ જો વળી ઉમદા રાખી કરીશું તો જરૂર ફ્તેહ મેલવીશું. તેમ વળી આપણા મજબુત ઠરાવ ઉપર પણ મુખ્ય આધાર રહેલો છે. તે ઠરાવ આપણને ખરે રસ્તે દોરવનારા તારાની મીસાલ છે. જો આપણે તેની ઉપર પૂરતો વિશ્વાસ રાખી ચાલીશું, તો તે આપણને સીધે રસ્તે દોરવશે ને આપણા જ્ઞાનના માર્ગમાં કાંઈ અજવાળુ નાંખશે, અને તે માર્ગદર્શક બનશે. એવી રીતે ખુદાઈ અંશ જે આપણી અંદર છુપાયલો છે, તે અંશ આએ ઈન્સાફી ડાહપણથી ભરપૂર, ભલાઈવાળો, શકિત વાળો છે, તની તરફ આપણે હંમેશા સાચા પ્યારથી ને પૂરતા વિશ્વાસથી જોતાં શીખશું કે જે આપણો છુટકારો કરનાર ને મુકતી આપનારો આતેન ચેરાગ છે. આપણે હિંમતથી ખુલ્લા

વગર મક્કમ મને ઉભુ રહેવું જોઇએ છે. દાખલા તરીકે જેમ એક ખડક સીધો ટટાર ઉભો રહેલો છે તેની ઉપર હજારો દર્યાના ઘસારા આવવા છતાં કેવો હીલ્યા ચાલ્યા વગર ઉભો રહે છે. તેમજ આપણને દુન્યામાં ઉભુ રહેવું જોઈએ. કારણકે આપણા પણ હજારો જન્મના ખરાબ કર્મો તેને નાશ કરી તે સઘળાંના બંધનોમાંથી મુકિત મેળવવાની છે, તેને માટે ધીરજ ને ખંતથી આપણી જીંદગીમાં આવી પડતાં સંકટો દૂર કરી ખરા લડવૈયાઓ માફક આ માયાવીક દુન્યામાં જીત મેળવવાની ચાલુ કોશેશ કરવી જોઈએ. અને જયારે આપણામાં એ બચાવ કરનારની હાજરી (ઇશ્ટ) આત્મામાં જયારે જોઈશું, અનુભવીશું, ત્યારેજ જીવનનું ખરૂં સુખ શું છે, તેનો આનંદ ને સંતોષ શું છે, તેનો ખરો ભાસ અનુભવીશું ત્યારેજ ખરી શાંતી આ દુન્યામાં મેળવેલી ગણાશે.

આ દુન્યામાં ખરો માનવી તેજ છે કે જેને એ જાતનું સુખ, સંતોષ અનુભવ્યો છે, કે જેની ખરી ખુશાલી ને શાંતીનું વર્ણન આપણા જેવા નાચીજ માનવીથી થઈ શકતું નથી.

હવેજ આપણે સમજયે છીએ, કે આપણે એટલા અસંતોષી દુ:ખી ને શાંતી વગરના છીએ, તેનું કારણજ એ કે આપણે તેના કાયદાની બારીકીઓ શું છે તે સમજતાં નથી. ને વગર સમજવે તેના કાયદાઓનો ભંગ કરીએ છીએ, ને પછી આપણા પોતા ઉપર દુ:ખ ખેંચી લઈએ છીએ. ને જયારે દુ:ખી થઇએ છીએ ત્યારે અસંતોષી બન્યે છીએ. તેટલા માટે આપણે જે સંજોગો વચ્ચે, જે દેશ, ધર્મ કે સ્થિતીમાં મુકાયલાં હોઈએ તેને અનુસરીને ચાલવું જોઇએ. તેમ તેને અનુસરીને ચાલ્યે તે છતાં આપણાં કામમાં કાંઈ નીષ્ફળતા આવી ત્યારે નીરાશ થઇ આશા છોડી નહી દેવી પણ આપણું સઘળું કાર્ય કુદરતની મરજી પર છોડી શાંતીથી કાંઈ પણ બડબડાત વગર કોઈ જાતની ધાંધલ ધરમચ કર્યા વગર મુંગે મોઢે બજાવીશું

તો તેથી આપણા પોતાના પ્રગટીકરણમાં વધારે મદદ કરતા થઈશું એટલુજ નહિ પણ કુદરતના કાર્યમાં પણ મદદ કરતા થઈશું. અને આપણે આ દુન્યવી માર્ગમાં આગળ ને આગળ વધીશું. આપણે કુદરતના નીર્માણ કરેલા જે જે પ્લાનો છે, તેની સામે નહિ થતાં તેને મળતા થઇ કામ કરવા શીખશું. તે ઉપરાંત આપણે કઈ બાબતમાં કયા કારણોમાં ખોટા છીએ, તે તપાસ કરવાની ટેવ રાખી આપણું અભણપણું દુર કરીશું તો જરૂરજ આપણે ફ-તેહ સાથે પાર પડીશું. એટલું યાદ રાખવું જરૂરનું છે કે જો આપણે કાંઇબી વાંક કરીશું તે માટે આ દુન્યામાં આપણે જુઠું સાચું કરી અટકી જઇશું પણ કુદરતની દુન્યામાં કાંઇ પણ છુપું રહેવાનું નથી. કુદરતનો જે બારીક કાયદો છે તેની બારીકીથી આપણે મુકત થવાના નથી. તે તો આપણા વાંકની શીક્ષા મોડે વહેલે કરશે. કર્મનો જે કાયદો છે તે કાયદા પ્રમાણેજ આપણુને દુઃખ સુખ સર્વ ભોગવવુંજ પડશે, અને દરેક જાતનો અનુભવ મેળવી એજ હાલતમાંથી આપણું આગળ વધવું થવાનું છે, એમજ સમજી હવે આપણી વિચાર શકિત ઉપર પુરતો કાબુ રાખવો જોઇએ, કારણ કર્મ ઉભું થવાનું પહેલું પગથ્યું તે એજ આપણા વિચારો છે. આપણા હ લના સંજોગો વચ્ચે જોતાં એક બીજાને મ ટેનો બુરો વિચાર મનમાં દાખલ થવા ન દેતાં જેટલી હદે તેની ઉપર કાબુ રાખી શકાય ત્યાં સુધીની ર ખવો જોઇએ તે ભલા વિચારો કરીને બુ ર વિચારો ઉપર ફતેહ મેળવવાનું પહેલું પગથ્યું છે કે જેથી આપણી ભલી ઇચ્છાઓમાં પણ ફતેહ પામી શકીયે. આપણે કાંઇ મી કામ કર્યે છીએ. તે વિચારોની અસરથી થાયે છે. પહેલા મનમાં એક વિચારની આકૃતી ઉભી થાય છે, ત્યાર પછી તેવી બોલીએ છીએ. ને પછીજ કામો કરીએ છીએ. વિચારોના અસરથી આપણું શરીર જોરાવર બને છે. અને પછીજ કોઈ વખતે હાપણભરેલાં કામો કરીએ છીએ,

ને કોઇ વખત તેથી ઉલટાં પણ કર્યે છીએ અને પછી આપણા કામો પ્રમાણે આપણને બદલો મળે છે. જેવી રીતે દર્યાના પાણી ભરતી ને ઓટના મોજા નીચે ઘસડાય છે, તેમ આપણે માણસો પણ કુદરતના ચઢતી પડતીના મોજાઓ નીચે ઘસડાઈએ છીએ, ને સુખ દુઃખનાં બંધન તળે રહી ધીમે ધીમે આપણો સુધારો વધારો કરી કુદરતની અકેકીમાં પીલાઇ તેની સ્વચ્છ ચાલણીથી બારીક ચલાઈ કુદરતની સચ્ચાઇ ને કાયદાઓ સાથે એક થઈએ છીએ.

એ રીતે આપણે માસ્તરી પદ પામ્યે છીએ. એ માસ્તરી પદ મેળવવા માટે ઉમેદવારે ધીરજ રાખવાની ઘણી જરૂર છે. જો કદાચ નીષ્ફળતા આવે તેથી બીહી જવાનું નથી. જો તેની ઉપર વિચારો કર્યા કરીશું તો તેથી કાંઈ ફતેહ થવાની નથી. માટે ધીરજ રાખી આપણું કાર્ય (નીષ્ટકામ) કાંઇપણ બદલાની આશા વગર કરવું જોઈએ. કુદરતે આપણને જે જોર ને શકિતઓ આપેલી છે, તેનો નાશ કરવો નથી જોઈતો. તેમજ તેને મંદ પાડી રાખવાની પણ જરૂર નથી. જો તમારામાં ખરાબ ગુણો ઘણા મજબુત રીતે જડ ઘાલી બેઠેલા હોય તો ખરાબ ગુણોની જગાએ સારા સદગુણો પુરવા જોઈએ. આપણા વડવાઓથી એવું કહેવાયલુ છે કે:—કુદરતમાં કેથે પણ ખાલી જગા પડેલી નથી (That nature suffers no vacuum). જો તમો એક બુરા દુર્ગુણો કાઢવાની તજવીજ કરશો કે તુરત ખાલી જગામાં બીજા આવી ભરાશે. તેટલા માટે જે કાંઇ હલકી ખાસ્યત ધરાવતી શકિત આપણામાં હોય તે દુર કરી તેની જગાએ કાંઈ ભકિતભાવવાળા ઉંચા સદગુણો ખીલવવાની કોશેશ કરવી. આપણા કરતાં ઘણા સદગુણી ને પરમાર્થી માણસોનો વિચાર કરવો, તેનું અવલોકન કરવું, તેનાં સમાગમમાં રહેવું. આપણામાં વહેમીપણું હોય, અજ્ઞાનતા હોય તે દુર કરી જ્ઞાની થવુ, જ્ઞાન મેળવવાની કોશેશ ચાલુ રાખવી! કે જેથી ભવિષ્યમાં માસ્તરી પદ મેલવવાને લાયક થઈએ.

---

# સુખની શોધ

આપણા જીવનને સુખવાળું બનાવવું કે દુઃખવાળું એ જેટલું આપણા પોતાના ઉપર આધાર રાખે છે એટલું બીજાના ઉપર નથી રાખતું. આપણે જો ધર્મના જુદા જુદા અભ્યાસો તરફ નજર કરીશું તો જણાશે કે તે દરેકમાં મનુષ્યના શારીરીક આત્મા જીવનનો ઉદ્દેશ થાય છે. દુઃખોનો નાશ કરવામાંજ હિંદુ કે બુધ્ધ ધર્મને તપાસીશું તો જણાશે કે આપણા જીવનનો ઉદ્દેશ શાશ્વત, આનંદ પ્રપ્તિમાં સમાયલો છે. કોઈ ધર્મ એવી સ્થિતિને સ્વર્ગ તરીકે જણાવે છે. જરથોસ્તી, ખ્રીસ્તી, ને મુસલમાન ધર્મમાં પણ આપણે નજર કર્યે છીએ તો જણાશે કે દરેક મનુષ્યનું હ્રદયના સુખની શોધ ને જીવનના ઉદ્દેશ રૂપે જાહેર કરે છે. શાશ્વત સુખ મેળવવાને માટેજ આ જીંદગીની હૈયાતી છે. દરેક ઠેકાણે મનુષ્ય સુખને શોધે છે. દરેક ઠેકાણે તેના વિચાર અને આશયથી આ સુખની શોધ પુરવાર થાય છે.

સુખની શોધ એ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. ખુની તેમજ સંતપુરૂષ, અજ્ઞાની તેમજ જ્ઞાની, નીચ કે ઉંચ, હલકો કે ઉમદા, સર્વ એક સરખી રીતે સુખને શોધે છે, ને તે મેળવવાને પ્રયત્ન કરે છે. હવે તેઓ સર્વની રીતમાં ફેરફાર છે. પણ તેઓના ઉદ્દેશમાં કાંઇ ફેર નથી. તેના મૂળ નેમ તો સુખને શોધવાનીજ છે.

કેટલીક વખત આપણે જોઇએ છીએ કે કેટલાક મનુષ્ય સદ્ગુણ વિષે બોલતા હોય છે, પણ તે દુઃખી સ્થિતિમાં હોય છે, ને તેના વિચારોમાં ગુંચવાઇ ગએલા હોય છે. તેની બુધ્ધી બહાવરી જેવી બની ગએલી હોય છે. સદ્ગુણ એ જીવનનાં

નિયમને અનુકુળ બનાવવાનું ને સુખ મેળવવાનું સાધન છે. તે સુખનો માર્ગ છે તે સુખ તરફ મનુષ્યને દોરવી લઈ જાય છે. જો આપણે બરાબર તપાસીશું, તો જણાશે કે ઉમદા અને ખરાબ મનુષ્ય વચ્ચેનો ભેદ એ નથી, કે ઉમદા મનુષ્ય સદગુણને શોધે છે, ને ખરાબ મનુષ્ય સુખને શોધે છે. પણ આ ભેદ પારખવાને એકજ સવાલ પૂછવો જોઇએ કે તે "સુખ શામાં ગણે છે" જે મનુષ્ય ધર્મને ખાતર મરે છે, અથવા કાંઇપણ અન્યાયી કામ કરવા કરતાં જગતના વ્યવહારમાં પોતે પાયમાલ થવાનું પસંદ કરે છે, તેવા મનુષ્યને આપણે સદગુણી કહીએ છીએ. તેવા મનુષ્યને જીંદગી કરતાં સત્ય વધારે વહાલું છે. સત્ય તેને મન વધારે કીંમતી છે. તે સમજે છે કે સત્ય મનુષ્યને સુખી બનાવે છે, જો કે વખતનું ચક્ર તેને માથે દુઃખ લવે છે, છતાં પણ સત્ય તેને સુખી બનાવે છે. કારણ કે તે સત્યને ચાહવામાં તેને પરમ આનંદ મળે છે, તેથી તેનાં જીવનનો કાંઇક ઉદ્દેશ થાય છે.

આપણ મનુષ્યે કયા માર્ગે સુખ શોધવું જોઇએ, તેનો બરાબર જો એક પળ વીચાર કરીશું તો જણાશે કે સત્યનાં માર્ગ તરપ્ આપણે જઇશું તો આપણે ખરૂં સુખ મેળવી શકીશું. તેથી મનુષ્યને જીંદગીને યોગ્ય માર્ગે દોરવવામાં સદ વિચારની ઘણી જરૂર છે. મનુષ્ય ઘણે રસ્તે સુખ શોધે છે. આ સ્થુલ જગતમાં જે વસ્તુઓ તેની નજરે એકાએક પડે છે અને જે તેનાં શરીરને તથા ઈંદ્રીઓને સંતોષે છે, તે વસ્તુઓમાં મનુષ્ય પહેલાં સુખ શોધવામાં દોરવાય છે. તેની ઇચ્છાપુર્વક તેમને સુખ મળે છે, તેથી તે જાગ્રત બને છે, અને તેથી તે આળસ તજે છે. જો તેની ઇચ્છા તૃપ્ત ન થઈ તો તેને દુઃખ થાય છે. હરેક મનુષ્યનાં ઉત્ક્રાંતીક્રમનાં શરૂઆતનાં પગથીઆમાં

સ્થુલ પદાર્થની ઈચ્છા પહેલી હોય છે. તે તેની ઉન્નતી માર્ગનું પહેલું પગથ્યું ગણાયલું છે, ત્યારપછી તે વીષ્ય સુખ મેળવવાનો પ્રયત્ન કરે છે.

મનુષ્યનાં જીવન માર્ગમાં શારીરીક સુખ અને દુઃખ એ ચેતવણી આપનારાં બે સ્થંભ રૂપે પૈ. તેઓ તેને સુખનાં પ્રયત્નની પાછળ પાડવાના આનંદ મેળવવામાં ને દુઃખને ત્યાગ કરી પ્રયત્ન કરવામાં જાગૃત કરે છે. જ્યારે મનુષ્યને પોતાને જીવનનો ઉદ્દેશ સમજાતો જાય છે, ત્યારેજ તેને પોતાનાં શરીરનું ભાન થાય છે, અને જીંદગીની દરેક હાલતો શું છે તેને પુગી વળવાની કેમ ને કેવી રીતનો પ્રયત્ન કરવો જોઈએ એ સમજ આવે છે, ને જુદી જુદી ઈચ્છાઓ પ્રગટી નીકળે છે. એ રીતે તેની મુશીબતો વધવાની સાથે તેની માનસીક શકતીઓ પણ ખીલવા માંડે છે. હવે તેની અડચણો ધીમે ધીમે બુધ્ધીને મજબુત કરે છે. એ રીતે તેનામાં સુખ દુઃખ અનુભવવાની શકતી મજબુત થતી જાય છે. જેમ જેમ તંગીઓ ને દુઃખો વધતા જાય છે. તેમ તેમ તેનાં માનસીક ને શારીરીક ગુણો ખીલતા જાય છે. એ રીતે તેની આળસમય જીંદગીનો કુદરત ત્યાગ કરાવીને જીંદગીની જરૂરીઆતો માટે તેને પ્રયત્ન કરતો બનાવે છે. આ રીને મનુષ્ય પ્રવૃત્તીમય જીવન ગાળતાં શીખે છે.

આ સુખની શોધો પાછળજ મોટે ભાગે સુધારો (civilization) થવા પામ્યો છે. અને જો આપણે સુધરેલી પ્રજાઓ તરફ નજર કરીશું તો જણાશે કે મોટે ભાગે આ દુનીઆનાં સ્થુલ સુખો શોધવામાંજ પુષ્કળ પ્રયત્ન કરે છે. ને પાછળથી આપણે મનુષ્ય શરીરનાં ગુલામ બની રહીએ છીએ. નવા આનંદો ને મોજ શોખની શોધ પાછળ મચ્યા રહ્યા છીએ, પણ પછી તે સુધારાની સ્થીતી એવી ટોચે જઈ પુગે છે, કે જ્યાંથી પડતી શરૂ થાય છે. હાલનાં જમાનામાં જ્યારે જર્મન દેશની પ્રજા ઉપરથી જોઈતો ધડો મેળવવાનો છે, જ્યારે શરી

રને હદ બહાર પોષણ કરવામાં તેનો હદ બહાર ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે સુખને જીવન આપનારી હદ બહારની જે ચીઝો છે, તે શરીરને વીનાશ કરવા કારણ બને છે. માનવી સ્થુલ સુખના માર્ગની શોધ પાછળ જેમ જાય છે તેમ શરીર છેવટે કંટાળી જાય છે, ઘસાઈ જાય છે, અને નાશ પામે છે. તેજ વખતે મનુષ્યને ભાન થાય છે અને અનુભવથી ખરો બોધ મેળવે છે ત્યારેજ તે સમજે છે કે આ શરીર એક નોકર તરીકે ઘણું સરસ કામ કરી શકે છે. પણ ખરૂં સુખ કાંઇ આ શારીરીક મોજ શોખમાં સમાયલુ નથી પણ આત્મ સંયમમાં સમાયલું છે એટલા માટે મનનું ઉચા પ્રકારનું સુખ મેળવવા તેને શરીર ઉપર કાબુ મેળવવો જોઇએ છે.

શરીરને લાડ લડાવવા અને મનને ખીલવવું એ બેઉ કામ એક સાથે બની શકે નહીં. શરીરને મોજ મજાહમાં રાખવું અને વીચાર શકતીને સ્વચ્છ, શુધ્ધ, મજબુત રાખવી આ બંને ઉપર એક સાથે કાબુ મેળવી શકાય નહીં. એક મહાન અંગ્રેજે કહયું છે, કે:- ઉંચ વીચારને સાદું (Plain living and high thinking) જીવન જરૂરનું છે. જે મનુષ્યો મોજ શોખમાં રહે છે, તેઓની બુધ્ધી ઘણી તીક્ષણ હોતી નથી. જે મોજ શોખમાં પડેલા નથી તે મનુષ્ય બુધ્ધીશાળી હોય છે. તેઓ બુદધીનાં વીષયમાં આનંદ માને છે.

હવે ધીમે ધીમે ખરૂં સુખ મનુષ્ય મનને લગતું શોધે છે. પણ સુખનું મુળ જે છે, તે આનંદનું એકજ સ્વરૂપ છે, કે જે ઝરો આનંદનો છે. તે સુકાતો નથી, કે ખુટતો નથી. તે ઝરો આપણી અંદર રહેલા આત્માની ઉંડાઇમાં છે. અને તે આત્માના મન લાગણી અને શરીર એ રહેવાનાં સ્થાન મંદીરો જેવા છે. જો શરીર, કરતાં બુદધી વધારે ખીલેલી હોય તો શરીર મારફતે આત્મા જેટલો પ્રકટ થઇ શકે તેના કરતાં બુદધી મારફતે વધારે પ્રકટ થાય છે. જો

શરીર કરતાં લાગણી વધારે ખીલેલી હોય તો શરીર કરતાં લાગણી મારફતે આત્મા પ્રકટી નીકળે છે. આ આત્મા નિર્વિકારી, અનંત ને શાશ્વત છે, આપણી અંદર રહેલો આત્મા તે ઈશ્વરી જીવન છે.

આ મનુષ્યનો આત્મા છે ત્યાંજ મનુષ્ય ખરૂં સુખ શોધી શકે છે, ને ત્યાંજ પરમશાંતી જે કહેવાયલી છે, તે મેળવી શકાશે. આત્માજ સુખનું મૂળ છે કે જેની મારફતે મનુષ્યને શાંતી જડે છે.

મનુષ્ય જીવન સુખી કેમ થાય? જો આપણે એકલાજ સુખ મેળવવાની કોશેશ કરીશું તો તે મળી શકશે નહિ. પણ જો બીજાંઓને આપણો પ્રેમ દેખાડીશું તોજ આપણી જીંદગી સુખમય બનશે. કેટલાક મનુષ્ય કોઈ સ્ત્રીના પ્રેમથી યા બાળકના, મિત્રના કે કુટુંબના પ્રેમમાં સુખ મેળવે છે, તેનું કારણ પણ તેની અંદર રહેલો આત્મા છે. જે પ્રમાણે તેઓ તરફ પ્રેમની નજરથી જોઇએ છીએ, તેમજ સર્વ મનુષ્ય-જાતી ઉપર પ્રેમથી જોતાં શીખવું જોઈએ. આપણા અંગત વહાલાંઓને જોઇએ છીએ, તેમજ સર્વનું કલ્યાણ ઇચ્છવું, ને પ્રેમથી જોવું જોઇએ. કારણ કે સર્વમાં આપણા જેવો પ્રેમી આત્મા રહેલો છે. મનુષ્યના દોષો તરફ નજર નહિ રાખવી, કારણકે તે દોષો તેની શરીરની ઉપાધીને લગતા છે, પણ આત્માના નથી. આપણા પોતાના કરતાં સર્વના ભલામાં આત્માનું સુખ શોધવું. પણ ખાસ જુદું સુખ આપણા આત્માજ માટે શોધીશું, તો તે સુખ મળવાનું નથી. કારણકે જો એટલું આપણે સમજીશું કે આપણો આત્મા કાંઇ બીજાઓના આત્મા કરતાં જુદો નથી, આપણે બધાં એકજ પિતાના જીવનમાંથી સર્વ પેદા થયલાં છીએ, માટે શા સારૂ કોઇપણ મનુષ્યને નુકસાન કરી આપણું સુખ શોધવું જોઇએ. તેટલા માટે આપણી ફરજ છે કે કોઈપણ મનુષ્ય આપણાં કરતાં ઓછા વધેલા જ્ઞાનમાં શુધ્ધતા અથવા ચારિત્ર બળમાં હોય તેમને

આપણી પાસે જે હોય તે આપીને તેમને વધારે હરેક રીતે સમૃધ્ધીવાન બનાવવા જોઈએ.

આપણને તે દયાળુ ઇશ્વર તરફથી જે પ્રકાશ મળ્યો હોય તેમાંથી બીજાંને આપીશું તો તે આપણામાંથી ઘટવાનો કે ખુટી જવાનો નથી, પણ તેમાં વધારોજ થશે.

આપણા જીવનને, આપણી પવીત્રતાને, જ્ઞાનને, બુધ્ધીબળને, સારા ચરિત્રને આપણી અંદર જો છુપાવી રાખીશું નહિ ને તેઓ તરફ આપણો બુધ્ધીનો પ્રકાશ પાથરીશું તો તેથી જરૂરજ આપણું જીવન આનંદમય ને સુખી થશે. ને જે સુખની શોધ પાછળ મંડેલા છીએ તે સુખ આખરે સર્વના એકત્ર થએલા આત્મા મારફતે મેળવીશું.

---

## ડો. એનાબીસાંટના જીંદગીનું ટુંક વર્ણન.

સત્યતાનાં પૂજનારા પરદુઃખભંજક બાનુ.

એની બીસાંટનું નામ દુનિયાના ઘણાં વિદ્વાન પુરૂષોને જાણીતું છે, અને હિંદુસ્તાનમાં પણ જાણીતું છે. ફકત અજ્ઞાન માણસનેજ ખબર ન હશે. હિંદુસ્થાનનાં દેશે દેશમાં ફરી છટાદાર ભાષણોથી અને હિન્દને માટેની ખરી લાગણીથી તેવણ મશહુર છે. તેવણ હિન્દમાં સેંટ્રલ બનારસ કોલેજનાં સ્થાપક અને પ્રમુખ છે. એ કોલેજ સ્થાપવાને માટે તેમણે એવું તો છટાથી ભાષણ કીધું હતું કે એકજ ભાષણમાં તરતજ પચાસ હજાર રૂપ્યાની રકમ ભરાઈ ગઈ હતી. તેવણ મોટો ભાગ બનારસમાં કાઢે છે. તેવણ એક જાણીતાં થીયોસોફીસ્ત છે અને મેડમ બ્લેવૅટસ્કીનાં ખાસ શિષ્ય થતાં હતાં. તેવણે દુન્યામાં ચઢતી

પડતી બહુજ જોઇ છે. તેવણે સત્યતાને માટે એક આદમીથી જેટલું દુઃખ ખમાય એટલું ખમ્યું છે, અને આદમ જાતનું, મુખ્ય કરી લાચાર બેચારનું દુઃખ ટાળવા જેટલું બને તેટલું કર્યું છે અને કરે છે, જે આપણુને એમની જીદગીનાં હેવાલ પરથી જણાશે.

એમણે નાનપણુમાં પોતાનાં પીતાને ખોયા હતા, અને પોતાનાં માના સાથે રહેતાં હતાં. તેવણુ નાનપણુથી ધર્મપર બહુ ચુસ્ત હતાં. અને એકાંતવાસમાં ફરવા હરવાનાં બહુજ શોખીન હતાં. ધર્મનું અને લાચારનું ભલું કરવાનાં વીચારમાં હમેશાં મશગુલ રહેતાં હતાં અને પોતાનાં પેગંમબર જીસસ ક્રાઇસ્ત શીવાય બીજા કોઇબી મરદનાં પ્યારમાં કદી પણ રહેતાં નહીં હતાં. તેવણુને પરણુવાનો વીચાર કદી પણુ આવતો નહીં હતો. જ્યારે વોલટર બીસાંટ નામનાં પાદરીએ તેવણુની સાથે પરણુવા માંગ્યું ત્યારે તેવણે એક પાદરીનાં મહોરદાર થવાને લીધે ગરીબોનું ભલું કરવાની બહુ તક મળે છે, એમ ધારી તેમની સાથે પરણ્યાં. અને થોડા વર્ષમાં બે છોકરાનાં માતા થયાં. તેવણુની નાની બાળકીને થોડા વખતમાં એવો તો સખત ઠાંસો થયો, કે તેની સારવાર કરતાં અને તેનું હંમેશાનું સખત ઠાંસાનું દુઃખ જોઇ તેવણુ અત્યંત દુઃખી થયાં. તે બાળકી એટલી તો દુઃખથી પીડાતી હતી, કે ડૉકતરને વારંવાર તે બચ્ચાંને કલોરોફોર્મથી બેશુધ્ધમાં રાખવાની ફરજ પડતી હતી. એવણુને પોતાનાં બચ્ચાં પર બહુજ પ્યાર હોવાથી, એ નિર્દોષ બચ્ચાંને કૃપાળુ ઇશ્વર આ દુઃખમાંથી મુકત ન કરી શકે એ વાતની તેવણુને અજાયબી લાગી, અને છેવટે એવું વિચાર્યું કે ઇશ્વરની હસ્તી માનવી, સ્તયના કહેવાય નહિ. તેથી તેવણુ ઇશ્વરની હસ્તી માનવાને શંકા બતાવવા લાગ્યાં. એવા વિચારો જયારે તેવણુનાં ભરથારે જાણ્યાં ત્યારે તેમને બહુ સમજાવ્યું, પણ એવણુ દલીલોથી સાબીત કરવાં લાગ્યાં, કે

જુદા હસ્તી ધરાવતોજ નથી. તેવણુનો ભરથાર એક ધર્મગુરૂ હોવાથી તેવણુથી છુટા છેડા કીધા. તેવણુ એક ખોટી ચીજ માનવાનાં કરતાં પોતાનાં ભરથારથી જુદાં રહેવાનું વાજબી ધાર્યું. એ વખતે તેવણુની ઉમ્મર છવીશ વર્ષની હતી, તેથી તેવણુનાં માતાએ ઘણુંએ સમજાવ્યું, પોતાની છોકરીને પગે પડયાં, પણ એવણુ સત્યતાને વળગી રહ્યાં. અને કહેતાં કે માબાપને હું અત્યંત ચાહું છું પણ સત્યતાને સર્વથી વધુ ચાહું છું. થોડા વખતમાં તેવણુનાં માતા પણ મરણ પામ્યાં, અને તેવણુનાં દુઃખનો કંઈ પાર રહયો નહિ. તેવણુ હવે ભુખમરો ભોગવવા લાગ્યાં. જો એક વિદ્વાન મી. થોમસ સ્કોટ તેવણુનો મીત્ર ન થને, તો ખચીત તેવણુ ભૂખે મરતે. તેવણે હવે કાંઇ કામકાજ કરી પોતાનું ગુજરાન કરવાનું વાજબી ધાર્યું, તેથી તેવણુને બબરચી અને આયા થવું પડયું. તે પછી થોડાં ચોપાન્યાં લખી પૈસા મેળવવા લાગ્યાં. થોડા વખતમાં તેવણુ નાસ્તિક (Atheist) મંડળીનાં સભાસદ થયાં અને તે વખતનો જાણીતો નાસ્તિક ચાર્લ્સ બ્રેડલોના મિત્ર થઈને એ મંડળી વિષે બહુ લખાણો લખી "Natural Reformer" નામના ચોપાન્યામાં એક અધિપતિ તરીકે કાર્ય કરતાં હતાં, અને ભાષણો પણ આપતાં હતાં. જયારે તેવણે ડૉ. ન્યુ નાઉલતનુ ચોપાનિયું (જેમાં ગરીબ વર્ગને છોકરાં થતાં કેમ અટકાવવાં અને ગરીબાઇ કેમ દૂર કરવી તે જણાવ્યું હતું) પોતાને હાથે ગરીબ લોકોમાં વેચવા માંડયું, ત્યારે તેવણુને કેટલાક લોકો ધીક્કારવા લાગ્યાં કે એ ચોપાન્યાથી અનિતી ફેલાશે. તેવણુને અદાલત (કોરટ) માં લઇ જવામાં આવ્યાં ત્યાંથી ઘણી મુશ્કેલીથી મુકિત મેળવી. તેવણુનાં છોકરાંને પણ અદાલત મારફતે તેવણુની પાસેથી એક નાસ્તિક હોવાથી છીનવી લેવામાં આવ્યાં, જેઓથી જુદાં પડતાં તેવણુને બહુજ દુઃખ ઉત્પન્ન થયું, અને વિચાર કીધો કે હવે હરેક ગરીબનાં બચ્ચાંને મારાં બચ્ચાં તરીકે સ્વીકારીશ.

એવા વીચારથી તેવણુ ગરીબ બીમારોની સારવાર કરવા, તેઓનું દુઃખ ટાળવા વારંવાર તેઓને ઘરે જતાં. તેવણુ તે વખતે એક નાસ્તીક તરીકે એમ શીખવતાં હતાં, કે નેકીથી માણુસ સુખી થાએ છે. પણુ જેને જે રીતે સુખ મળતું હોય તે રીતે તેણે સુખ મેળવવું. આત્મા કાંઇ અમર નથી. પણુ એક સારા કામથીજ એક માણુસ પોતાનું નામ અમર રાખી જાએ છે. તેવણુ પોતા વીષે એમ કહેતાં હતાં, કે તેવણુ બીજાનું દુઃખ ટાળવામાં અને સત્યતાને વળગી રહેવામાં પોતાનું સુખ સમજે છે.

હવે તેવણુનાં સગાં વહાલાં પાસે ન હોવાથી ગમગીની ભરેલા વીચારો આવતા હતા. તે દુર કરવા તેવણે પરીક્ષા આપવા માટે અભ્યાસ કરવા માંડયો અને થોડા વર્ષમાં મેત્રીકયુલેશન અને રસાયણુ અને બીજાં શાસ્ત્રોની B. S. C ની પરીક્ષા ઇનામ સાથ પસાર કરી. હવે તેવણુ શીક્ષણુ આપવા લાગ્યાં. થોડા વખતમાં તેવણુ લંડનની સ્કુલ બોર્ડનાં સભાસદ બન્યાં. જેથી લંડનની કેટલીક નીશાળો તેવણુની દેખરેખ હેઠળ હતી. આ વખતે સોસીયાલીસમ (Socialism) નામનો પંથ ઉભો થયો. એ સોસીયાલીસ્ટનાં વીચાર પ્રમાણે બધાં માણુસોને સુખનો સરખો હક છે. કેટલાંકો મહેલમાં રહે, અને કેટલાકો ઝુંપડામાં ભુખે મરે. એ વાજબી કહેવાય નહીં. એવા વીચાની એ મંડળી હતી. એ મંડળી ગરીબોનાં સુખને વાસ્તે સરકારની વીરૂધ્ધ લડતી હતી, જેથી તેઓ તરફ સરકાર બહુ સખત રહેતી. અને તેઓને એકઠાં મળવા દેવામાં આવતાં ન હતાં. એ વખતે એવણુ એ મંડળીમાં બહુ મોટો ભાગ બજાવતાં હતાં. અને તેઓને જોઇતા હક આપવાને માટે સરકારમાં બહુ યુધ્ધ મચાવતાં હતાં. સળગાવનારી કાંડી બનાવનારી સ્રીને પુરતો પગાર મળતો ન હતો, અને તેઓને બહુ સખત કામ કરવું પડતું હતું. તે વખતે એની બીસાંટે. White Slavery

in London' નામનું લખાણ લખવા માંડયું. અને કાંડી બનાવ નાર કંપનીની સામે બહુજ સખત લખાણ કીધાં. કાંડી બનાવ નરી સ્ત્રીઓએ હડતાળ પાડી. એટલે તેઓને જ્યાં સુધી બરાબર પૈસા મળે નહીં ત્યાં સુધી બધાંઓએ એકસંપ કરી કામ પર નહિ જવાનો નિશ્ચય કીધો. એમાં પણ એની બીસાંટનો ભાગ હતો. તેઓ કામ પર ન જતા તેમને તે વખતે એવણ ઉઘરાણું કરી તેઓનું ગુજરાનનું સાંધન પુરૂં પાડતાં હતાં. છેવટે કંપની તઓને પુરતો રોજ આપવા કબુલ થઈ. થોડા વખતમાં એની બીસાંટે તેઓને માટે કારખાનામાં આશાયશ માટે ઓરડો અને થાક ઉતારવા વાજીંત્ર (Piano) મૂકવાને માટે માંગણી કીધી જે પણ પાર પડી. એ રીતે તેવણે જેટલું થયું એટલું ગરીબનું દુઃખ મટાડવાનું પોતાનાં છટાદાર ભાષણોથી અને લખાણોથી કીધું છે, અને કરે છે. આવી રીતે જયારે ગરીબોનાં દુઃખ ભંજનન માટે બધી રીતે યુધ્ધ મચાવી રહ્યાં હતાં ત્યારે થીઓસોફી નામનો પંથ ઉભો થયો. એની બીસાંટ આવું પરદુઃખ ભંજનનું કામ કરતાં હતાં પણ તેવણનાં નાસ્તિક વિચારો હવે 'થીઓસોફી'નું સાહીત્ય વાંચ્યાં પછી અને તેની સ્થાપક મેડમ બ્લેવૅારટસ્કીનાં સમાગમમાં આવ્યાથી થોડા દુર થયા. તેવણની ખુદાની હસ્તીનું જ્ઞાન અને આત્મા વિષેની શંકા દુર કરનાર મેડમ બ્લેવૅાટસ્કી હતાં. એ મેડમે પોતાનાં અત્યંત ફીલસુફી ભરેલાં લખાણુ અને વાતચીતથી ખોદાની હસ્તી અને આત્મ જ્ઞાનથી તેવણને વાકેફ કીધાં. તેવણ હવે મેડમનાં એક શિષ્ય થયાં અને પોતા વિષે કહેછે કે જયારે તેવણ 'થીઓસોફીસ્ટ' થયાં કે તેવણને ખરી શાંતી પ્રાપ્ત થઇ. થોડા વખતમાં મેડમ બ્લેવૅાટસ્કીનાં મરણ બાદ 'થીઓસોફી' (આત્મા જ્ઞાન) નો એટલો તો ઉંડાણથી અભ્યાસ કર્યો કે તેવણે મેડમ બ્લેવૅાટસ્કીની જગા રાખી છે અને 'થીઓસોફી' ઉપર દેશે દેશ ફરી

જુદી જુદી લગભગ ૬૦૦ થી ૭૦૦ શાખાઓ ઉભી કરી છે તેમજ આત્માજ્ઞાનને લગતાં ઘણું પુસ્તકો લખ્યાં છે. કેટલાંક ચોપાન્યાનાં અધિપતિ થયાં છે. તેવણે હિંદુ ધર્મનો પણ ઘણો સારો અભ્યાસ કર્યો છે. ને થોડા વર્ષ અગાઉ એવણે બનારસમાં એક કોલેજ ઉઘાડી છે જેનો એવણે પ્રીનસીપલ તરીકેનો દરજ્જો ઘણી સારી રીતે બજાવ્યો હતો. એવણે હિંદુ ધર્મને પાછો સજીવન કરવાને પોતાની બનતી કોશેશો કરી છે. એવણને હાલમાં સરકાર તરફથી એલ. એલ. ડી. ની પદવી આપવામાં આવી છે. ડો. બીસાંત વિષે એવુ કહેવામાં આવે છે કે તેવણ દુન્યાની ઘણી વખણાયલી સ્ત્રીઓમાંના એક સ્ત્રી છે. તેવણ હિંદના ભલાં માટે પોતાની આખી જીંદગી અર્પણ કરી છે. ને હાલમાં નેશનલ હોમ રૂલ નામની શાખા સ્થાપી હતી અને સ્વરાજ્યનો પાઠ હિંદનાં લોકોને પઢાવ્યો હતો. તેવણ સત્યતાને ચાહનારા છે. તેવણનો મોટો સચ્ચાઇ છે, તેવણ હંમેશ સત્યતાની પુઠે ચાલવાની કોશેશ કરી રહ્યાં છે. અને દેશ સેવા કરવામાં અને લોકોનાં દુ:ખો દુર કરવામાં પોતાનો જાતી ભોગ આપી રહ્યાં છે. અને એક પરદુ:ખભંજન બાનુ તરીકે ચુસ્ત થીઓસોફીસ્ટ તરીકે પોતાનું નામ મશહુર કર્યું છે.





## અહંકાર.

ઉંચે કુલ કે કારણ બંશ બડયો અહંકાર;
રામ ભજન હિરદે નહીં જાલ્યો સબ પરીવાર.

હું ઉંચ કુલનો છું એમ વાંસ (Bamboo) ને પણ ઘણો અહંકાર થાય છે. પણ એ વાંસને માટે કહે છે, કે તેમાં અગ્ની તત્વ વધારે હોય છે, તેથી ઘણીક વખતે એક વાંસ બીજા

વાંસ સાથે ઘસાવાથી અગ્નિ તેમાં પ્રગટ થઈને આખા જંગલોને જંગલો બાળી નાંખે છે અને પોતે પણ સાથે બળી મરે છે. જેથી પોતાનાં કુટુંબ પરીવાર બાળ્યાં એવું તેને માટે કહેવાયલું છે. એવીજ રીતે જે માણસ પોતાનાં ઉંચા કુળ માટેની મગરૂરી કર્યા કરે છે, ને પોતે નમ્રપણું રાખતા નથી. તે મનુષ્ય ઘણો દુઃખી થાય છે.

જ્યારે પણ મનુષ્યમાં અહંકારની લાગણી પેદા થાય છે. ત્યારે જાણવું કે તેની પડતી દશાની શરૂઆત થાય છે. અહંકાર એ મનુષ્યમાં રહેલો મોટામાં મોટો દુર્ગુણ છે. એ દુર્ગુણ મનુષ્યમાં ઘણોજ હાનીકારક ગણાયલો છે.

કોઈની પાસે દ્રવ્ય સંપત્તી વીશેષ થવાથી, કોઈને ઘણી વીદ્યાનો, તો કોઈને સત્તા મળવાથી મનુષ્યમાં અહંકાર રૂપી દુર્ગુણી દેવ શરીરમાં પ્રવેશ થય છે, ને તે મદોન્મત થતા અંધ બની કંઈ જોઈ શકતો નથી. માટે કોઈ પણ બાબતનો ગર્વ તે મનુષ્ય હંમેશનો નાશ પામે છે, એટલુંજ નહીં પણ સાથે પોતાનાં કુટુંબને પાયમાલ કરે છે. એ વીષે એક નીચલી વાર્તા આપણ સર્વને માટે (મનુષ્યને) ઘણી બોધદાયક થઈ પડશે. એવું કહેવાય છે કે ઘણા જુના કાળમાં એક (મનુષ્ય) મહારાજ જંગલમાં તપ કરવા બેઠા હતા. તે વખતે ઘણાં મુસાફરો ત્યાંથી પસાર થતા હતા. તે મુસાફરોમાં એક બે સાધુ મુસાફરો હતા. જેઓને પાણીની ઘણી તૃષા લાગી તેથી તેઓ પાણી મેળવવા પેલા રૂષિનાં આશ્રમમાં દાખલ થયા. ને ઘણાજ નમ્રપણે તેઓ પાસે પાણી માંગ્યું. તે રૂષિએ તેમને આદરસત્કાર આપીને મૃગચર્મનાં આસનો આપી બેસાડયા ને તેમને પોતાનું ખાસ મંત્રેલુ અમૃત જળ પીવાને અર્પ્યુ. પણ અભીમાનથી મંદ થયલા પેલા સાધુ મુસાફરોએ તે પાણીનો તુચ્છકાર કર્યો, કે આ પાણીમાં કાંઈ વીષભેળેલું છે. એવુ જણાવી ત્યાંથી રીસાઈને ચાલ્યા ગયા. જેવા તેઓ આગળ ચાલ્યા કે રસ્તામા

તેમને બીજો મુસાફર સાધુ પાણી માટેની તૃષ્ણા કરતો મલ્યો. ત્યારે તે મુસાફરોએ પેલા સાધુના આશ્રમમાં જવા કહ્યું, તેથી પેલો સાધુ તેના આશ્રમમાં દાખલ થયો. તરતજ પેલા રૂષિએ તેનો સત્કાર કર્યો ને પેલુંજ પાણી પીવા માટે આપ્યું કે તરતજ તે સાધુ પાણી ઘણી ખુશી સાથે ઝટ પી ગયો, એટલે પેલા રૂષિએ તેને આશિર્વાદ આપ્યા કે "જા બેટા તેરેકુ મુલતાનકા રાજય મીલેગા." એવાં તેના વચનો સાંભળી તેના ઘણા સારા આશિર્વાદ મેળવી તે ત્યાંથી વિદાય થયો.

હવે એવો બનાવ બન્યો કે થોડાં વર્ષ વિત્યા બાદ નસીબ સંજોગે પેલા સાધુને મુલતાનનુ રાજય મળ્યું, ને ત્યાંનો રાજા થયો, ને રાજય કરવા લાગ્યો. એ રીતે પેલા સાધુનો આશીર્વાદ તેને ખરેખર ફળદાયક નીવડયો.

તે દરમ્યાન પેલાજ બે મુસાફરો ફરતા ફરતા મુલતાન તરફ જઇ પહોંચ્યાં. જ્યાં તે વખતે પેલાજ સાધુ રાજા સ્વારીએ જતો હતો. તેણે પોતાના આગલા દોસ્તોને ઓળખ્યા ને ઓળખતાની સાથે તુરત પોતાની પાસે મહેલમાં બોલાવ્યા, ને તેઓની ઘણી પરોણાગત કરી ને તેમને ખુશ કર્યા પછી પેલા સાધુ રાજાએ પોતાને જે પેલા રૂષિના આશ્રમમાં અનુભવ મલ્યા હતા તે કહ્યા આ સાંભળીને પેલા બંન્ને સાધુ દોસ્તો મનમાં ઘણા દુઃખી થવા લાગ્યા, ને પેલાના ઉપર અદેખાઇથી બળવા લાગ્યા ને પોતે પણ રાજય મેળવવાના લોભથી પેલાનાં શહેરમાંથી નીકળી, પેલા રૂષિનાં આશ્રમમાં જઈ પહોચ્યા ને તેના દરવાજામાં જઇ પાછી પાણી મેળવવાની ઇચ્છા દેખાડી. તુરતજ રૂષિએ પેલા અહંકારમાં મદોન્મત થયલા સાધુઓને પિછાણ્યા ને કહ્યું કે—

પહેલા આપ્યા જબ પિયા નહિ,
તબ તુમને બોત કિયા અભિમાન;
આવો સાધુડા પિઓ પાણી,
અબી તો વો પાણી મુલતાન ગયા.

હું તમને આ પાણી પીવા આપુ છું. પણ તમો લોકો જે ઇચ્છાથી મારા આશ્રમનું પાણી પીવા આવ્યા છો, તે તમારી ઇચ્છા કંઈ ફળીભુત થશે નહિ. તે પાણીતો મુલતાન ગયું. એ સાંભળી તેઓ ઘણા નિરાશ થઈ તેનાં આશ્રમમાંથી પાછા ફર્યા.

આ વાતો ઉપરથી સમજ પડે છે કે, દરેક મનુષ્ય જાણે છે કે, અહંકાર કરવો નહિ. તે છતાં તેનો વ્યવહારમાં થોડોજ ઉપયોગ કરે છે. એ મોટી દિલગીરીની વાત છે.

આપને જગતનો ઇતિહાસ જાણવામાં આવ્યો છે ત્યારથી તે આજ સુધીમાં સર્વ દેશની પડતીનું મૂળ કારણ જો તપાસીશું તો જણાશે કે મનુષ્યમાં પોતાનાં દેશ પ્રત્યે લોભ ઉત્પન્ન થાય છે, ને તે લોભ જયારે પુર્ણ રીતે ફળીભુત થાય છે એટલે તેઓનામાં અભિમાન પેદા થાય છે.

એક યુરોપીયન શોધક આપણા દેશને સંબોધન કરી કહે છે કે :- Soil of ancient India, Cradle of humanity hail! hail! Venerable and efficient nurse! whom centuries of brutal invasions have not yet buried under the dust of oblivion, Hail, father land of faith, of love, of poetry and of science. May we hail a revival "of the past in our western future.

આ વૃધ્ધ ભરતખંડની ભુમી એ પુરૂસ્તાનું પારણું છે. તેને નમન કરીએ છીએ. સેકડો વર્ષનાં નીર્દય હુલ્લાઓ પણ જેને વીસ્મરણની ધુળ નીચે દાટી શકયા નથી. એવી પુજય ને પાલક માતાને પ્રણામ કરીએ છીએ. એટલુંજ નહીં, પણ શ્રદ્ધા વા સત્યતાની પ્રેમની કવીતાની ને શાસ્ત્રોની પિતભુમિ ગણાયલી છે, તેને વંદન કરીએ છીએ. ને એવું ઇચ્છીએ છીએ કે તારા ભુતકાળનો મહીમા અમારા પશ્ચિમના ભવીષ્યમાં સજીવન થાઓ એવું માગીએ છીએ.

આ ઉપરથી સમજ પડે છે, કે આપણા દેશનો કેવો ઉંચ મહીમા હતો, કે જે આજનાં જમાનામાં સ્વદેશા

ભિમાની પરદેશી વિદ્વાનો ને શોધકો એનાં મહીમાનાં ગુણોનું આપણુ માં અભિમાન આવે એવું ગાન કરે છે. એટલુંજ નહીં પણ પોતાનો દેશ એવો થાય એવું માગી રહયા હતા.

પ્રીય વાંચકો, આપણો વિશ્વમોહન દેશ કાળ ચક્રથી દબાઈ નાશ પામ્યો છે. આપણા અદી પુર્વજોએ સુખ ભોગવ્યાં, મધ્ય પુર્વજો દુઃખમાં રગદોળાઈ મરણ પામ્યા છે. આપણે તથા આપણી પાછળનાં થનરાં છોકરાંઓ એક ઠેકણે એકઠાં થઈ, સાથે જોડાઇ, આ પ્રિય દેશ તરફની આશાનાં કીરણને સજીવન કરી, અભીમાન રૂપી ગલીચ દુર્ગુણને તજીને હીરા માણેક તુલ્ય મુલ્યવાન ઉંચ સદગુણ મેળવવાની સ્થીતીમાં મેલાવું જોઈએ છે. આપણે સ્વદેશ ભુમી રૂપી માતાનાં બાળકો છીએ તેનાં ઉપર આશા રાખી દેશનો ઉધ્ધાર કરવા સલાહ સંપથી જોડાઇ જે જુનું થઇ ગયું હોય. તેને સમારી પાછું ઉપયોગી બનાવવું ને દેશનો ઉદય કરવો. તથાસ્તુ.



## આતશની આરાધના

અહ્યા થ્વા આથ્રો વેરેજેનાં પૈરૂએ
પઈરિ જસામઇદે મજદા અહુરા થ્વા.
ઓ મજદા અહુરા! આ આતશની મારફતે
અમે તુનેજ સોથી પહેલાં પહોંચયે

કેટલાકો જેઓ ધર્મની ફીલસુફી જાણતાં નથી, તેઓ જરથોસ્તીઓને આતશપરસ્ત કહે છે. તેથી કેટલાક જરથોસ્તીઓ મનમાં માઠું લાવે છે, ને કેટલાકો નથી લાવતા. હવે જો આતશ પરસ્તીનાં શું છે તે જાણવામાં આવે તો કદાચ

આતસ પરસ્ત કહેવડાવવામાં કેટલીક• મોટાઈને માન મળે છે. જો આપણે બીજા ધર્મનો અભ્યાસ કરી જોઈશું તો જણાશે કે ઘણા ધર્મમાં આતશની પરસતેશ કરવા જણાવેલુ છે. જેથી સમજ પડે છે, કે દુન્યાનાં ઘણાં ખરાં લોકો આતશ પરસ્તજ છે.

માણુસનાં મનની ખાસીયત એવી છે, કે જ્યાં સુધી તે ચોકકસ સુગની મારફતે મીનોઈ હાલતે પુગે નહીં ત્યાં સુધી મન હંમેશાં પુજવા આરાધવા ને ભજવા માટે કંઈને કંઈ રૂપ, આકાર કે મુર્તી શોધે છે. ક્રિશ્ચયન પ્રજામાંનાં પ્રોટેસ્ટંટો જેઓ વરજીન મેરીનાં પુતલાંને માન આપતાં નથી તેઓ લાકડાનાં ક્રોસને નમન કરે છે.

રાજદ્વારી પુરૂષો, દેશી કે પરદેશી, જેઓ પોતાને શીખેલા કેળવાયલા ને રોશની પામેલા કહે છે, તેઓ પણ પત્થરનાં પુતલાને નમે છે. એ બધુ કુદરતી છે. કવીઓએ કેટલીક વખતે ખુદ ને માણસનું રૂપ આપ્યું છે, તેથી અજ્ઞાન લોકો પણ તેમજ સમજી ગયા, પણ જ્ઞાની માણુસોને તેઓનું કહેવું અનુકુળ પડતું નથી.

આ ઉપરથી સમજાય છે, કે આતશ ને સુર્ય વીષેની આરાધનાની સમજ આપવામાં જરથોશ્ત પયગમબરે કેટલી દુર અંદેશી વાપરેલી ગણાશે.

હવે આતશની આરાધના માટે હીંદુ ધર્મ તપાસ્યે કે જે હીંદુઓનું સૌથી મોટું ધર્મ પુસ્તક વેદ છે. તે વેદોમાં પણ સૌથી જુનો ને મુખ્ય વેદ ઋગ્વેદને નામે ઓળખાય છે, તેનો અભ્યાસ કરતાં પહેલાંજ આપણુને શું મળે છે? અગ્નિ પૂજા. વેદના ઘણા ભાગો આતસની આરાધનાથીજ શરૂ થાય છે. જે આતશની આરાયના વિના વેદનું મંડાણ કે વેદીક ક્રિયા હોતીજ નથી. આખું વેદ આતશની આરાધનાથી ભરપૂર છે. જેણે જરથોશ્તી ધર્મ પુસ્તકોનો તરજુમો વાંચ્યો હશે, તે જો હિંદુઓનાં વેદો વાંચે તો તેને માલમ પડશે કે

જરથોશ્તી આતશ પરસ્તીને હિંદુઓની આતશ પરસ્તીમાં મોટા ભાગે મળતાપણું છે, એટલુંજ નહિ પણ જરથોસ્તી ધર્મ પુસ્તકો ખોવાઈ જવાને લીધે અને વેદીક લખાણો વધી જવાને લીધે સંસ્કૃત ભાષામાં અગ્નિપૂજાનું એટલું બધું લખાણ મળે છે કે આપણા કરતાં પણ હિંદુઓ વધારે આતશ પરસ્ત કહેવાઈ શકાય. જરથોશ્તી ધર્મગુરૂઓએ આતશપરસ્તી લગભગ ખોઈ છે. જયારે હિંદુઓએ તે વધારે મેળવીને ફેલાવી છે. ચીનાઓ પણ આતશ પરસ્ત છે. તેઓ આતશને જરથોશ્તીઓ માફક માન આપે છે, તેનું રક્ષણ કરે છે, ને તેની પર ખુશબો બાળે છે. ક્રિશ્ચિયન પ્રજામાં મુસાનું શિક્ષણ પણ આપવામા આવે છે, તેઓનાં જુના કરાર મુજબ ખુદા એક હંમેશાં બળતો આતશ છે.

મુસાને ખુદા એક બળતાં ઝાડની વચ્ચે દેખાયો. તેણે જોયું કે ઝાડી આતશમાં છે પણ બળતી નથી. અલબત આ અર્થ ઘણોજ નબળો છે, પણ આતશની મતલબ જાણવાને પુરતો છે.

બાઈબલમાં એક વાકય છે કે "ખુદાએ કહ્યું કે જે આતશની નજદીક છે તે મારી પણ નજદીક છે," આ સઘળું એ પ્રજાને આતશપરસ્ત દેખાડવાને પૂરતું છે.

ગ્રીક ધર્મ તરફ જોતાં ઓલીમ્પીયામાં તેઓનાં ખુદા "વેન" ની કુરબાનગાહ પર જે આતશ બળનો હતો તેને કદી પણ બુજાવવામાં આવતો ન હતો. એથેનીનાં મંદીરમાં એક સોનાનો દીવો હંમેશાં બળતો રાખવામાં આવતો હતો. ઝર્કસીસે ડેલોસનું મંદીર બચાવ્યું હતું, તે એજ કારણથી કે તેમાં જરથોશ્તીના જેવી આતશપરસ્તી ચાલુ હતી.

રોમન લોકો આલ્બાલોંગા શહેરમાં એક પવિત્ર આતશ રાખતા હતા, જયાંથી ત્રીસ લેટીન શહેરમાં લોકોને પુજવા માટે પવિત્ર આતશ મળતો હતો. રોમમાં વેટાઈનનાં ડુંગર આગળ વેસ્ટાનો આતશ રાખીને રોમપ્રજાનું ત્યાં મધ્યબિંદુ રાખેલું હતું.

તે આતશને પણ હંમેશાં બળતો રાખવામાં આવતો હતો ને તેની સેવા તે વેસ્ટાની જુવાન કુંવારી છોકરીઓ કરતી હતી.

ફ્રીમેસનરીમાંનો એક ટોળો છે તે પણ આપણી માફક આતશને માન આપે છે, હર્મેટીક નામે એક ટોળો જે યુરોપમાં હજી પણ છે તેઓનો ધર્મ આતશજ છે. ફ્રીમેસનો પોતાના રાહબર તરીકે બહેશ્તની રોશનીને લે છે, ને તેના ચિન્હ તરીકે ચમકતા આતશી સેતારાને લે છે, ને તેઓ પણ પોતાને આતશ પરસ્ત દેખાડે છે.

સુફીઓ પણ ચેરાગને રાત દિન આપણા દુન્યાદારી માર્ગ ઉપર રોશની ફેંકનાર તરીકે લે છે ને તેની ખુબીઓ ગાએ છે. "નાઈન્ટીન્થ સેન્ચરી" નાં એક આગળા અંકમાં પ્રોફેસર મેક્ષ મુલર કેટલીક જંગલી પ્રજા વિષે લખે છે કે, તેઓ પણ આતશપરસ્ત છે, તેઓનાં વિદ્વાનોજ દાનાઈ ભર્યા છે, ને તે વિચાર સાથે પોતાને આતશપરસ્ત દેખાડે છે.

જરથોશ્ત સાહેબે આતશ કે જે યજદાંની નિશાન છે, ને જે યજદાનો અવાજ છે તે મારફતે જરથોશ્તીઓમાં મીનોઈ જ્ઞાન ઉત્તપન્ન કર્યું, તે જ્ઞાન હજી પણ "મેજીક" વિદ્યાને નામે ઓળખાય છે અને અસલી મોબેદો એ વિદ્યાના જાણનાર હતા. દુન્યામા એવો કોઇ ધર્મ નથી કે જેનાં ક્રિયા કામો આતશ વગરનાં હોય.

હવે વિચાર કરીએ કે સુધરેલી ને જંગલી ગણાતી પ્રજાઓ આતશને આ રીતે માન આપે છે, ને આતશની જાળવણી તથા આરાધના કરે છે તે શા માટે? શું તે માત્ર એટલાજ માટે કે આતશ આપણને ગરમી આપે છે, કે શું માત્ર તે ખાનુ પકાવી આપે છે? માત્ર એટલા માટેજ આતશની આરાધના હોય નહિ. મહાન પેગમબરો કહે છે કે આ પૃથ્વી ઉપર કે

બહેસ્તમાં ઓહાનું સંપૂર્ણ ને શુધ્ધ પ્રતિબંબ બેશક આતશ છે. એટલા માટે હિંદુ શાસ્રમાં તેને "બ્રહ્મ સ્વરૂપ" કહેવામાં આવ્યો છે. ખુદાનો એક ભાગ, એક રજકણ, એક માણસ કે એક ગ્રહમાં વિચારવંતોનાં જોવામાં આવશે. આ છુપા આતશની એક રજકણથી એક માણુસ કે એક ગ્રહની પૃથ્વી થાએ છે. જો મીનોઈ કે ગેતી આતશ ન હોય તો મીનો કે ગેતીની તમામ જગતની હીલચાલ, વૃધ્ધી, જીવવું કે ગતી સર્વ બંધ પડી જાએ છે.

ખનીજ પદાર્થોનું વધવું ને નાશ પામવું આ ગુપ્ત આતશને આધારે છે. વનસ્પતિના બીજમાં જો આ ગુપ્ત આતશ ન હોય તો તે ઝાડ થવા ન પામે ને વનસ્પતી આપણને મળે નહિ. જનાવરોમાં જો આતશ ન હોય તો જનાવરી પેદાશ ન હોય. જો માણુસમાં એ આતશ ન હોય તો માણુસ મરી જાય.

આ ઉપરથી આપણે ખાકી હસ્તી ધ્યાનમાં લઈએ તો કુલ કુદરતની મીનોઈને સર્વે યજદો, અમશાસ્પંદો વગેરે મીનોઇ હસ્તી તે એક અનંત આતશનાં શોહલા સમાન છે. વનસ્પતિનો જે આતશ છે, તેથી ખનીજ આતશ જુદો છે, આ સર્વે આતશો એકજ આતશના ભાગો ને વિભાગો છે. આતશોને યજશનેનાં ૧૭માં હામાં આતશ બેરેજીસવંધ, આતશ ઉર્વાજીસ્ત, આતશ વાજીસ્ત અને આતશ સ્પેનીસ્ત કહેવામાં આવ્યા છે, ને તે છ હસ્તીમાં વહેંચાઈ ગયા છે. તમામ આતશ અહુરમજદનું ચિન્હ છે. હવે અહુરમજદને આતશ વચ્ચે શું સંબંધ છે તે જોઇએ. અહુરમજદનાં ત્રણ પ્રકાર છે. એક કોઇથી કદી ગણી નહિ શકાય એવો, બીજો મહાજ્ઞાની, અને ત્રીજો પેદા કરનાર. એટલા માટે તેને કેટલીકવાર ત્રીકોણુકાર △ ચિન્હથી ઓળખવામાં આવે છે. તમામ ચીજો ત્રીકુટીથી ઉત્પન્ન થાએ છે, ને જળવાઈ રહે છે, ને તમામ ચીજો તેને મનન કરે છે. તેમાં

નેકી, ડહાપણ ને સત સમાયલાં છે. અહુરમજદમાંથી જે જાહેરમાં આવે તે અહુરમજદ જેવું હોવું જોઇએ, ને તેથીજ આતશ અહુરમજદનો પ્રકાર, અહુરમજદનું પ્રતિબીંબ યાને અહુરમજદનો પુત્ર છે.

હવે આતશ સાથે માણસને શો સંબંધ છે તે યજશ્નેના ચપમાં હા મુજબ આપણ જોઈશું.

| | |
|---|---|
| રૂવષી—ફ્રેરોહર<br>બઓધાંગ—બુધ્ધિ<br>ઉર્વાન—રવાન<br>(અંતઃકરણ) | અમર ત્રીકુટી<br>(અહુરમજદનો પુત્ર આતશ)<br>( ચીનવદ પુલ ) |
| તેવીષી—હુવસસ્થાન.<br>કેહેર્પમ—કાલબુદ.<br>ઉશ્તાન—પ્રાણ<br>તન્વસ—શરીર | ફાની ચોકડી |

ઉપલા સાત તત્વો કોઈવાર આતશો ગણાય છે. આતશની નીઆએશ એ પુરાણા કાળથી એક ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. અને તેમાં જણાવેલા વિચારો અને ખ્યાલો એટલા તો ઉમદા—મીનોઈ અને મોતેબર છે કે માત્ર તેને ખાકી અને ગેતીની ટુંકી નજરે નહિ જોતાં, વ્યાકરણના અર્થે નહિ ઉઠલાવતાં, કંઈ વધારે ઉંડી ફીલસુફી અને બાતેન નજરે એ આખી બંદગીને તપાસવાની જરૂર છે. તે ઉપરાંત આતશ બહેરામ, આતશ આદરાન, અને આતશ દાદગાહને આત્મા, બુધ્ધિ, અને મનસ અથવા ફ્રવષી બોધાંમ—અને મનની ઉતમ મીનોઈ ત્રગડીનાં બંદએસ્તા અર્થે લેવાને બદલે માત્ર સુખડ લોબાન કે લાકડાંનાં બળતણમાંથી ઉપજતી જુદી જૂદી ક્રિયા હેઠળ પસાર થએલાં કે થતાં પણ રસાયણ શાસ્ત્ર વડે તપાસતાં એકજ જાતનાં તત્વ ધરાવતા ખાકી આતશની ખાકી પૂજાના અર્થે લેતાં તે ખાકી આતશની માત્ર ખાકી પરસ્તેશ કોઈબી

રીતે અહુરમજદની નજદીક આપણુને લઈ જઈ શકશે નહિ. પણુ આત્માની વૃધ્ધિ માટે આપણુામાં રહેલી બુધ્ધિ અને મનની, રવાનની ઉ-તમ શકિતઓને ખીલવી આ દેહરૂપી ઘેરમાં આત્મારૂપી બળતા આતશને વધારે ને વધારે રોશન કરવામાંજ આપણી જીંદગીની નેમ સચવાય છે. શેકસ્પીયર પોતાનાં "મર્ચંટ ઑાવ વેનીસ" નાં ખેલ મારફતે આપણુને સમજાવે છે કે:—

"બહેશ્તનાં તખ્તા પર નજર તું કર
સાંભળ નાદ સોનેરી કીરણુ અંદર
ભરપૂર જે કરે છે બહેશ્તનું મૂકામ
વસે છે ફરેશ્તા જેમા તમામ
ગાયન એવું રાખે છે અમર રવાન
પણુ થઈ જ્યારે પડે તે અહીં બંધીવાન
ને સપડાય આ મટીનાં પીંજરાં અંદર
નથી ત્યારે સંભળાતા સરોદ સુંદર"

જો અંતઃકરણુની મારફતે આવાં ગાયન સંભળાય તો પછી અંદરથી આવતો બોધ કાં નહિ સંભળાય ?





## પ્રેમ

પ્રેમી યુકત મેં ફીરૂ પ્રેમી મીલેન કોય
પ્રેમીકો પ્રેમી મીલે તબ ભકિત દ્રઢ હોય.—કબીરજી

કબીરજી કહે છે કે પ્રેમભાવવાળા એવાં માણુસને હું શોધતો ફરૂં છું પણુ મને તેવો પ્રેમવાળો માણુસ મળતો નથી,

કે જે પ્રેમવાળાને બીજો સામો પણ પ્રેમથીજ ભરપુર થએલો માણસ મળે. એમ થવાથી તેઓની ખુદા તરફથી ભક્તિ વધુ મજબુત થાય છે.

જેના હૈયામાં ઈશ્વરી પ્રેમ હોય, તે કદી છુપો રહેતો નથી, પણ જે કોઈ પ્રેમ વીના ભક્તિ કરે છે, તે માત્ર કાંટા-વાળાં ઘાસ જેવું છે. આપણે ઘાસ કે કાંટાવાળી જમીન ઉપર ચાલવા જઈએ ને પગ સરીસરી જાય તેમ હૈયાના હેત વગર જે હેત દેખાડવા જાય તે તેમ કરી શકતો નથી.

પ્રેમ એ જીવવા લાયક જીવન શક્તિ છે. તેના વિના જીવન નકામું છે. જે માણસનું હૃદય સુન્ય, તે જીવતોજ મુવેલો છે. એક માનવીના સારા અને નઠારા બનાવો પણ તેનો પ્રેમ જાહેર કરવાની તક ઉપરથીજ કલ્પી શકાય છે. જ્યાં પ્રેમ છે, ત્યાં સઘળા સારા બનાવો દેખાશે. જયાં પ્રેમ નથી, ત્યાં સઘળે માઠા બનાવોજ બને છે. પ્રેમ વિનાના સાધનો સઘળા રેતીના ઢગ પર નાખેલાં પાણી માફક નકામા છે. ખ્રિસ્તી બાઈબલ કહે છે કે. પરમાત્મા પ્રેમ રૂપ છે. જ્યાં જ્યાં પ્રભુ છે ત્યાં ત્યાં પ્રેમ છે, ને પ્રેમ છે ત્યાં પ્રભુ છે. આપણા હૃદયમાં પ્રભુની પધરામણી કરાવવી હોય તો આપણા હૃદયને સંપૂર્ણ પ્રેમવાળું કરવું જોઈએ. જેટલા પ્રમાણમાં આપણે દરેક જીવને ચાહીશું તેટલા પ્રમાણમાં ઈશ્વરનો ચાહ આપણી તરફ ઉતરશે. જેટલો પ્રેમનો પ્રવાહ આપણા અંતઃકરણ મારફતે બીજા જીવો તરફ વહેશે, તેટલાજ પ્રમાણમાં તે પ્રેમી પ્રભુ નજીક આપણે પહોંચીશું અને તેના દર્શન મેળવવાને ભાગ્ય-શાળી થઈશું.

ખરો પ્રેમ પણ દરેકના અંતઃકરણમાં એકદમ પ્રગટી નીકળતો નથી. તેને અંતરમાં પેદા કરવા માટે જુદી જુદી રીતે કોશેશો કરવાની જરૂર છે. પ્રભુએ વીશાળ સૃષ્ટી બનાવી છે, તે સૃષ્ટી માંહેલા જીવોની સાથે ધીમે ધીમે જે પ્રેમગીરીના

પ્રગટ્યાં છે, તે આપણે અંતરમાં ખીલવીને મનુષ્ય પ્રેમ પેદા કરવાનો છે. પ્રેમ કાંઈ બજારમાં વેચાતો મળતો નથી કે તે ખરીદી લાવી અંતઃકરણમાં મુકયે, એક માનવી વીશ્વ પ્રેમ વૃતીએ પહોંચે છે, ત્યારેજ તે પ્રભુ નજીક પ્રેમગીરીની ઉંચી ટોંચે ઉભો રહેલો પોતાને જુએ છે, ત્યારે તેનામાં ખરી પ્રભુતા (પ્રભુ ભાવના) ઉત્તપન્ન થાએ છે. અને પ્રભુની ઇચ્છા તેમજ તેની ઇચ્છા એકશાંન થાય છે. તેથી આપણું આખું જીવન પ્રેમાળ બને છે. જેટલા પ્રમાણમાં આપણે પ્રેમી થવાનો પ્રયત્ન કરીશું તેટલાંજ પ્રમાણમાં પ્રેમના માર્ગમાં આગળ વધી પ્રેમ-ગીરી તરફના શાંત શીખર તરફનો નવો રસ્તો મેળવી શકીશું. માટે વહાલાં બ્હેનો અને ભાઈઓ! આપણું કર્તવ્ય છે કે, આપણી જીંદગીમાં પ્રેમમય બનવું ને લોકોનું જીવન પણ પ્રેમાળ બનાવવાનો ચાલુ પ્રયત્ન કરવો જોઈએ.





## પૂર્વનો તારો.

આજની દુન્યાની તવારીખમાં એક મહાન બનાવ તરીકે જર્મન લડાઈ છે કે જેની અસરથી આખી દુન્યાના લોકો ત્રાહે ત્રાહે પુકારી ઉઠયા હતાં, ને હજી પણ આખી દુન્યાના રાજ્યોમાં મોટી ઉથલપાથલ થએલી સઘળે માલમ પડે છે. દેશ દેશો વચ્ચે, કોમ કોમો વચ્ચે, જયાં જોઓ ત્યાં મારફાડ ને ખુના મરકીના રાજ્યો હજી પણ ચાલી રહયાં છે. તેમજ વળી પ્રજાનો મુખ્ય કામદાર વર્ગ જે આજ સુધી ગુલામગીરીમાં પડી રહેલો હતો તે બી જોરાવર ને તેજદાર બન્યો છે. આપણે જયાં

નજર ફેંકયે છીએ, ત્યાં કાંઈ નવી નવી ચલવલો ચાલી રહી છે. એ બધાંનો ભેદ ભરમ શો છે ? તે કુદરતની કરામત શું છે ? તે આજનો કહેવાતો મોટો ફીલસુફી યા સાયનટીસ્ટ કે પંડીતાઈમાં પુરો ને મોટો કહેવાતો પંડીત આપી શકતા નથી. આ કુદરતનો બાતેન ભેદ કે કુદરતની બાતેન કરામતો શી હશે તે કોઈપણ માનવીથી ઉકલાવી શકાતી નથી. તેની અપાર શકિતને ડહાપણનો ખ્યાલ કરવામાંજ હજુર સુધી આપણે ઉંઘના ઝોકા ખાતા હતાં એમ લાગે છે. હવે એકાએક જર્મનીમાં આ ખુનખાર લડાઈ જાગી ત્યારે મનુષ્ય ઉંઘમાંથી બીદાર થયા. ત્યારેજ હવે દરેક મોટા ધર્મના કહેવાતા ફીલસુફો ને ઉપાધ્યાઓ પોતપોતાની ધર્મ પોથીઓ ઉથલાવા લાગ્યા ને સૌ ધર્મની મારફતે સરખામણી કરવા લાગ્યા છે ને તેઓ કહે છે કે કોઈ નવો મીનોઈ રાહબર, ગુરૂ, કે પેગમ્બર આવનારો છે. જેથી આ દુન્યામાં મોટી ઉથલપાથલ થઈ રહી છે. આ કોઇ મોટા ગુરૂની આવવાની નીશાન છે.

હવે જો આપણે દુન્યાની તવારીખ જોઇશું તો જણાશે કે દર યુગે યુગ જ્યારે પણ દુન્યાની અંદર સઘળે ઠેકાણે અંધકાર વ્યાપી રહે છે, સઘળે ઠેકાણે ગેરવ્યવસ્થા ફેલાઈ રહે છે, મનુષ્ય ઉપર મરકી, દુકાળ, લડાઈ, ખુનામરકી, લુટફાટ, રાજ્યનો ગેરબંદોબસ્ત, વગેરેનું જોર સઘળાં તરફ મજબુત ફેલાઈ રહેલું હોય છે, ત્યારે જગતની અંદર પાછી સઘળે ઠેકાણે વ્યવસ્થા સ્થાપનારી જે ઇશ્વરી મહાન શકિત છે તે જાહેર થાય છે. ને તે આખા જગતમાં સઘળે ઠેકાણે પાછી નવેસરથી તાજગી ફેલાવે છે. તેજ પ્રમાણે હાલના ચાલતા કળયુગના જમાનામાં પણ જે કુદરતની મહાન શકિત જાહેર થવાની છે કે જે The star of the east તરીકે જણાયલી છે તે આવશે. કોઈ જગતગુરૂ તરીકે જણાવે છે અથવા દુન્યાનો નવો પેગમ્બર તરીકે ઓળખાવે છે. આ

ઉપરથી એટલું તો સાબીત થાય છે કે તેનું આવવું ઘણું જલદી થશે. ને હાલમાં એ શ્રધ્ધા ઘણી વિષેશ રૂપમાં પ્રગટી નીકળી છે. ને ઘણી તરફથી પૂછપરછ કરવામાં આવે છે, કે ક્યારે આવશે! કેટલાં વર્ષ લાગશે! વગેરે એવી રીતના પ્રશ્નો પૂછાય છે. ને વળી ઘણા સ્ત્રી પુરૂષો તો (The star of the east) તારક મંડળનાં સભાસદો તરીકે હાલમાં જોડાયાં છે, ને તેના નીયમો પ્રમાણે વર્તે છે. હવે આ મંડળમાં જોડાયા આગમજ મનુષ્યમાં પહેલું તો પૂરતી શ્રધ્ધા તેમાં હોવી જોઈએ. જગતગુરૂ આવે છે તેનો સ્વીકાર કરવાનો છે, તેમજ પોતાને ઉંચ જીવન ગાળવાનું છે. દાખલા તરીકે એ ઉપરાંત તેના મુખ્ય ત્રણ જે નીયમો છે, તેમાં ભકિત, દ્રઢતા, અને નર્મતા આ ત્રણે સદગુણોને દરેક સભાસદે ખીલવવાની કોશેશ કરવી જોઈએ છે, હવે આ સદગુણોનો અર્થ દરેક મનુષ્ય જુદી જુદી રીતે કરે છે, એ સદગુણોને વિષે હાલમાં ઉંડાણમાં નહિ ઉતરતાં એટલુંજ જણાવીશ કે મનુષ્યે પોતાની રહેણી, કરણી ને મનની વિચાર કરવાની વલાણ એવી બનાવવી જોઈએ કે તે સંયોગોનો દાસ થવાને બદલે તેનો સ્વામી થવો જોઈએ, ને દરેક કાર્ય વેપારી નજરે કરવું, એટલે કે કેટલાંક કાર્ય જે આપણી નજરે ઉપયોગી ન લાગે તે મુલતવી રાખ્યે છીએ, પણ આ કામને મુલતવી રાખીશું તો તેના માઠાં પરીણામ ચાખવાં પડશે, જો દાખલા તરીકે એક વેપારી પોતાનું જમે ને ઉધારનું પાસું બરાબર ન તપાસી રાખે તો તેને નુકસાનીમાં ઉતરવું પડે છે. ને તેને માથે કરજની જોખમદારીઓ વધતી જાય છે, ને અંતે તેને લાહમાં Insolvant થવું પડે છે, તેમજ જો આપણે પણ વિચાર વચન, કાર્ય શુધ્ધીમાં રાખી નહિ ચાલ્યે તો કુદરતના કાયદા પ્રમાણે તેનું પરીણામ મોડે વહેલે મેળવવું પડશેજ. માટે

આપણે સંયોગોના ઓછા ગુલામ બનીશું અને આપણી વાણી, લાગણીઓ ને વધારે સાચીને પવિત્ર કરશું.

આપણા હરરોજના જીવનમાં રક્ષકોને ચારે બાજુ ફરતાજ રાખવા જોઈએ. કે જયરે પણ આપણી વિચાર, વાણી, કે કાર્યનો કાબુ લઇ શરીરમાં દાખલ થવા આવે કે તુરતજ સાવધ રહી એ શત્રુઓને કોઈપણ પ્રસંગે અંદર પેસવા દેવાં નહિ જોઈએ. એ રાતે તારક મંડળના સભાસદોએ જાગ્રત રહેવું જોઈએ છે. એટલે કે જેઓ કોઈ એના નિયમને માન આપી ચાલે છે, જેઓએ આત્માજ્ઞાન મેળવવાને નક્કી ઠરાવ કર્યો છે, જેઓ પોતાની ખામી કયાં છે તે શોધી કાઢી આત્માના અવાજને અનુસરી ચાલવામાંજ આનંદ માને છે. એ રીતે પોતાના જીવનને સુખી બનાવે છે.

બીજું પૂર્વનાં તારક મંડળની ફરજ છે કે જેઓ એમાં જોડાય તે અગાઉ ઘણીજ મકકમતા મનમાં રાખવી જોઈએ. કારણ કે બહારની જગત તરફથી આપણા જીવનમાં ઘણી નાની નજીવી વસ્તુઓથી યા ભારી મોટાં દુઃખો આવી પડવાથી, આપણે લાગણીથી ઉશ્કેરાઈ જઇને આપણું હંમેશનું ભલું કાર્ય ને જે ફરજ બજાવવાની હોય તે સઘળું છોડી દઇએ છીએ. દાખલા તરીકે એક સખત વાવીઝોડાથી આપણા પગ હલી જાય ને આપણે પડી જઈએ છીએ. તેમ જો કાંઇ સંકટ આવી પડયું તેથી આપણે ગભરાઇ જઈ ખરો માર્ગ છોડી દઇએ તો એવો ભોગ આપેલો શા કામનો છે. આપણને દરીઆ મધ્યેના ખડક માફક સ્થીર ઉભું રહેવાનું છે. જેમ ખડક ઉપર ગમે એટલા ભરતી ઓટમાં મોજા અથડાય છે, પણ તે ખડકને અસર થતી નથી તેવી તાકાત આપણા પોતાના વીચાર, વાણી, ને કાર્યમાં આવવી જોઇએ કે તેથી કરી આપણા તારક મંડળના બીજા સભાસદોને દોરવાને સામર્થવાન થઈએ.

# જરથોશ્તી ધર્મનાં ફીલસુફીભર્યાં ત્રણ ફરમાનો હુમ્ત, હુખ્ત, ને હુવર્શ્ત છે.

આપણા મહાન પેગમ્બર અશો સ્પેતમાન જરથોસ્ત જેવણે માજદયસની જરથોશ્તી દીન જગ આશકાર કરી તેને આજે હજારો વર્ષ થઈ ગયાં છે, તે છતાં આજે માજદયસની જરથોશ્તી દીન જગ આશકાર થઈ છે તેનું મૂખ્ય કારણ નીચે મુજબ છે.

જરથોશ્તી ધર્મનું મૂળ ત્રણ પાયા પર રચાયલું છે. તે ત્રણ પાયા હુમ્ત, હુખ્ત, અને હુવર્શ્ત છે. હુમ્ત એટલે નેક વિચારવું, હુખ્ત એટલે નેક બોલવું, હુવર્શ્ત એટલે નેક કામ કરવું થાએ છે.

માજદયસની જરથોશ્તી ધર્મના ઉપલા ત્રણ મૂળ પાયાની અંદર નિતી શાસ્ત્ર, તત્વજ્ઞાન, અને ધર્મજ્ઞાનની ચાવી એ ત્રણે શબ્દોમાં રહેલી છે. આપણે જો એ ત્રણે શબ્દનું રહસ્ય સમજીને તેને અનુસરતું જીવન ગુજાર્યે તો બધા રસ્તાઓ આપણા સરળ અને સુખ ભર્યા બને એમાં કાંઈપણ સંદેહ જેવું છે નહિ. આજે યુરોપ તથા બીજા દેશનાં ડોકટરો પણ આપણા ધર્મની ફીલસુફી વિષે વખાણ કરે છે, કે જે ફીલસુફીનો મૂખ્ય આધાર તંદરોસ્તીની સુખાકારી ને જીંદગીની સફલતા માટે રચાયલો છે કે જે વિષેનું જ્ઞાન આપણા જરથોશ્ત સ્પીતમાન સાહેબ હજારો વર્ષ આગલનું આપી ગયા છે. આપણાં ધર્મનાં પુસ્તકોમાં આ દુન્યાનાં માણસોને નેક વિચારવા, નેક બોલવા, અને ભલા કામો કરવા, દરેક કામ પૂર યકીનદારીથી બજાવવા, પવિત્રાઇ વાપરવા, અજાણથી થએલાં ગુનાહનો પસ્તાવો કરવા, તથા બદ અને ગલીચી ભરેલા કામોનો નાશ કરવા અને તેથી પહરેજ રહેવા ફરમાવ્યું છે.

જરથોશ્તી ધર્મનાં ફીલસુફીભર્યાં ફરમાનોમાં જણાવવામાં આવ્યું છે કે હવા, પાણી, અને જમીનમાંથી સર્વ નુકસાનકારક ચીજોનો અને જંતુઓનો નાશ સૂર્યનાં ઉગવાથી થાએ છે. તેથી સૂર્યનાં કિરણો આપણાં ઘરમાં દાખલ કરવાં જોઇએ, તેમજ આપણાં પહેરવાનાં કપડાંમાથી ગલીચીનો નાશ કરવા શરદીને તથા સુસ્તીને મારી હઠાવવા પૂરતાં સુર્યના કિરણો વાળું અજવાળું આપણને ઘણું ઉપયોગી થઇ પડે છે. એજ પ્રમાણે જે જગ્યા પર ખુરશેદનાં કિરણો પહોંચી શકતાં નથી તે જગા પર ગંદીલી હવાનો નાશ કરવાને આતશ ઉત્તમ કાર્ય બજાવે છે. તેથી તેવી જગ્યા પર આતશ રોશન કરી ખુશબો બાળી, કાઠીઓ મૂકવી, હવા જે ઝેરી અને નુકશાનકારક થયલી હોય, તે ખરાબ હવાને ખુશબો સ્વચ્છ બનાવે છે. તેથી આપણે દરરોજ સવાર સાંજ આપણાં ઘરોમાં સુખડ લોબાનનો ખુશબો બાળવામાં આવે છે. તે આપણાં જરથોસ્તી ધર્મનું ફીલસુફીભર્યું મુખ્ય ફરમાન છે.

પાણી :—બીજું આપણી તનદરોસ્તી જાળવવા માટે પાણી જેવી અતી ઉપયોગી ચીજ સાફ અને નીર્મળ રાખવાનું ફરમાન છે.

તેથી વહેતાં પાણીમાં યા તેની નજીક બાલ, નખ, કોઇ જાતનો નસો અથવા ગલીચ વસ્તુઓ નાખવાથી તેનું પરીણામ ઘણું ખરાબ આવે છે. તેમજ, પાણીમાં મુડદાંની બાળેલી રાખ નાંખવાથી તે પાણી બીનઉપયોગી થઇ પડે છે. તેથી આપણાં ધર્મમાં સખત મના કરી છે કે કુવા, તળાવ, કે નદીઓમાં એવો કસોબી નજીસ પદાર્થ નાંખવો નહિ. કારણ કે જો એ પાણી આપણે ઉપયોગમાં લઇએ, અથવા ગાય ઢોરાનાં વપરાસમાં અથવા ઝાડપાનમાં સીચવામાં આવે તો આપણાં શરીરમાં, ને ફલપુલોમાં પણ નુકશાનકારક જંતુઓ પેદા થાએ છે; તેથી કેટલીક વખતે ગામમાં કે શહેરમાં કોલેરા,

મરકી વગેરે એવા ઉપદ્રવ ઘણું જોસમાં ફાટી નીકળે છે; એનું મુખ્ય કારણજ પાણીમાં કાંઇ પણ બગાડ થવાથી અથવા ઝેરી હવાનો બાફ નીકળવાથી આટલું બધું મોટું નુકશાન થાએ છે. તેથી આપણી અવસ્તામાં ખાસ ફરમાન છે કે નસો પાણીમાં પડયો હોય તે પાણીમાથી બહાર કાઢી તેને સુકી તડકાવાળી જમીન પર નાંખવો જોઈએ ને પાણીને સ્વચ્છ રાખવાની યોજનાઓ રચવી જોઈએ. કારણ કે આપણા જીવવાળા વર્ગોનો મુખ્ય આધાર પાણી અને હવાની ઉપર રહે ા છે. પણ ઘણીક વખતે અજાણ મનુષ્યો પાણીનો એવો ગેરઉપયોગ કરી સ્વચ્છ હવાને પણ સાથે બગાડે છે. તેટલાંજ માટે આપણાં બુલંદ મહજબનું મુખ્ય ફરમાન છે કે પાણીને સ્વચ્છ બનાવવું અને સૂર્યના કિરણો અંદર દાખલ થાએ તેને માટે પુરતી સંભાળ રાખવી.

આ સઘળા ઉપરથી આપણે જોઈશું કે આપણાં જરથોસ્તી ધર્મનાં મુખ્ય ત્રણ ફરમાનો છે. તે ત્રણ ફરમાનો પ્રમાણે જો આપણે ચાલ્યે તો આપણે ખરૂં સુખ અને પુણ્ય હાંસલ કરવાને લાયક બન્યે.

---




જોય મરે સો જીવ હય, રમતા રામ ન હોય,
જન્મ મરનસેં ન્યારા હય, સાહેબ મેરા સોય.

જે કાંઇ મરે છે તે જીવ યાને માણસનું નીચલું (Personality) ભાન છે, પણ આત્મા કાંઈ મરતો નથી,

તે તો જન્મ-મરણુની પેલી મેર છે યાને તેને મરણુ યા જન્મ જેવું કાંઇ નથી.

મરહુમ નશરવાનજી ફરામજી બીલીમોરીઆનો જન્મ તા. ૨ જી જુન ૧૮૫૨ માં બીલીમોરામાં થયો હતો. અને ૧૫ મી ઓગસ્ટ ૧૯૨૨ નાં દિવસે આ ફાની દુન્યામાંથી મિનોઇ આકાશી ભુવન તરફ વિદાયગીરી લીધી છે. જે માટે તેઓનાં સાચ્ચ મિત્રો અને સાચ્ચા વખાણુનારાઓએ દલગીરીનાં આંસુઓ પાડયાં હતા. આ એક એવા ભલા, અસીલ, ખાલેશ ગરીબ અવસ્થામાં જન્મી, ગરગામડેની ટુંક કેળવણી લઇ આપ બળથી વધી ગુજરાતી અને અંગ્રેજી ભાષાઓનો પાછળથી અભ્યાસ કરી પોતાની જીંદગીમાં ગરીબાઇનાં સંકટો ખમી દુન્યાનો ખરેખરો અનુભવ લઇ ખરા ચુસ્ત જરથોશ્તી તરીકે જગ જાહેરાત મેળવી આ એકમાર્ગી જરથોશ્તી મહજદાની મિનોઇ રોશનીમાં એક થવાને માટે આ ફાની જેહાંન છોડી ગયા છે.

મરહુમ મિત્ર નશરવાનજીએ પોતાની આખી ૭૦) વર્ષની જીંદગી દુન્યાની જંજાળો ને જહેમતોમાં રગડી નાંખી હતી. પોતાનાં કુટુંબ કબીલાનું પણુ સંપૂર્ણ સુખ જોવા માટે કમનસીબ નિવડયા હતા, તે છતાં તેઓ ઘણાંજ આબરૂ દરકારથી, સંતોષ, ને ધીરજથી પોતાની જીંદગી ગુજારતા હતા, અને પોતાનાં બચ્ચાંઓને કેળવવા, દુન્યામાં ઘણાં પાવરદાં બનાવવા, દરેક રીતનો પોતાનો જાતિ ભોગ આપવાં, તેઓને સારો બોધ આપતા હતા તેઓએ ૧૫) રૂપ્યાની ગરીબ નોકરીની શરૂઆત કરી એક વેળાનાં સારા ધીકતા ચેરાગ પ્રિન્ટીંગ પ્રેસનાં માલેક થવા પામ્યા હતા. અને આપ બળથી જાતી ભોગો આપી જીંદગીની આખેરી સુધી પોતાનાં અતી વહાલાં ચોપાન્યા "ચેરાગ" માં અધિપતિ તરીકેજ રહી પોતાની કલમનું જોર વિશેષ રીતે અજમાવ્યું હતું. એવણુનાં લખાણો કોઇ વખત ટકોરા મારનારૂં,

ચટાકાવાળું. રમુજી ટાહુકા ટુચકાથી ભરેલું, પણ બોધદાયક ને જ્ઞાન રૂપી ભંડારોથી ભરેલું હતું. નીખાલેશ વિચારો ને હૈડું તેવણુ ધરાવતા હતા. છેક ૧૮૮૧ માં એવણુ "માજદયસની અથવા જરથોશ્તી ધર્મઃ તેનું પડી ભાંગવું" એવાં નામનાં ચોપાન્યામાંથી લેખક તરીકે બહાર પડયા હતા, અને પોતાનાં મોતની છેલ્લી ઘડી સુધી સેંકડો આર્ટીકલો ગુજરાતીમાં તેમજ અંગ્રેજીમાં એવણુ પોતાનાં જરથોશ્તી ધર્મનાં પુખ્ત અભ્યાસને લીધે ઘણી ધીરજથી લખીને લેકોમાં ફેલાવો કરતા હતા. ૧૮૮૬માં એવણુ થીઓસોફીકલ સોસાયટીમાં દાખલ થયા હતા. અને તેના સ્થાપક મેડમ એચ. પી. બ્લેવેસ્ટકી અને કર્નલ હેનરી સ્ટીલ ઓલકોટના એવણુ એક જાની મિત્ર થયા હતા. અને એક ચુસ્ત થીઓસોફીસ્ટ તરીકે પોતાની ફીદાગીરી જીંદગીની છેલ્લી ઘડી સુધી ટકાવી રાખી હતી તે છતાં તેવણુની પોતાની જરથોશ્તી દીન માટેની યકીનદારી કાંઈ ઉતરતી ન હતી. એવણે જરથોશ્તી દીનનું જ્ઞાન, તેમજ થીઓસોફીને લગતું જ્ઞાન શરૂઆતમાં "ગુલ અફશાન" ચોપાન્યા સાથે "ચેરાગ" નામના એક જુદા ભાગ મારફતે બહાર પાડયું છે. તેમજ "યજદાંપરસ્ત" અઠવાડીક પત્રમાં કે માસીક "રાહે રોશન" ચોપાન્યામાં એ ધાર્મીક લખાણોની આર્ટીકલો આપતા હતા, તથા ઈંગ્લાંડ અને અમેરીકાના ચોપાન્યાઓમાં પણ વારવાર એવા લખાણો એડીટ કરતા હતા. એવણુ મુંબઇની બ્લેવેટસ્કી લોજના ૧૮૮૬માં સભાસદ થયા પછી તે લોજની ઘણી સારી સેવા બજાવવાથી એવણુને એ પુરાણી લોજના પહેલ વહેલા ઓનરરી લાઈફ મેમ્બર કરીને ઘટતું માન આપવામાં આવ્યું હતું. એવણે ગુજરાતી સાહીત્યમાં જરથોશ્તી દીનને લગતાં ચાર પુસ્તકો નવજોત પોઠી, જરથોશ્તી રાહબર, અશો જરથોશ્તનાં પેગામ વગેરે એવાં સાચ્ચાં સાહીત્યો જરથોશ્તી દીનની રાહબરી માટે

આપની ભવિષ્યની ઓલાદને માટે ખજાના રૂપે પૂરાં પાડયાં છે. જેનો જો કોઈ પણ જરથોશ્તી પૂરતાં ધ્યાનથી અભ્યાસ કરે તો ઘણું અજવાળું પોતાની જરથોશ્તી દીનને માટે મેળવી શકે. એ ઉપરાંત એવણે ખાબમાં જોયલા એક દેખાવ પરથી અશો જરથોશ્તની સબી ઘણા સુંદર રંગોના મિશ્રણ સાથે ઉપજાવી કાઢી છે અને જાહેરમાં પ્રગટ કરી છે. એવણની આવી ઉંચી મનશકિત અને આત્મા જ્ઞાનના બહોળા અભ્યાસના આધરે આવી સુંદર સબી આપણી ઉધરતી ઓલાદની આગળ જાહેર કરવાને શકિતવાન થયા છે. જે માટે ખરેખર એવણના આપણે આભારી છિયે. એવણે જે વખને એ સુંદર સબી બહાર પાડી તે વખતે આપણી કોમ તરફથી ઘણી મજબુત વિરૂધ્ધતા બતાવવામાં આવી હતી. તેમજ વળી થીઓસોફી તથા વેજીટરાયન વિચારોની સામે પણ આપણી કોમ તરફથી મજબુત વિરૂધ્ધતા હોવા છતાં પણ પોતાની તેજ કલમનાં ઝટકાથી એ સઘળાંઓની સામે ટક્કર ઝીલવાને શકિતવાન થયા હતા. એવણની વિરૂધતમાં બીજા લખનારાઓ ઉપરાંત મરહુમ મી. કેખશરૂ કાબરાજી મુખ્ય હતા. જેવણને અસરકારક જવાબો એવણ પોતાનાં થીઓસોફી અને જરથોશ્તી ધર્મ જ્ઞાનનાં બહોળા અભ્યાસને લીધે મજબુતાઇથી ને દૃઢતાથી આપતા હતો. એવણ મરહુમની જીંદગીમાં બનેલો એક બનાવ મારી નજર સામે થયો હતો, જે ઉપરથી જણાશે કે એવણ કેટલું બધું સાચવટ ધરાવતા હતા. જ્યારે એવણે પોતાનું "ચેરાગ" પ્રેસ વેચવા કાઢયું, તે વખતે રૂ૦ ૩૦૦૦)ની ઓફર મળી જેનું વેચાણ મોંઢેથીજ થયું હતું. ત્યારપછી બે ચાર દીવસમાં એક બીજા મુસલમીન ગ્રહસ્થને એ વિષેની ખબર પડતાં તેણે રૂ૦ ૫૦૦૦)ની ઓફર કીધી, તે વખતે જોકે મરહુમ કાંઈ લખાણથી કોઇ સાથે બંધાયા ન હતા, ફકત બોલ્યાથીજ બંધાયા હતા, છતાં ઓફર કરનાર ગ્રહસ્થને

ના પાડી જણાવ્યું કે હું બીજા ભાઇને મોંઢથી રૂા૦ ૩૦૦૦) લેવા બંધાયો છું, તેથી તમારી ઓફર નામંજુર કરૂં છું. આ શું દેખાડે છે? જેટલા એવણ ગરીબ ને પૈસાની બેહદ તંગીમાં હતા તે છતાં આ વધારે મળતી પૈસાની રકમ ન લેતાં પોતાનાં સાચ્ચા સખુન ઉપર ઉસ્તવાર રહીને પોતાનાં ઘરે આવતી મોટી રકમને ઠોકરે મારી હતી. આ બનાવ કાંઇ જેવો તેવો નહિ હતો. આ એક જીવતો જાગતો દાખલો છે કે જે દરેક નાનાં મોટાં જરથોશ્તી ભાઇબંધોને ગોખી રાખવા લાયક છે. છેવટે એવા એક ભલા ને નેક નરની યાદ જે એવણે પોતાનો સ્વજન્મ વૃતાંત ( Autobiography ) માં આવી જાએ છે, જે વાંચતાં એવણની જંદગીનાં કહાણી કીસ્સા રૂપેનાં બનાવો આપણી આંખો આગળથી પસાર થાએ છે, જે ઉપરથી આપણ મનુષ્યને ખરેખરો ધડો મળે છે કે જયારે એવણ થીઓસોફીસ્ટ થયા તેમજ જરથોશ્તી અભ્યાસનાં તથા આત્મા જ્ઞાનનો બહોળો ફેલાવો લોકોમાં કરવા લાગ્યા તે વખતે એવણ તરફ ન સહન થઇ શકે એવી બદગોઇઓ ને ટીકાનાં બાણો છુટ્યાં, તો પણ તેવણ પોતાનાં મિનોઇ માર્ગનેજ વળગી રહ્યા હતા. અને જરથોશ્તી મઝહબ ઉપર ઘણુ અજવાળુ નાખવાને એવણ ભાગ્યશાળી નિવડ્યા.

આપણે તે મિનોઆન ધણી અહુરમઝ્દ તરફ બંદગી કરી એટલુંજ ઇચ્છીશું કે એ સર્વ શકિતમાન સાહેબ તેવણનાં રૂહને મિનોઇ દુન્યામાં શાંતીભર્યું ને ખુશાલ રાખે.

આપણે એટલુજ ઇચ્છીશુ કે મરહુમના જીંદગીના છેડા સુધી પ્રેમ અને જ્ઞાનથી પોશાયલાં નાનીતા ચેરાગનુ કાર્ય એવણના ભલા કેળવાયલા દીકરા અરદેશર જેવણ હાલમાં કરે છે અને જેવણ ચેરાગના અધીપતી છે, તેવણને પાક પરવરદેગાર લાંબા આયુષ્ય ને સારી બુદ્ધિ બક્ષે, ને ઘણી બહાદુરીથી અને પોતાની પ્રેરણા શકિતથી આત્મીક જ્ઞાન જરથોશ્તી ધર્મ સુધારાને અર્થે ફેલાવે અને તેમના વડીલ મુરબ્બીના ઇચ્છા અનુસરતાં જે માસીક ચેરાગનો ફેલાવો થાયે છે તે ફેલાવો અને તેની કારકીર્દી દીન પર દીન વધતી જાય એવું આપણે તે મહાન સર્વ શકિતમાન સાહેબ પાસે ઇચ્છીશું.



# ભાઇબંધી

નેહ નીભાવત કઠન હય સબસે નિભત નહિ
ચઢવો મોમ તુરંગમે ચલયો પાવક માંહિ.

દોસ્તી નીભાવની એ બહુ કઠણ વાત છે. બધાંથી તે નીભાવી શકાતી નથી. કારણ કે દોસ્તી કરવી એ મીણ (wax)ના ઘોડા પર બેસી અગ્નિમાંથી પસાર થવાનું જેટલું ભારી છે, તેટલુંજ દોસ્તી સદાકાળ નીભાવવી રાખવી કઠણ છે.

પ્રિય વાંચક! આપણે જો ભાઈબંધી વિષે વીચાર કરશું તો જણાશે કે એમાં તે શું નવું જાણવાનું હશે? ભાઈબંધી તે કાંઈ આજ કાલની નવીન વસ્તુ નથી. એ તો કુદરતનું સત્ય ગણાયલું છે, પણ પ્રિય વાંચક! એમ આપણે સમજીનેજ બેસી રહેવાનો વખત નથી, પણ એ ભાઈબંધી વિષેની કુદરતની સચ્ચાઇ શું છે, તે વિષેની માહિતી મેળવ્યે નહિ, ત્યાંસુધી આપણા મનની ખાતરી થાયે નહિ. તેટલા માટે આપણે તે પ્રમાણે ચાલવાની કોશેશ કરીશું તોજ આ સચ્ચાઇ આપણે બીજાને સમજાવી શકીશું.

ભાઈબંધી એ આપણી ફરજોમાંની મુખ્ય ફરજ છે, કે જે આખી માનવ જાતીના હિતાર્થે ભાઈબંધીના નિયમને આપણા રોજના વહેરવામાં નજર સનમુખ રાખી ચાલવું જોઇએ છે. માત્ર એક પ્રજા, એક દેશ, એક કોમ, કે એક જાતીના હિતને અર્થેજ એ નિયમ પાળવાનો નથી. પણ ઘણા લોકના સમુહમાં વ્યકતીભાવ, કુટુંબભાવ, ગ્રામભાવ, પ્રાન્તભાવ, રાષ્ટ્રભાવનાઓ અમુક અંશે ખીલવવાની જરૂર જણાયલી છે.

આ ભાઈબંધીના નિયમો જાળવવાથી આપણે કુદરતમાં સત્યનો વધારો કર્યે છીએ, ને વળી બીજાને કરાવવા પ્રયત્ન કરીએ છીએ. આટલું આપણ દરેક માનવીને યાદ રાખવાની જરૂર છે કે આ સચ્ચાઈ મોડે વહેલે આપણને સ્વીકારવી પડશેજ. કેમ કે એ કુલ કુદરતમાં ઇશ્વરી યોજનાનું એક અંગ જેવું ગણાયલું છે.

જેમ એક સ્વચ્છ પ્રેમ એ આત્માનો સ્વભાવ (ગુણ) છે, અને તે અનંત છે. તેમજ ધીક્કાર એ પ્રકૃતીનો દુર્ગુણ ગણાયલો છે. ને તે નાશવંત છે, તેથી ભાઈબંધીના નિયમો જાળવવા પહેલાં કોઈપણ મનુષ્ય તરફ અભાવની લાગણી ધરાવવાથી મુક્ત રહેવું જોઈએ છે. જેમ બને એમ તેઓ તરફ ભલી શુભ ઈચ્છાઓ સાથે પ્રેમનો પ્રવાહ મોકલવાની કોશેશ કરવી જોઇએ. જોકે સંસાર વ્યવહારમાં જૂદા જૂદા આચાર વિચારવાળા માણસોના સમાગમમાં આવવું પડે છે, તે છતાં તેઓ તરફ અણગમો કે ધીક્કાર એવું કશું નહિજ રાખવું જોઈએ. પણ તેમની તરફ માયાળુ લાગણીઓનો ચાલુ પ્રવાહ મોકલી તેમને માટે શાંતી ઈચ્છવી જરૂરની છે. દુન્યામાં આપણે ચારે તરફ નજર નાખશું, તો જણાશે કે દેશ દેશો વચ્ચે ને કોમ કોમો વચ્ચે ઝગડાઓ ચાલે છે. ધર્મનાં આગલા જંતુનો પાછાં સજીવન થયાં છે. લોકો એક બીજા વચ્ચે ધીક્કાર ને જુદાપણાની લાગણીથી ને ભયથી જોવા લાગ્યાં છે. તેમજ મુર્ખાઈભરેલા ને અવિચારી કૃત્યો ઘણાં વધી ગયાં છે. તેવા વખતમાં આ ધીકકારના જોરને તોડવા ને એક બીજાં વચ્ચે ને મનુષ્ય પ્રેમ વધારવા ભાઈબંધીની લાગણીથી જોડાઈ જુની દોસ્તી તાજી કરવા માંગીએ છીએ, ને હાથમાં હાથ મેળવી અંતઃકરણ સાથે અંતઃકરણ મેળવી એક બીજાં વચ્ચેનો જુદાઈનો અંતર દુર કરી ઐક્યતા મેળવવા ઇચ્છીયે છીએ.

આપણે સઘળાં જાણીએ છીએ કે, જ્યારે યુરોપમા મહાભારત યુદ્ધ ચાલી રહ્યું તે વખતે દુન્યાના હરેક ઠેકાણેના સ્ત્રી અને પુરૂષો તેમજ બાળકો સાથે ભેગાં મળતાં, ને પ્રભુની પ્રાર્થનાઓ કરતાં હતાં. પારસીઓએ અગ્યારી, આતશબહેરામનાં, હિંદુઓએ મંદીરમાં, અને ખ્રિસ્તીઓએ દેવળમાં ભેગી બંદગી કરી હતી. તે એટલાજ માટે કે યુધ્ધ બંધ પડે તો સઘળે શાંતી ફેલાય. તેનું પરીણામ કેટલું સારૂં આવ્યું છે, તે આપણે જોઈશું, કે ભાઈબંધીના વિચાર ને લાગણીથી કીધેલી પ્રાર્થના પ્રભુ દરબારે બહાલ રહીને સઘળે શાંતી ફેલાઈ છે, હવે આપણે જાણીએ છીએ તેમ યુધ્ધ તો બંધ પડયું છે, પણ હજુ તેનુ કારણ તો બાકી રહ્યું છે, ને બધે તેનું પજરણ થોડુ ઘણું ચાલ્યા કરે છે, આ પજરણ ચાલુ રહેવાનું મુખ્ય કારણ શું હશે? તે તપાસી જોઈશું તો જણાશે કે દેશ દેશો વચ્ચે, કોમ કોમો વચ્ચે તથા એક બીજાં વચ્ચે અંતસની લાગણી ફેલાયલી છે, અને લોભ ને ધીક્કારનું મૂળ પેવસ થયું છે. હવે આપણે આગલી તવારીખ જોઈશું તો તે ઉપરથી એવું સાબીત થયું છે કે જે મનુષ્યના હદયમાં કોઈપણ વ્યકતી, જાત, ધર્મ કે પ્રેમ તરફ ધીક્કારનું નેહેસ્ત કદમ દાખલ થયું, તો તે દેશની પ્રજા હંમેશની નાશ પામે છે, ને પછી ભવિષ્યમાં પાછું જલદીથી યુદ્ધ થવાનો સંભવ રહે છે, તેથી તે યુદ્ધના બીજને નાશ કરવા તથા મનુષ્ય જાતી વચ્ચે અરસપરસ ચાલતો અંતસ તથા કડવાસ ધીક્કાર અને ભયની લાગણી દુર કરવા માટે તથા આખા જન સમુહ વચ્ચે પ્રેમનો પ્રવાહ વધારવા હાલના જમાનાને ભાઈબંધીની ઘણી જરૂર છે કે એ ભાઈબંધીથી સઘળે શાંતી ફેલાય તેમજ મનુષ્ય જાતીમાં એક બીજા વચ્ચેનો અંતસ દુર થઈ ભાઈબંધી વધે. જીંદગીની મુખ્ય નેમજ એ છે કે મનુષ્યની સેવા કરવી. દરેક મનુષ્યે જાણવું જોઇએ કે આપણે સર્વ એકજ પરમાત્માનાં

બાળકો છીએ. દેખીતો ધર્મ, જાત, રંગ, રૂપ એ સઘળું જુદું છે. પણ હરેકના શરીરમાં રહેલો આત્મા કંઇ જુદો નથી. તે તો એકજ પિતાનું મૂળ ગણાયલું છે, જેવી રીતે એક મોટા મહાસાગરમાં જુદી જુદી રીતે પાણી વ્યાપી રહ્યું છે, તેવીજ રીતે પ્રભુનો આત્મા પણ જુદા જુદા શરીર મારફતે આ જગતમાં પ્રસરેલો છે. તેથી આપણામાં જે જુદાઇની લાગણીઓ છે, તે દુર કરવાની કોશેશ કરવી જોઈએ, ને એક બીજાં સાથે મિત્રતા ને પ્રેમથી જોડાઇ સર્વ કામ કરવું જોઈએ. તમો જાણો છો તેમ વીસમી સદીના આગળ વધતા જમાનામાં આપણે સાથે મળી રોજના વ્યવહારમાં આપણું કાર્ય કરીશું, તો આપણે આપણી શકિત મુજબ ઘણા જલદી આગળ વધીશું ને સ્વતંત્રતા મેળવીશું.

પણ જો આપણે એક બીજા વચ્ચે જુદાઈની લાગણી ને અંતરા ચાલુ રાખી કામ કરીશું તો કદી આગળ વધવાના નથી. આપણ બેનો ને ભાઇઓ તેમજ સર્વ સંસ્થાઓ એક બીજા સાથે જોડાઈ અરસ પરસ મીત્રાચારી વધારી કામ કરીશું તો જલદી આપણું પ્રગટીકરણ અને સ્વતંત્રપણું બંને મેળવી શકીશું. પણ જો એક બીજાંથી છુટાં થઇ અરસપરસ વિરોધ અને અંતરા વધારી કાર્ય કરીશું, તો કોઈ કાળે પણ આગળ વધીશું નહિ. તેમજ આપણે જે દેશ માટેના છુટાપણાની લડત લડીએ છીએ, તે છુટાપણું આપણે કદી મેળવીશું નહિ. આપણી આંખો સામે આજે ઘણાં સમાજ સેવામાં કામો પડેલાં છે, જે કામો આપણે ખંત અને ઉત્સાહથી મળી કરવાની ઘણી જરૂર જણાય છે, જો આપણા દેશનો સુધારોજ કરવા ઈચ્છતા હોઇએ, તો આપણા જુવાનોનું મંડળ ઠેકાણે ઠેકાણે ઉભું કરવું જોઇએ, તે યુવકોના મંડળમાં ઐક્યતાં શું છે તેનુ શિક્ષણ પહેલું આપવું જોઈએ છે. બીજા દેશોના કરતાં આપણા દેશના જુવાનોમાં એક બીજા તરફ ભાઇચારાની

લાગણી ઘણી ઓછી માલમ પડે છે, તેના પરીણામે એક બીજામાં ભાગલા ને અંતર ઘણો ઉભો થયો છે, તે અંતર ને વિરૂધતા દુર કરવા માટે એ યુવકો માટેની ચળવળ વ્યવસ્થિત ને પધ્ધતીસર ચલાવવી જોઇએ છે, જર્મનીમાં એક લેખકે કહયું છે કે દેશમાં જો મોટો ફેરફાર થાય તો જુવાન્યાઓથીજ થઇ શકે, માટે આપણા દેશ યુવકોને માટે ભાઇચારાની લાગણી વધારવાની જરૂર છે. દુન્યાના ઘણા સુધરેલા દેશોમાં આપણે હાલ નજર કર્યે છીએ, તો લીગ ઓફ યુથ એટલે જુવાનોની મંડળી જુદે જુદે ઠેકાણે નવીન ચળવળ ચલાવી રહી છે. જો આપણે જર્મનીને તપાસીશું તો જણાશે કે તે હાલના મહાભારત યુધ્ધથી બધું નાશ પામ્યું છે. ત્યાં સઘળે આંધાધુંધી જેવો વહેવાર ચાલી રહ્યો છે, તે છતાં ત્યાંના જુવાનોની મંડળી ભાઈબંધીની લાગણીથી કેવું ભલું કાર્ય કરી રહી છે તે આપણે જોઇએ. તેઓ શહેરના લોકોમાં ફરી ફંડ એકઠું કરીને ફ્રાન્સમાંના મુખ્ય ભાગમાં જે લોકો પાયમાલ થઇ ગયાં છે, તેઓને મદદ કરે છે. તેઓ બીજી બાબત ઉપર ધ્યાન આપતાં નથી. ફક્ત એટલુંજ જોય છે કે અમારે તો ભાઇચારો વધારવો છે, ને સમાજ સેવા કરવી છે. આપણે પણ આ એક મુખ્ય બાબદ છે તે ઉપર ધ્યાન પુગાડી ખંતથી કામો કરવા મંડી જઇએ, તો જરૂરજ આપણે તથા આપણા દેશનો ઉદ્ધાર કરીએ.

આ બાબદોમાં મારે સુચનાઓ કરવાની છે તે એટલીજ છે કે:

૧ લું—ભાતૃભાવના નિયમનો ફક્ત થોડો વખત સુધી અમલ કરીને બંધ પડવું નહિ, પણ હંમેશ સુધી ચાલવાનો પ્રયત્ન કરવો.

૨ જું—ભાતુભાવના સદગુણ ઉપર રોજ પાંચ મિનિટ મનન કરવું કે આપણે આખો દિવસ સર્વ સાથે મનથી, વચનથી, ને કર્મથી ભાતૃભાવનું જીવન ગુજારવું.

૩ જું—ભાતૃભાવને લગતી સાહિત્ય છપાવી, છાપી, લોકોમાં વહેચવું તેમજ એને માટે જુવાન મંડળોમાં અભ્યાસ વર્ગો ઉઘાડવા.

૪ થું—બીજા ધર્મના ઉપદેશકોને ભાતૃભવના વિષય ઉપર ભાષણ આપવા બોલાવવા ને જેમ આજે સઘળી સંસ્થાઓ જોડાઇ આ ચળવળમાં ભાગ લઇ વીવેચનો કરી ભાતૃભાવની લાગણી દર્શાવે છે, તેમ વખનો વખત સાથે મળી કાંઇ એ દિશામાં કાર્ય કરવું જોઇએ.

૫ મું—ભાતૃભાવને પુષ્ટી આપે તેવાં ભજન કિર્તનો તથા કથાઓ થવી જોઈએ.

૬ ઠું—સવારે બપોરે ને સાંજે સઘળા જીવોના કલ્યાણ માટે પ્રભુ પ્રાર્થના કરી તથા કોઈ ભાઇબંધ સીક હોય, દુઃખમાં હોય, તો તેઓ તરફ શુભ ભાવના મોકલવી.

---




દાતાર–દાદાર–હવાપાઓ–સેવિષ્તો–દાનો–આથવાઓ–અબદહ–અબઅંજામ–હુવિસ્પ–તવાન–હમે અયાફ.

રચનાર, પેદા કરનાર, કામેલ, કારીગર, અતિશય હિત કરનાર, કાયદાવાળો, મુશ્કેલી વગરનો, સહેલથી કરનારો, અનાદિ, અનંદ સર્વ શકિતમાન, સર્વવ્યાપક.

ઉપલા અવસ્તા ખુદાના એક સો એક નામ પાઝંદમાં આવેલાં છે, તે માહેલાં આ નામો છે, આ નામો કેવાં ઉમદા ફીલસુફીભરેલાં ખુદાના હસ્તીનું તથા કારીગરીનું તેમજ તેની ખુદાવંદીનું જ્ઞાન આપનારાં છે જે નીચલી દલીલોથી જણાય છે.

હવે ખુદાના અનાદી અનંતપણા તથા સર્વ શકિતમાન અને સર્વ વ્યાપકપણાની સાબેતી ઉપર કહેલાં પાઝંદ નામોમાં ખુદાને "દાદાર" એટલે રચનાર પેદા કરનાર તથા અબદહુ, અબઅંજામ એટલે અનાદી અનંત તથા હરવીસ્પ તવાન એટલે સર્વ શકિતમાન અને "હમે અયાફ્" એટલે સર્વ વ્યાપક કરી કહયો છે, તે સાચુજ છે.

દુન્યામાં જેવી કાંઇ વસ્તુઓ બની છે, તેનો બનાવનાર પેદા કરનાર એક મહાન હસ્તી છે, કે જેમાંથી આ જગત જાહેર થયલી છે. તે એક હસ્તી (The abeelut) જે અવીનાશી જેને શરૂઆત નથી તેમજ છેડો નથી, જેને આ જાહેર થયલાં કહેલાં છે જગતમાં કોઈ પણ એનો મુકાબલો કરી શકતું નથી. આપણા અવસ્તા પ્રમાણે એવી જરવાને અકરને તરીકે એની પીછાંન કીધી છે. હવે એને મહાન શકિત કહો અથવા મહાન ચૈતન્ય કહો, જેને પીછાનવાને માણસની બુધ્ધી ને જ્ઞાન લાઇલાજ છે.

આ મહાન હસ્તીમાંથી એક સંપુર્ણ ભાન ધરાવનારા ચૈતન્ય બહાર પ્રગટ થાય છે. જેને આપણે જરથોસ્તી ધર્મ-શાસ્ત્રમાં અહુરમજદ તરીકે પીછાન્યા છે. હીંદુશાસ્ત્રમાં બ્રાહ્મણ કહેછે. ખ્રીસ્તીઓ તેને (God) કહે છે. મુસલમાન અલ્લાહ કહે છે. એ રીતે જુદા જુદા ધર્મવાલા તેને જુદા જુદા નામો આપે છે. પણ તે "આનંદ સ્વરૂપ" છે. આ બાબતમાં મતભેદ નથી. એજ એક પરમ તત્વ છે. કે જેના ઉપર જીવન તથા આખા તત્વ જ્ઞાનનો પાયો રચાયલો છે, જે એક છે, ને તેનાં સીવાય બીજું કોઈ જીવન નથી. તે એક પરમાત્મા છે. જેવી રીતે અનેક નદીઓ એક પર્વતનાં મૂળમાંથી વહે છે, તેવીજ રીતે આ મહાન હસ્તી જે પરમ જીવન છે. તેમાંથી આખી જગત સઘળા જીવો સાથે પ્રગટ થયા છીએ. તે પરમ જીવન તે હરેક હૈયાત પદાર્થોનું મૂળ ગણાયલું છે, તે જીવન આનંદ

મય છે, અનંત છે, નીર્વીકારી અને શાશ્વત છે. અનંત સ્વરૂપી ગણુ થલો છે. દરેક મનુષ્યો તે પરમ જીવનનાં ભાગરૂપ છે. છતાં તે એકજ જીવન છે. જે આપણુ બધાંને એકમય બનાવે છે. જો કે દુન્યાનાં દરેક જીવન સ્વરૂપો બહારનાં દેખીતા જુદા જુદા જીવો છે, પણ તે જીવોની હૈયાતીનું મૂળ તો તે એકજ મહાન ચૈતન્યમાં સમાયલું છે. પરમાત્મા અથવા અહુરમજદને જાણવા કેટલાક મહાન પુરૂષોએ પરમાત્માની એકતાઇ વીષેના શોધમાં જ્યારે તેમનાં જાતી અનુભવના પુરાવા તરીકે જાહેર થએલા છે. જે કાંઈ ખ્યાલી નથી. જે આપણે અહુરમજદ યશ્તમાંથી મળે છે. તેમજ બીજા ધર્મનાં અભ્યાસીઓ તરફથી જાહેર થયલા છે. જે નીચે પ્રમાણે દર્શાવેલા છે.

અહ્મીયત અહ્મી મજદાઓ નામ (અહુરમજદ યશ્ત)
અર્થ—હું તે મજદ છું.

તતત્વમ અશી ઓમ—મનીપહ્મ હમ.
I and my father are one.

આ સધળી જગતની નાશવંત ચીજોની અંદર અહુરમજદને સર્વ ઠેકાણે કામ કરતાં જુએ છે. ત્યારે તેને એક મહાન કાયદો જે અવસ્તા પ્રમાણે "અષ" નો છે. અથવા કુદરતી મહાન વ્યવસ્થાનો કાયદો (The law of harmony) છે આ જગતના બદલાતા સ્વરૂપમાં તે કાયદો અચળ સ્વરૂપમાં આખા બ્રહ્માંડમાં કામ કરતો જણાયલો છે.

જે કાયદો આખી જગતમાં જુદા જુદા પ્રગટીકરણમાં કામ કરી રહેલો છે, દરેક ગ્રહમંડલોને પોતાનાં માર્ગમાં ટકાવી રાખે છે, એટલુંજ નહીં પણ ઉપલા મીનોઈ ભુવન ઉપર યજદો, અમશાસ્પંદો, ફરોહરો વગેરે આ મહાન કાયદાને માન આપી કુદરતની વ્યવસ્થાને આખા બ્રહ્માંડમાં સમાધાનીથી (balance) જાળવી રાખે છે.

હવે જ્યારે "અષ"નો કાયદો માણસના પ્રગટીકરણમાં કામ કરે છે તે અશોઈનાં કાયદા તરીકે જાહેર થયલો છે. માણસમાં ઉત્પન્ન થતા સારા નરસા ગુણો તથા ચઢતી ઉતરતી લાગણીઓ અને હેવાની જુસ્સાઓન કાબુમાં રાખી ઈશ્વરી માર્ગ ઉપર ધ્યાન આપી માનવીઓએ સમાધાની જાળવી રાખવી, એ "અષના" કાયદાનું પરીણામ છે.

હવે જે મહા પુરૂષો જે જ્ઞાન ને ભક્તિના આવેશમાં આવી અષના મૂળ તરીકે અહુરમજદને ઓળખીને તેની સ્તુતિ કરે છે. આ સ્તુતી કાંઈ ફક્ત મોઢેથીજ નહીં. યા ખ્યાલી મનની લેભાગુ કલ્પનાથી નહીં, પણ પોતાની આત્મીક ચક્ષુઓ ખુલ્લી થવાનાં જાતી અનુભવો (Direct knowledge) મેળવીને કરે છે. એ રીતે અહુરમજદને (પરમાત્માને) આખી જગતમાં જુદે જુદે રૂપે ફેલાઈ રહેલો જુએ છે, ને તેને પોતે પીછાને છે.

આ ઉપરથી સહેલાઈથી આપણને જણાય છે, કે એક આગળ વધેલો આત્મજ્ઞાની જે મનથી તો આખા જગતના સઘળા જીવોને અહુરમજદનાજ પરમાત્માનાજ સ્વરૂપ તરીકે પીછાને છે. એ રીતે તે પોતે અહુરમજદ સાથે એક છે. એટલે કુલ જેહાનનાં આત્માઓ સાથે અઇકયતા ધરાવે છે. અને ઉંચામાં ઉંચી હાલતન પામે છે.

પ્રીય વાંચક! આ સઘળાં ઉપરથી આપણે એટલું ખાત્રીપુર્વક જોઇ શકીએ છીએ કે પરમાત્મા (અહુરમજદની) હસ્તી અને સર્વ શકતીવાનપણાની તથા તેનાં વ્યાપીપણાની સાબેતીથી ખુલ્લું દેખાઇ આવે છે, કે આખી જગતનો આધાર માત્ર ખુદાની હસ્તી ઉપર છે.

૨૮






પ્રિય વાંચક, તું જાણે છે તેમ હિંદ ભૂમી ઉપર ઘણા ઇશ્વરી અવતારનાં મહાન પુરૂષો પુરાતન કાળમાં જન્મી ગયા છે. ને તેઓ તરેહવાર રીત ધર્મ ને જ્ઞાનનો બહોળો ફેલાવો કરી ગયા છે. તેજ પ્રમાણે આ મહાન નર શ્રી કબીરજીનો પણ જન્મ હિંદ ભુમી ઉપર થયો છે.

એમનો જન્મ શ્રી કાશી શહેરમાં થયો હતો. જે હિંદુ-ઓનું સર્વેથી પવિત્ર શહેર ગણાય છે. એમનાં જન્મ વિષેનું વર્ષ બરાબર મળી શકતું નથી. તે છતાં કબીર પંથીઓ પોતાનાં એ મહાન સ્થાપક ગુરૂ માટે કહે છે, કે ઇ૦ સ૦ ૧૩૯૮ માં જન્મ લીધો, ને ઇ૦ સ૦ ૧૫૧૦ માં ખાકી દેહ છોડી ગયા.

કબીરનાં જન્મ વિષેની ઘણી દંત કથા જાણવા જોગ છે. તેમાંની અત્રે એક આપીશું એવું કહેવામાં આવે છે, કે એક ઉંચ વર્ણની બ્રાહ્મણની પુત્રી જે વિધવા હતી. તે દરરોજ પોતાનાં રામનંદ મહારાજાનાં મંદીરમાં દર્શને જતી હતી. તે પુત્રી ભક્તિવાળી ઘણી હતી. તે જોઇ રામનંદ પ્રસન્ન થઇ તેને આશિષ આપ્યો, કે તેણીને પુત્રની વૃદ્ધી થાઓ. આ શબ્દ તેણીનાં પીતાએ સાંભળ્યા ને કહ્યું કે: "મહારાજ તમો જાણો છો ! એતો વિધવા પુત્રી છે. એને પુત્રની વૃધ્ધી કેમ થઇ શકે" ?

રામનંદે જવાબ આપ્યો કે, "હું ઘણો દીલગીર છું. એ વિષે મેં જાણ્યું નહિં હતુ". હવે અહીં એમ જણાવે છે, કે આગલા જમાનામાં સાધુનાં શબ્દોનાં આશિષ કદી ફળી ભુત થયા વિના રહેતા નથી. તેમજ તેના બોલેલા શબ્દો પાંછો ખેંચી લેવાતા નથી. તેથી તેણે એની ઇચ્છા જાણી કે

તેણીને બાળક જન્મે ને અપવિત્રાઇમાં ઉતરવું ન પડે તેથી તે બાળકનો જન્મ કર દ્વારે થાયે. જે મુજબ કબીરનો જન્મ થએલો કહેવામાં આવે છે. અને તેથીજ કબીર નામ પાડયું. જેનો અર્થ કર યાને હાથ ને બીર એટલે વીર યાને હાથમાંથી આવેલો વીર (છોકરો). તે ઉપરથી કબીર નામ પડયું.

કબીરનો જન્મ થયા પછી પેલી બ્રાહ્મણ સ્ત્રીને લોકોમાં ઠીક નહીં લાગ્યું. તેથી તે છોકરાને એકાંત જગ્યામાં એક હોજમાં પાણીનાં ફુવારા આગળ જ્યાં કમળ ફુલ હતાં ત્યાં કપડામાં લપેટી મુકી આવી.

આ હોજ આગળથી એક વણકર સ્ત્રીના હાથમાં તે છોકરૂં આવ્યું જેઓ જુલૈયા જાતના હતા. જેઓનું નામ નિમા અને નીરૂ હતું. તેઓ આ સુંદર બાળક ને પોતાને ઘર લઈ ગયા. ત્યાં કાજી પસે નામ જોવડાવ્યું તો તેના જોવામાં (અકબર) (કિબ્રીય) અથવા કબ્રા એવા ત્રણ ખુદાનાજ નામો નીકળ્યાં. હવે એવા એક ખુદાના નામો એક જુલૈયા (મુસલમાન)ના છોકરાને કેમ અપાય તેથી કાજીએ ચીંડાઇને કહ્યું કે, આ છોકરો તો કોઇ સેતાન જણાય છે, ને એને જીવતો રાખવો સારો નથી. તેથી તે લોકો તેને ઘરના એક એકાંત ભાગમાં લઇ જઇ મારી નાંખવા જાય છે, તેવોજ પેલા બાળકને (કબીર) વાચા થઈ ને નીચલા શબ્દ બોલ્યું કે, "હું નહિ જણાયલી ગુપ્ત જગ એથી આવ્યો છું માયાએ દુન્યાને ભૂલાવામાં નાંખી. હું કોણ છું? તે કોઇબી જાણતું નથી. હું કોઇબી ઓરતને પેટે જનમ્યો નથી. પણ એક છોકરા તરીકે ચમત્કારથી પ્રગટ થએલો છું, મારૂં રહેઠાણ કાશીની એકાંત જગાંમાં હતું. હું આ વણકરને હાથ આવ્યો છું. મારૂં શરીર કામલોક કે સ્થુલ ભુવન, કે બાકી ભુવનોનું નથી બનેલું, પણ મારૂં શરીર બુધ્ધી ભુવનનું બનેલું છે. ને આ જગતમાં હું ઉપદેશ કરવા આવ્યો છું. મારી બ્રહ્મજ્ઞાનની જીંદગી એક આગાહી બતાવનાર

કે મારૂં નામ કબીર છે." આ ચમત્કારથી પેલા કાજીની બુરી નેમ ઉંધી વળી, ને આખરે પેલો બાળક જીવતો રહ્યો. ને તે ભવિષ્યમાં મહાન નર નીકળ્યો. એવી રીતની દંતકથા કબીર માટે ચાલે છે.

કબીરના શિક્ષણો પાળનારા આજના જમાનામાં સેંકડો નહિ પણ હજારો આદમીઓ હશે. અને તેથી હું આશા રાખું છું કે આ સાચા મહાન ભક્તનો અહેવાલ મારા વાચનારાઓને રસ પમાડનારો થઈ પડશે. ભક્તિના પાયા ઉપર તેણે પોતાની ફીલસુફી રચી હતી. હિંદુ ચાર વર્ણો, ચાર આશ્રમો, અને છ ફીલસુફીઓને તે ગણકારતો નથી. ખાલેસ જીગરની પરમેશ્વરની ભક્તિ એ તેના ધર્મની ચાવી છે. ધાર્મીક અને સંસારી ફરમાનો અને રેવાજો તેને મનથી બ્રાંતી સમાન હતા. તે કહેતો હતો કે ખાલેશ ભક્તિ અને બંદગી સિવાય તપ, યોગ, દાન વિગેરે સઘળું વ્યર્થ છે.

તેના શિક્ષણો ઘણા સાર્વજનીક છે. હિંદુ અને મુસલમાન તેનો બંને એક સરખો લાભ લઈ શકે છે, કારણ કે તેઓમાં પક્ષપાત જેવું કાંઈ નથી કોઈનાં ડર્યા વગર, મહેરબાનીની દરકાર વગર, તેને જે સત્ય લાગ્યું તેજ તે શીખવી ગયો છે.

તેના મત પ્રમાણે ડોળ ઘાલવો, ઢોંગી થવું, એ મોટામાં મોટી બદી છે. ન્રાત, પંથ વગેરેનો કાંઈ ભેદ તેનાં શીક્ષણમાં મળશે નહીં.

એમ કહેવામાં આવે છે કે તેનાં બાળપણમાં તે વખતનાં જાણીતા સંત શ્રી રામનંદનો શિષ્ય થવાને તેને પ્રેરણા થઈ હતી. જાતે મુસલમાન હોવાથી તે મહાત્માની આગળ જવાને તેને ડર લાગ્યો. તેનો દેખાવજ કદાચ નાખુશી ઉત્પન્ન કરનો તેથી તેણે એક યુકતી રચી દર સહવારે તે નદીમાં સ્નાન કરવા જતા, તે માર્ગમાં તે લાંબો થઈ પડયો. મહાત્માના પગ કબીરને લાગ્યા. અને બડી બામદાદનાં ઝાંખા

અજવાળામાં તેવણે ઠોકર ખાધી અને સમતોલપણું જાળવતાં તેઓ રામ રામ શબ્દો બબડયા. કબીરજીએ તુરતજ રામ શબ્દ પોતાના ગુરૂ મંત્ર તરીકે ધારણ કીધો. અને ખુશાલ ઘર તરફ વળ્યા. તે ઘડીથી તેવણ ઈશ્વર યા રામનું નામ લેવા લાગ્યા. અને જયારે તેવણની માતાએ તેવણનાં ગુરૂનું નામ પુછયું. ત્યારે તેવણે કહ્યું કે નામીચા સ્વામીજી રામનંદ તેવણનાં ગુરૂ થતા હતા. સ્વામીનાં કાને આ વાત પડતાંજ તેવણે કબીરને બોલાવી મંગાવી પૂછયું કે તેવણ તેનાં ગુરૂ છે એમ માનવાને તેને શું કારણ મળ્યું છે. બીહીકથી ધ્રુજતો કબીર ગંગા નદી આગળની સીડી ઉપરનો બનાવ તે પણ કહી જાય છે. સ્વામી તેનો ઉંડો ભક્તિભાવ જોઇ લે છે. અને તેનાં કુલની કાંઇ પણ દર-કાર કર્યા વગર તેને હેતથી બાઝે છે.

કબીર એક વણકર હતો. પણ પોતાનું અને પોતાનાં કુટુંબનાં ગુજરાન જેટલું મળે એટલીજ મહેનત કરતો હતો. બાકીનો સઘળો વખત તે કીરતારની યાદમાં, ભકતીમાં ને બંદગીમાં ગાળતો હતો. એક વખત કાપડનું થાણ વેચવા જતાં એક સંત તેને મળ્યો. જેને આખું થાણ પોતાને આપી દેવા કબીરને સમજાવ્યો. કબીરે અડધું આપવા કહ્યું પણ ગેલાએ તો આખું આપે તોજ લેવા કહ્યું. કાંઇ પણ વધુ વિચાર કર્યા વગર કબીરે આખું થાણ આપી દીધું અને કાંઈ પણ પૈસા લીધા વગર ઘર તરફ પાછા ફરવાની શરમ છુપાવવા માટે પાડોશનાં એક જંગલમાં જઈ છુપાઇ બેઠો.

તેના સ્રી છોકરાં તેની વાટ જોતાં બેસી રહ્યાં હતાં. તે લોકો ભૂખે મરતાં હતાં, અને થાણમાં પૈસા આવશે તો કાંઇ ખાવાનું મળે આવી આશામાં હતાં. ત્રણ દિવસ વેર લાગત તેઓએ તેની રાહ જોઈ, પણ કબીર તો આવ્યો નહિ. કહે છે કે પરમકૃપાળુ ઈશ્વર તેના ભૂખે મરતાં કુટુંબ ઉપર દયા લાવે છે, અને એક બળદ ઉપર આટાની ગુણ, ઘી, ખાણ, વગેરે લાધી, એક વેપારી

કબીરના ઘરે જઇ તેની સ્ત્રીને આપી આવ્યો. તે માલ લેવાને તેણીએ ઘણી આનાકાની કીધી, પણ ઘણી સમજાવત પછી તે રાખ્યો. તે બાદ ઘણા શખ્સો કબીરની શોધમાં નીકળી આખરે તેને ઘરે લઈ આવે છે. એક ત્રાહિત આસામીએ બતાવેલી ઉદારતા જોઇને તે દંગ થઈ જાય છે. અને તે સાહેબ, જેનામાં તેનું હૃદય લાગ્યું હતું, તેની મહેરબાનીથી એ સઘળું થયું. એમ માને છે. તેના આભારનું વર્ણન કરવું મુશ્કેલ છે, સાધુ સંતોને જમાડવામાં તે સઘળું વાપરી નાંખે છે. વણકરનો ધંધો તે છોડી દે છે. અને ધાર્મીક જીંદગીને પેતે અર્પણ થાય છે.

ઝનુની બ્રાહ્મણો તેની ઉદારતાથી અદેખા થઈ છડેચોક ફર્યાદ કરવા લાગ્યા, કે તેઓને ખવાડવા પીવાડવાને બદલે કબીર તો સાધુ સંતો જેમાં કેટલા તો શુદ્ર વર્ણના હતા તેઓને જમાડતો હતો. બ્રાહ્મણોને સાધુઓ કરતાં ઉતરતા ગણવા એ તેઓને ખુલ્લું અપમાન કરવા સમાન હતું. પોતાની પાસેનો સઘળો માલ મસાલો ખલાસ થએલો હોવાથી બ્રાહ્મણોને તે જમાડી શકશે નહિ એમ તેણે જણાવ્યું. પણ તેઓ ઘણા જીદ્દી બન્યા. જ્યારે તેઓની કાસલ પતાવવાનો બીજો માર્ગ રહ્યા નહિ ત્યારે બજારમાં ખરીદી કરવાને મસે, પણ ખરેખર તો કોઈ એકાંત જગાએ છુપાઈ રહેવાને તેણે ચાલું મૂકયું. સર્વવ્યાપક ઈશ્વર જે પોતાના ભકતો ઉપર સદા નીગાહ રાખે છે, તેને કબીર રૂપે આવી બ્રાહ્મણોને એવાતો મીસ્તાન જમાડયા કે બનારસમાં કબીરનું નામ જગ આશકાર થઇ ગયું. તેજ વેળા સાહેબ કબીરના છુપાવાની જગાએ જઈ તેને કહે છે, "ઉઠ, કબીરને ઘરે જા, ત્યાં તને સરસ ભોજન મળશે. જે ત્યાં જાય છે, તેને અઢી શેર સુંદર પકવાનો મળે છે."

શુ બન્યું તે કબીર સમજી જાય છે ને ઘરે જઈ જોય છે તો સખાવતી કામની ધામધુમ ચાલી રહેલી તેને જણાય છે. ઈશ્વરની સર્વવ્યાપકતાનો સાક્ષાત પુરાવો અહિ તેને મળે છે.

મનનમાં હંમેશાં ગુંથાયલો રહેવાથી, દુન્યવી કામકાજોની ઝાઝી દરકાર કબીર કરતો નહિ. અને સાધારણ સમજ શકિતવાળા માણુસોને તેના કાર્ય વિચિત્ર લાગે છે.

એક વેળાએ તે રાજાના દરબારમાં ગયો, પણ જોયું કે કોઇ તેની દાદ લેતું નથી. તેથી જમીન ઉપર બાલડી ભરી પાણી ઘોલ્યું. આ અજબ પ્રકારની વર્તણુંક જોઇ રાજાએ તેનું કારણ કબીરને પૂછયું. ત્યારે તેને કહ્યું કે મેં તો જગનાથની ગોરના પગ થંડા કીધા. ( આ ગોર ત્યાંથી બહુ દૂર હતી ) તુરત રાજાએ શ્રી જગનાથ તરફ એક કાસદને ઝડપી સાંઢણી ઉપર બેસાડી રવાના કર્યો અને કબીરે કહ્યું તે ખરૂંજ છે એવો જવાબ તે લાવ્યો. કબીરની ભકિતનું આવું બળ જોઇ રાજા ઉપર જબરી અસર થાય છે. અને આટલો વખત તેને અપમાન થયું, તે માટે દરગુજર ચાહે છે. અને પોતાની સ્ત્રી સાથે ઉઘાડે પગે પ્રાયશ્ચીત કરતાં તે સંત આગળ જાય છે. જેવણુ તેઓને શુધ્ધ કરે છે.

રાજ દરબાર તરફથી કબીરને માન મળતું જોઈ બ્રાહ્મણોને ઘણો ક્રોધ ઉત્પન્ન થાય છે. સીકંદર લોદી જે તે વેળાએ નારસમાં રહેતો હતો તેની દરબારમાં તેઓએ જઈ કબીરપર એવું તોહુમત મેલ્યું કે તે તો શહેરમાં બળવો જગાડવાની કોશેશ કરે છે. તુરત તેને પકડી મંગાવાનો હુકમ થાય છે. અને રાજાની સમક્ષ લાવી તેને ખડો કરવામાં આવે છે. રાજાને સલામ કરવા કાજી કબીરને કહે છે, પણ તેમ ન કરતાં કબીર બોલ્યો કે સર્વ શકિતવાન ઇશ્વર સિવાય કોઇને હું મારૂં સર નમાવતો નથી. આથી રાજાને ક્રોધ ઉપજે છે, ને તેના હુકમથી કબીરના હાથ પગ લોખંડની બેડીથી જકડી તેને ગંગા નદીમાં નાંખવામાં આવે છે. તુરતજ તે બેડીઓ વગર નદીને કાંઠે ફરતો જોવામાં આવે છે. ઇશ્વરની મહેરબાનીનો આ એક દાખલો છે. પણ રાજા તેને જાદુ તરીકે સમજે છે. અને આતશની ભઠ્ઠીમાં તેને

નખાવે છે. પણ તેનાં એક બાલને પણ ઇજા થયા વગર તે સલામત બહાર આવે છે. કાજીની સઘળી તદબીરો વ્યર્થ જાય છે. છેવટે એક ગાંડા હાથીને કબીર ઉપર છોડી મેલવામાં આવે છે. પણ તે બી તેની તરફ ન જતાં ભલતીજ દીશાએ દોડી જાય છે. આખરે રાજાને સમજાવવામાં આવે છે, કે કબીર કોઈ એક સાધારણ માણુસ નથી પણ એક સંત છે. તેથી રજા તેની માફી માંગે છે. અને જમીન ઇનામમાં આપવા ચાહે છે. કબીર એ બક્ષીશ કબુલ રાખતો નથી. અને કહે છે કે, દુઃખનું મૂળ દોલત છે, અને ઈશ્વરની યાદ એજ તેનો ખજાનો છે.

બ્રાહ્મણો હજુ તેને સતાવવાનું ચાલુજ રાખે છે. તેને નીચો પાડવાને તેઓ હવે એક બીજી બાજી રચે છે. વેરાગીનાં વેષે કેટલાક શખસોને તેઓ બહાર મોકલે છે. જેઓ કબીરનાં ચેલાઓ છે એમ લોકોને જણાવીને એક ચોકકસ દીવસે કબીર એક મોટું જમણુ આપનાર છે, એમ કહી તે દીવસે આવવાનું આમંત્રણુ બેસુમાર સાધુ લોકને દીએ છે. મુકરર થએલા દિવસે અગણીત સાધુઓ કમીરનાં ઘર આગળ જમાવ થાય છે. કબીરની પાસે કાંઈ ખવાડવાનું ન હોવાથી તે વીચારમાં પડે છે. અને ભરાતો ફરે છે. પણ પરમ કૃપાળુ સાહેબ ફરી એકવાર પોતાનાં ભક્તની વારે ધાએ છે. અને એક સુંદર ભોજન તેઓને પુરૂં પાડે છે. તે સાહેબની માયાનાં આ નવા પુરાવા પછી તેના તરફ કબીરના પ્યાર અને ભક્તિ કેવાં હશે, ત માત્ર આપણુ કલ્પી શકીએ. તેનું વર્ણન થઈ શકે નહીં તેનું મરણુ નીચલા સંજોગો વચ્ચે નીપજ્યું હતું. ૧૦૧ વર્ષ પુરાં કરવાને દિવસે ગુલાબનું બીછાનું તૈયાર કરી એક ચાદર ઓઢી તે ઉપર તે સૂઈ જાય છે. જરા વારે જ્યારે ખસેડવામાં આવે છે, ત્યારે ફુલો સીવાય ત્યાં કાંઇ નજરે નથી. તે જગાએ હાજર રહેલા હિંદુ, મુસલમાનો, એ બનાવ ખરેખરો બન્યો હતો, એવો પુરાવો આપે છે.

